श्री.

# वर्द्धमानदेशना.



## भाषांतर.

આણંદ, કામદેવ, ચુલનીપિતા, સુરાદેવ,
ચુલ્લગશતક, કુંડકોલીક, સદ્દાલપુત્ર, મહા
શતક, નંદિનીપ્રિય અને તેતલીપ્રિય
એ રીતે દશ શ્રાવકોના ચરિત્રો
તે
માગધી અને સંસ્કૃત ઉપરથી
ભાષાંતર કરાવી

---

પ્રસિદ્ધ કરનાર.
શા મગનલાલ હઠીસંગ
જ્ઞાનપ્રકાશના માલેક.

[ આવૃત્તિ બીજી ]

અમદાવાદમાં
"રાજનગર પ્રિન્ટીંગ" પ્રેસમાં છાપી

વીરસંવત ૨૪૩૨-સને ૧૯૦૬

કિંમત રૂ ૨—૦—૦

# પ્રસ્તાવના

આ સસારરૂપ ઘોર અરણ્યમા બે મ્હોટા રસ્તા છે, જેમા ને પહેલો રસ્તો અપ્રસિદ્ધ અને વિષમ હોના છતા સ્વર્ગ અને મોક્ષનગરે લઇ જાય છે, તથા બીજો રસ્તો પ્રસિદ્ધ અને સરળ હોવા છતા દુ ખ અને દુર્ગતિ નામની ભયકર નગરીને વિષે પહોચાડે છે જો કે સર્વ માણસો મનથી બીજા રસ્તાને તજી પહેલે રસ્તે જવાને બહુ ઉત્સાહ ધરાવે છે, પણ તે વિષમ હોવાથી સહજમા બીજા રસ્તાને પકડી લે છે અને તેથી તેઓ દુ ખ અને દુર્ગતિ નામની ભયકર નગરીને વિષે જવાની ઇચ્છા કરતા નથી, તોપણ પકડી રાખેલો રસ્તો તેમને તેજ નગરીને વિષે લઇ જાય છે. આ ઉપરથી પહેલો રસ્તો સારો અને બીજો રસ્તો ખોટો એમ સર્વ માણસો જાણે છે, પરતુ પહેલો રસ્તો કયો? અને બીજો કયો? તે જાણનારા તો કોઇ વિરલા પુરૂષ હશે સર્વ જાતિમા માણસજાતિ ઉત્તમ છે, તેના પણ આ વખતમા એ દુર્લભ મળવા જેવુ છે આવી ઉત્તમ જાતિ પામેલા માણસોને પહેલો રસ્તો શોધી કાઢવાના બહુ ઉપાયો છતા મુખ્ય ઉપાય તિર્થંકરનુ વચન છે, પરતુ વર્તમાનકાળને વિષે ભરતક્ષેત્રમા વિચરતા તિર્થંકર ન હોવાથી તેમના વચન રૂપ આગમજ ઉત્તમ રસ્તો બતાવનારૂ છે ચરમતિર્થંકર શ્રી મહાવીરસ્વામી કે જેમનુ 'વર્દ્ધમાન' સ્વામી એવુ જગત્પ્રસિદ્ધ નામ છે, તેમણે ભવ્યજીવોઉપર અપૂર્વ ઉપકાર કરવા માટે આ આણદાદિ શ્રાવકોને પ્રથમનો રસ્તો દેખાડવા માટે ઉત્તમ દેશના આપી છે, અને તે રસ્તે ચાલનારા આણદાદિ શ્રાવકો સ્વર્ગાદિ ઉત્તમસ્થાન પામ્યા છે

શ્રી વર્દ્ધમાનસ્વામીએ આણદાદિ શ્રાવકોને ઉત્તમ ધર્મદેશના આપી છે, તેજ દેશના શ્રી સુધર્માસ્વામીએ જબૂસ્વામીને વિસ્તારપૂર્વક કહી છે, અને તે ઉપરથી વાચકરત્ન લાભગણીના શિષ્ય રાજકીર્તિમુનિએ "શ્રી વર્દ્ધમાનદેશના" એ નામનો આ સસ્કૃત ગ્રથ રચ્યો છે આ ગ્રથમા દશે શ્રાવકોના ઉત્તમચરિત્ર

અને દૃષ્ટાંતસહિત કથાઓ આવી છે. તે નિચે પ્રમાણે:--

આણંદશ્રાવકના ચરિત્રમાં સમકિત ઉપર આરામશોભાની કથા; અને પહેલા વ્રત ઉપર હરિબળમચ્છીની કથા; બીજા વ્રત ઉપર હંસરાજાની કથા; ત્રીજા વ્રત ઉપર લક્ષ્મીપુંજની કથા; ચોથા વ્રત ઉપર લક્ષ્મીવતીની કથા; પાંચમા વ્રત ઉપર ધનસારની કથા; રાત્રીભોજન ઉપર હંસ તથા કેશવની કથા; છઠ્ઠા વ્રત ઉપર ચારૂદત્તની કથા; સાતમા વ્રત ઉપર ધર્મકુમારની કથા; આઠમા વ્રત ઉપર સુરસેન વીરસેનની કથા; નવમા વ્રત ઉપર કેશરીચોરની કથા; દસમા વ્રત ઉપર સુમિત્રમત્રીની કથા; અગીયારમા વ્રત ઉપર રણસૂરની કથા; બારમાવ્રત ઉપર જિનદત્તની કથા. બીજા કામદેવશ્રાવકના ચરિત્રમાં પરિગ્રહ પરિમાણ ઉપર રત્નસારકુમારની અદ્ભૂત કથા. ત્રીજા ચુલનીપિતા શ્રાવકના ચરિત્રમાં જિનધર્મની આરાધના ઉપર સહુસ્સમલ્લચોરની કથા. ચોથા સૂરાદેવશ્રાવકના ચરિત્રમાં ધર્મની આરાધના ઉપર ધિષ્ટકની કથા. પાંચમા ચુલ્લગશતકશ્રાવકના ચરિત્રમાં અભયદાનઉપર ધનદેવ અને ધનમિત્રની કથા. છઠ્ઠા કુંડકોલિકશ્રાવકના ચરિત્રમાં શીળ પાળવા ઉપર કુલધ્વજની કથા. સાતમા સદ્દાલપુત્રશ્રાવકના ચરિત્રમાં તપ કરવા ઉપર દામન્નકની કથા. આઠમા મહાશતકશ્રાવકના ચરિત્રમાં ભાવના ઉપર અસંમતની કથા. નવમા નંદિનીપ્રિયશ્રાવકના ચરિત્રમાં જીવદયા ઉપર ભીમકુમારની કથા અને દસમા તેતલીપિતાશ્રાવકના ચરિત્રમાં જ્ઞાન ઉપર સાગરચંદ્રની કથા આવી છે.

આ ગ્રંથ પ્રાકૃત (માગધી) ભાષામાં તેમજ સંસ્કૃતભાષામાં હોવાથી તેનો સ્વધર્મી જૈનબંધુઓ પુરતો લાભ લઇ શકે નહીં, તેથી ગુજરાતીભાષામાં તે ગ્રંથ હોય તો તેનો પુરતો લાભ લઇ શકશે, એમ ધારી અમે તે ગ્રંથનું વિદ્યાશાળાના શાસ્ત્રી હરિશંકર કાળીદાસ પાસે ગુજરાતી સરલ ભાષાંતર કરાવી છપાવ્યું છે; તેથી આશા રાખીએ છીએ કે સર્વે જૈનબંધુઓ આ અપૂર્વ ગ્રંથનો લાભ લઈ અમારા શ્રમને સફળ કરશે.

જે પ્રતનું અમોએ ભાષાંતર કરાવ્યું છે, તે પ્રતની અંદર

પહેલા આઠ વ્રત ઉચરનાના આળાના તથા અતિચાર માલમ પડ્યા તે પ્રમાણે આ પ્રથમા દાખલ કરનામા આવેના છે, બાકીના ચાર વ્રતના આળાવા તેમા નહીં હોવાના સબબથી દાખલ કરવામા આવેના નથી ફક્ત એકલા અતિચાર હતા તે પ્રમાણે દાખલ કરવામા આવેના છે માટે આળાના ગુરૂમહારાજ પાસથી સમજી લેના.

આ ગ્રંથની પેહેલી આવૃત્તિ ખપી જવાથી અને સુજ્ઞજનોની માગણી થવાથી આ બીજી આવૃત્તિ સુધારો કરી છાપનામા આવી છે. વળી સાધુ મુનિરાજોની માગણી શાસ્ત્રી અક્ષરથી છાપેની બુકની થવાથી શાસ્ત્રી જૈન લીપીના મોટા અક્ષરથી પાનાને આકારે છાપવામા આવી છે તેનુ કદ આ ગુજરાતી બુક કરતા દોઢ મોટુ થયુ છે, તોપણ તેની કિંમત આ બુક કરતા ફક્ત આઠ આનાજ વધારે રાખનામા આવેની છે

આ ગ્રંથમા કોઇ ઠેકાણે જિનાજ્ઞા વિરૂદ્ધ લખાયુ હોય અથવા દ્રષ્ટિદોષથી ભૂલ રહી ગઇ હોય તો તેનુ ચતુર્વિધ સંઘ પાસે મિથ્યાદુષ્કૃત માગીએ છીએ

લી

પ્રસિદ્ધકર્તા

# શ્રી વર્દ્ધમાનદેશના ભાષાંતરની

# અનુક્રમણિકા.

॥ श्री जिनाय नम. ॥

श्री

# ॥ वर्द्धमानदेशना ॥

॥ ज्ञापातर ॥

(ઙ્હા પ્રથમ ગ્રથમા એક શ્લોકવડે મગળાચરણ કરે છે)

## मगळाचरण.

श्रीसिद्धार्थसुत वीर, वर्द्धमानरमालयम् ॥
स्मृत्वा कुर्वे वर्द्धमान–देशनानिवृत्ति स्फुटम् ॥१॥

અર્થ —શ્રી સિદ્ધાર્થ રાજાના પુત્ર અને વૃદ્ધિ પામતી લક્ષ્મીના નિવાસસ્થાન એવા શ્રી વીરપ્રભુનુ સ્મરણ કરીને હુ આ વર્દ્ધમાનદેશનાનુ વ્યાખ્યાન પ્રગટ કરૂ છુ.

ઇંદ્રાદિ દેવતાઓએ વદના કરેલા અને મોહને જીતનારા એવા શ્રી વીરપ્રભુને, શોભાએ કરીને યુક્ત એવા શ્રી ગૌતમ ગણધરને અને ઉત્તમ છે ધર્મ જેમનો એવા શ્રી સુધર્માસ્વામીને વદન કરીને હુ પોતાના અને બીજા ભવ્ય જીવોના પ્રતિબોધને અર્થે સાતમા ઉપાસકદશાગ સૂત્રથી પોતાના ગુરૂના પ્રસાદવડે આણદ, કામદેવ વિગેરે દસ શ્રાવકોના ચરિત્રોને કહુ છુ

આ જબુદ્વીપને વિષે ભરતક્ષેત્રમા ધન ધાન્યાદિકથી બહુ સમૃદ્ધિવાળી ચપા નામની પ્રસિદ્ધ નગરી છે, જે પોતાની પૂર્ણ સમૃદ્ધિને લીધે બહુ શોભાયુક્ત છે, એવી તે નગરીના પૂર્ણભદ્ર નામના ચૈત્ય (વન) ને વિષે એકદા પચમહાવ્રતના ધારક શ્રી સુધર્માસ્વામી નામના પાચમા ગણધર સમવસર્યા, તે વખતે દેવતા

ઓએ ત્યાં સુવર્ણકમલ રચ્યું, તેના ઉપર બેશી શ્રી સુધર્માસ્વામીએ મધુરવાણીથી ભવ્ય જીવોને ધર્મદેશના આપી. મોક્ષસુખના સાધનના ઉપાયરૂપ ,તે ધર્મદેશના ઉત્તમ રીતે સાંભળી ધર્મને અંગિકાર કરી સર્વે ભવ્યજીવો પોત પોતાને સ્થાનકે ગયા. પછી શ્રી સુધર્માસ્વામીના શિષ્ય શ્રી જંબૂસ્વામીએ હર્ષિતચિત્તવાળા થઇને પૂછ્યું:-" હે ભગવન્! ઉપાસકદશાંગ નામના સાતમા અંગને વિષે ભગવાન્ શ્રી વર્દ્ધમાનસ્વામીએ શા શા ભાવો કહેલા છે? તે મ્હારી આગળ પ્રકાશ કરો. "

શ્રી સુધર્માસ્વામીએ કહ્યું:-" હે જંબૂ! ૧ આણંદ, ૨ કામદેવ, ૩ ચુલનીપિતા, ૪ સુરાદેવ, ૫ ચુલ્લશતક, ૬ કુંડકોલિકનામે ગાથાપતિ, ૭ સદ્દાલપુત્ર, ૮ મહાશતક, ૯ નંદનીપિતા, ૧૦ તેતલિપ્રિય. આ દસ શ્રાવકો જિનરાજ એવા શ્રી મહાવીર પ્રભુએ કહ્યા છે." તેવારે જંબૂસ્વામીએ ફરી 'પૂછ્યું' કે:-"હે સ્વામિન્! એ આણંદ વિગેરે દસે શ્રાવકનાં શું નામ? તેઓ કયા ગોત્રને વિષે ઉત્પન્ન થયા છે? તેઓનો રાજા કોણ છે? અને તેઓ કયા નગરમાં રહેતા હતા? એ વિગેરે તેઓનું સઘળુ વૃત્તાંત મને કહો. વળી હે સ્વામિન્! તેઓને કેટલી અને કયા કયા નામની સ્રીઓ હતી? તેઓને સમૃદ્ધિ કેટલી હતી અને તેઓએ શ્રી વર્દ્ધમાન સ્વામી પાસેથી શી રીતે શ્રાવકધર્મ અંગીકાર કર્યો? ઇત્યાદિ સર્વ વાત હું આપના મુખકમળથી જાણવાની ઇચ્છા રાખું છું."

પછી શ્રી સુધર્માસ્વામીએ મેઘના સરખી ગંભીર વાણીવડે દશે શ્રાવકોનાં ચરિત્રો કહેવાનો આરંભ કર્યો. તેમાં શ્રી મહાવીર પ્રભુએ જેવી રીતે આણંદ શ્રાવકનું ચરિત્ર કહ્યું હતું, તેવી રીતે પ્રથમ આણંદ શ્રાવકનું ચરિત્ર શરૂ કર્યું.





# ઉલ્લાસ ૧ લો.

## आणद श्रावकनु चरित्र.

આ જબુદ્વીપના ભરતક્ષેત્રને વિષે પૃથ્વીરૂપ સ્ત્રીના કાનના કુડલ સરખા આભૂષણ સમાન, સમૃદ્ધિએ કરીને દેવપુરી સમાન અને પાપરહિત એવુ વાણિજ્ય નામનુ નગર છે, ત્યા પોતાના યશરૂપ ચદ્રે કરીને જગતમા રહેવા માણસોને આનદ પમાડનારો, શત્રુઓને જીતવાને લીધે 'જિતશત્રુ' એવા ખરેખરા નામને ધારણ કરનારો, અનેક રાજાઓને વિષે મુગટતુલ્ય અને દુર્જય એવા રાજશત્રુઓરૂપ પર્વતોની પાખોને તોડી પાડવાને સમર્થ એવો જિતશત્રુ નામનો રાજા, સૌધર્મ દેવલોકને વિષે સૌધર્મેન્દ્રની પેઠે રાજ્ય કરતો હતો, અને સુખે રાજ્યનુ પુત્રની પેઠે પાલન કરતો હતો તે નગરમા કુબેરના સરખો ધનવત આણદ નામનો શ્રાવક રહેતો હતો, તેને શુદ્ધ આચારવાળી રૂપ, લાવણ્ય અને શીલાદિકે કરીને યુક્ત એવી 'શિવાનદા' નામે સ્ત્રી હતી તે આણદ શ્રાવકને ઘેર ચાર ક્રોડ સુવર્ણ દ્રવ્ય (સોના મ્હોરો) નિધાનરૂપે પૃથ્વીમા દાટેલુ હતુ, ચાર ક્રોડ સુવર્ણ દ્રવ્ય વેપારમા હતુ, ચાર ક્રોડ સુવર્ણ દ્રવ્ય વ્યાજે આપેલુ હતુ, વળી તેના પાચસે ગાડા વ્યાપાર માટે પરદેશમા ફરતા હતા, પાચસે ગાડા ઘાસ અને લાકડા લાવવામા રોકાયલા હતા, ચાર મ્હોટા વહાણો વેપાર માટે સમુદ્રમા ફરતા હતા, વળી દસહજાર ગાયોનુ એક 'ગોકુળ' કહેવાય એવા ચાર ગોકુળ, તે આણદ શ્રાવકને હતા ઇત્યાદિ તેને બહુ સમૃદ્ધિ હતી ધન, પ્રશસા કરવા યોગ્ય ગુણોથી વ્યાપ્ત, પૂર્વભવને વિષે પુણ્ય કરનારો, સર્વ પ્રકારની કળાનો જાણ અને રાજાને બહુ માન્ય એવો તે આણદ શ્રાવક પોતાની શિવાનદા સ્ત્રીની સાથે નિરતર વિવિધ પ્રકારના સુખોને ભોગવતો હતો તે આણદ શ્રાવક પોતે વાણિજ્ય ગામમા રહી સુખે દિવસો ગમાવતો હતો, અને તેનો

સ્વજનાદિ સર્વ પરિવાર તે વાણિજ્ય નગરની પાસે આવેલા કોલ્લાગ નામના સનિવેશને વિષે રહેતો હતો.

એકદા દેવતાઓએ રચેલાં સુવર્ણનાં નવ કમલ ઉપર પોતાના ચરણકમલને સ્થાપન કરી સુખે વિહાર કરતા અને ભવ્ય જીવોને પ્રતિબોધ દેતા એવા શ્રી વર્દ્ધમાનસ્વામી ચૌદ હજાર સાધુ અને છત્રીશ હજાર સાધ્વીઓના પરિવારસહિત તે વાણિજ્ય ગામના દ્યુતિપલાસ ચૈત્યને વિષે સમવસર્યા, તે વખતે પાંચ પ્રકારના ફૂલની વૃષ્ટિ કરતા અને પોતાની દેદીપ્યમાન કાંતિના સમૂહથી આકાશને પ્રકાશિત કરતા એવા ચોસઠ ઇંદ્રો અત્યંત હર્ષ પામતા છતા પ્રભુના ચરણકમલની પાસે આવ્યા. જાણે પ્રભુએ રાગ, દ્વેષ અને મોહને જીતી લેવાથીજ હોયની! તેમ દેવતાઓએ મણિ, સુવર્ણ અને રૂપાના ત્રણ ગઢો રચ્યા. શ્રી મહાવીર પ્રભુને વિષે મોક્ષ સુખનાં આપનારાં જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ ત્રણ રત્નો હોવાને લીધેજ હોયની! તેમ દેવતાઓએ સમવસરણમાં વિરાજિત થએલા પ્રભુના મસ્તક ઉપર ત્રણ છત્રો ધારણ કર્યાં. તે અવસરે વ્યાખ્યાન કરેલા "ઉપન્નેઈવા, વિગમેઇવા, ધુવેઇવા" એ ત્રીપદી ઉપરથી દ્વાદશાંગ વાણી પરિણામી એ કારણને લીધેજ હોયની! તેમ દેવતાઓએ પ્રભુના શરીરથી બારગણું ઉંચું અશોકવૃક્ષ બનાવ્યું. સુખના અભિલાષી સજ્જન પુરૂષો, નિશ્ચે તે પ્રભુના ચરણકમલની સેવા કરશે તે કારણથી હોયની! તેમ દેવતાઓએ જળ અને સ્થળમાં ઉત્પન્ન થએલા પુષ્પોનો વર્ષાદ વરસાવ્યો. પ્રભુએ આ પ્રત્યક્ષ અનંત દુઃખ આપનારા અંતરના રાગાદિ શત્રુને તથા અવળા ચાલનારા બાહ્ય શત્રુને જીતી લઇ ત્રણ ભુવનનું રાજ્ય મેળવવાને લીધેજ હોયની! તેમ દેવતાએ પ્રભુને માટે સિંહાસન રચ્યું. શ્રી મહાવીર પ્રભુ અનંતાનુબંધી એવા ચાર કષાયરૂપ પર્વતોને જીતી શાંત ચિત્તવાળા થયા, તે કારણથીજ હોયની! તેમ જે પ્રભુની વાણી એક યોજન પ્રમાણ ભૂમિ સુધી સર્વ જીવોને વિષે પોત પોતાની ભાષામાં પરિણામ પામવા લાગી. પ્રભુના અતિ દુઃપ્રેક્ષ્ય (નહિ જોઇ શકાય) એવા સ્વરૂપને

જોનાગ નાણમોને અંતરાય ન થાય એ કારણને લીવે દેવતાઓએ મર્ન તેજને એકઠું કરી તેનુ ભામંડળ બનાવ્યુ "મોક્ષનગર પ્રત્યે લઈ જનારા સાર્થવાહરૂપ આ પ્રભુ તમને ભાગ્યયોગે મળ્યા છે, માટે હે ભવ્યજનો ! એ મોક્ષનગરના સાર્થવાહને તમે ઉત્તમરીતે સેવો " આ પ્રમાણે ઉદ્ઘોષ કરનાના કારણથીજ હોયની ! તેમ દેવતાઓએ આકાશમા દુંદુભિનો શબ્દ કરના માંડયો આ શ્રી વીરપ્રભુએ સાધુધર્મ અને શ્રાવકધર્મ એના બે પ્રકારે ધર્મ નિરૂપણ કર્યો છે, એજ કારણથીજ હોયની ! તેમ દેવતાઓએ પ્રભુના મંને પાસે ચામરો વીજવા માંડ્યા આ પ્રકારે દેવેન્દ્રોએ રચેલા આઠ પ્રાતિહાર્યથી ઉત્તમ શોભાવંત થએલા શ્રી મહાવીર પ્રભુ, સિંહાસન ઉપર પૂર્વાભિમુખે બેઠા બાર પર્ષદાઓ એકઠી થઇ હતી, તેમા ગણધરો, દેવતાની સ્ત્રીઓ અને સાધ્વીઓ એ ત્રણ પર્ષદાઓ અગ્નિખૂણામા બેઠી જ્યોતિષી દેવતાની સ્ત્રીઓ, વ્યંતર દેવતાની સ્ત્રીઓ અને ભુવનપતિની સ્ત્રીઓ એ ત્રણ પર્ષદાઓ નૈઋત્યખૂણામા બેઠી જ્યોતિષી દેવતાઓ, વ્યંતર દેવતાઓ અને ભુવનપતિ દેવતાઓ એ ત્રણ પર્ષદાઓ વાયવ્યખૂણે બેઠી વૈમાનિક દેવતાઓ, મનુષ્યો અને મનુષ્યની સ્ત્રીઓ આ ત્રણ પર્ષદાઓ ઇશાનખૂણે બેઠી

હવે પ્રભુના આગમનને સાંભળી અત્યંત હર્ષ પામેના જિતશત્રુ રાજા વિગેરે અનેક નગરવાસી જનોને તેમનુ દર્શન કરવા જતા જોઇ આણંદ નામના શ્રાવકે પોતાની સમીપે ઉભેના કોઇ માણસને પૂછ્યુ કે—"હે ઉત્તમ પુરૂષો ! હર્ષથી ભરપૂર હૃદયવાળા તમે ઉતાવળા કયા જાઓ છો? તે મને કહો " તેવારે તે પુરૂષે કહ્યુ —"હે શેઠ ! સર્વ પદાર્થને જાણનારા, સર્વ પદાર્થને દેખનારા અને સર્વ લોકોને સુખ આપનારા શ્રી મહાવીર પ્રભુ અહિ સમવસરેલા છે, તેમને વંદન કરવા માટે જઇએ છીએ " તે પુરૂષના એવા વચન સાંભળી આણુંદ શ્રાવક પોતાના મનમા વિચાર કરવા લાગ્યો કે, ' એ મહાવીર જિનરાજ નિરાગી છે, માટે તેમને વંદન કરવાથી મ્હોટો લાભ થાય છે, તો હુ પણ તેમને વંદન કરવા જાઉં " આ પ્રમાણે વિચાર કરી તે આણુંદ શ્રાવક ધૂતિપ

લાશ નામના ચૈત્યને વિષે ગયો, ત્યાં તે પ્રભુને ત્રણ પ્રદક્ષિણા કરી પંચાંગ નમાવીને વંદના કરી તેમની આગળ બેઠો. પછી વિષયના મદને મંથન કરનારા, ત્રણ ભુવનના ગુરૂ અને ભવ્ય જનોના નેત્રને આનંદ આપનારા શ્રી વર્દ્ધમાનસ્વામીએ આ પ્રમાણે ધર્મોપદેશ દીધો:—

"હે ભવ્યલોકો! જાતિ, જન્મ જરા, અને મરણના સમૂહરૂપ જળથી ભરપૂર તથા વિયોગ અને રોગરૂપ મોટા મગરથી વ્યાપ્ત એવા આ સંસારરૂપ સમુદ્રને વિષે ચિંતામણિ રત્નની પેઠે મનુષ્યભવ અતિ દુર્લભ છે; તેમાં પણ આર્યક્ષેત્ર દુર્લભ, તેથી ઉત્તમ કુળમાં જન્મ પામવો દુર્લભ, તેથી પણ શરીરની નિરોગતા દુર્લભ છે, એ સર્વથી આયુષ્ય દુર્લભ છે, તેનાથી રૂપ દુર્લભ જાણવું, એથી પણ પાંચ ઇંદ્રિયનું પટુપણું દુર્લભ, તેમાં પણ બુદ્ધિ દુર્લભ છે, ઉપરાંત શુદ્ધશ્રદ્ધા અને તેથી પણ ઉત્તમ ગુરૂનો યોગ મળવો દુર્લભ છે, ધર્મ સાંભળવો એ તેનાથી પણ દુર્લભ જાણવો. લોકમાં આ પ્રમાણે એક પછી એક દુર્લભ છે, તોપણ પુણ્યના વશથી તે સર્વ સામગ્રી મેળવીને હે પંડિતજનો! તમે તે સામગ્રીને નિદ્રા, કષાય, વિગેરે પ્રમાદથી વૃથા ગુમાવી દેશો નહીં. પ્રમાદને વશ થએલા સાધારણ માણસો તો શું? પરંતુ પૂર્વધરો પણ દુઃખે તરી ન શકાય એવા આ ભયંકર સંસારસમુદ્રમાં ભટકે છે; માટે દુઃખોના કારણરૂપ એ પ્રમાદને તજી દઇ સુખકારી ધર્મને વિષે આદર કરો. ત્રણલોકને વિષે તિલકસમાન એવા તિર્થંકરોએ ભવ્યજીવોના હિતને માટે તે ધર્મને 'સાધુધર્મ અને શ્રાવકધર્મ' એવા બે ભેદથી કહ્યો છે, તેમાં પ્રથમ પાંચ મહાવ્રતરૂપ સાધુધર્મ, પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ સહિત છે; વળી તે મોક્ષસુખનું કારણ પણ છે. બીજો સમ્યકત્વરૂપ મૂળવાળો શ્રાવકધર્મ બારવ્રતને લીધે બાર પ્રકારનો છે, તે ધર્મનું આરાધન કરી ભવ્યજીવો, ઉત્કૃષ્ટથી બારમા અચ્યુત દેવલોકને વિષે જાય છે, અને જઘન્યથી સૌધર્મ દેવલોકને વિષે જાય છે. આ બે પ્રકારના ધર્મનું મૂળ કારણ જે શુદ્ધ સમ્યકત્વ તેને વીતરાગ એવા શ્રી જિનેશ્વરે કહ્યું છે.




જેને માટે કહ્યુ છે કે —

ચારિત્ર ધર્મના મૂળ રૂપ, બારણારૂપ, સ્થાનરૂપ, નિધાનરૂપ, આધારરૂપ, પાત્રરૂપ એવા સમ્યક્ત્વને ભાવવુ અને છ ભાવનાને વિષે જોડવુ હે ભવ્ય જનો ! જો તમે સત્ય, શાશ્વત અને બાધા રહિત એવા સુખની ઇચ્છા કરતા હો તો, જિનેશ્વરોએ નિરૂપણ કરેના સમ્યક્ત્વને વિષે આદર કરો.

સિદ્ધાતમા કહ્યુ છે કે —

दसणभठो भठो, दसणभठस्स नत्थि निव्वाण ॥
सिज्झंति चरणरहिय्या, दसणरहिय्या न सिज्झति ॥१॥

અર્થ —જે પુરૂષ સમક્તિથી ભ્રષ્ટ થયો હોય, તેજ ભ્રષ્ટ કહેવાય છે, સમક્તિથી ભ્રષ્ટ થએલાને મોક્ષ પ્રાપ્ત થતુ નથી, દ્રવ્ય ચારિત્રથી રહિત એવા પુરુષો મોક્ષ પામે છે, પરતુ સમકિત રહિત પુરુષો મોક્ષને પામી શક્તા નથી ૧

માટે જે પુરૂષ, પોતાના હૃદયને વિષે સમક્તિને ઉત્તમ રીતે ધારણ કરે છે તે પુરૂષ, આરામશોભાની પેઠે અપૂર્વસિદ્ધિને પામે છ” શ્રી વીરપ્રભુના આવા વચન સાભળી આણંદ શ્રાવકે શ્રી વીરપ્રભુને પૂછ્યુ —‘હે ભગવન્ ! એ આરામશોભા કોણ હતી ? અને તેણે સમ્યક્ત્વના પ્રભાવથી અપૂર્વ સિદ્ધિ શી રીતે પ્રાપ્ત કરી ? તે મને કૃપા કરીને કહો” આ પ્રમાણે આણંદ શ્રાવકના પૂછવા ઉપરથી શ્રી વીરપ્રભુએ કહ્યુ —

## સમકિત ઉપર
## આરામશોભાની કથા

આ જ ભરતક્ષેત્રને વિષે સર્વ દેશોની મધ્યે શ્રેષ્ઠ એવો કુશાર્ત નામે દેશ છે, તેમા સર્વ પ્રકારની સપત્તિથી પૂર્ણ એવુ સ્થળાશ્રય નામે ગામ છે, તે ગામમા પોતાના યજ્ઞાદિકર્મને વિષે કુશળ, યજુર્વેદાદિ ચાર વેદ અને સર્વ શાસ્ત્રનો પાર પામેલો તેમજ સર્વ શા







સના રહસ્યનો જાણ એવો અગ્નિશર્મા નામે બ્રાહ્મણ રહેતો હતો; તેને ધર્માદિકાર્યને વિષે ઉદ્યમવાળી, શીળસમૃદ્ધિથી સર્વ પાપોને દૂર કરનારી અને અગ્નિની જ્વાળાની પેઠે પરપુરૂષોથી સ્પર્શ નહિં કરી શકાય તેવી ખરેખરા નામવાળી જ્વલનશિખા નામની સ્રી હતી. જાણે છીપમાંથી મોતી ઉત્પન્ન થયું હોયની! એવી અને વિજળીના સરખી છે શરીરની કાંતિ જેની એવી વિદ્યુત્પ્રભા નામની તે જ્વલનશિખાને પુત્રી હતી; વિદ્યુત્પ્રભાનું લોકોત્તર રૂપ, લોકોત્તર સૌભાગ્ય, લોકોત્તર ચતુરાઈપણું અને લોકોત્તર વિનીતપણું હોવાને લીધે તે એક ન વર્ણવી શકાય તેવા રત્નરૂપ હતી; કારણ કે તેના સરખુ રૂપાદિ બીજી કોઇ કન્યાને વિષે નહોતું. વિદ્યુત્પ્રભા અનુક્રમે આઠ વર્ષની થઈ, તેટલામાં કર્મના દોષથી તેની માતા મરણ પામી. કહ્યું છે કે:—

**बालस्य मायमरणं, भज्जामरणं च जुव्वणारंभे ॥**
**थेरस्स पुत्तमरणं, तिन्निवि गुरुआइं दुक्खाइं ॥१॥**

અર્થ:—બાળકને માતાનું મરણ, જવાન અવસ્થાના આરંભમાં સ્રીનું મરણ અને વૃદ્ધને પુત્રનું મરણ એ ત્રણ મ્હોટાં દુઃખો છે.

જીવે પૂર્વભવને વિષે જે જે કર્મ અધ્યવસાયથી કર્યાં હોય, તે તે કર્મ તેને ઉદયકાળે ભોગવવાં પડે છે. વિદ્યુત્પ્રભા પોતાની માતા મરી ગયા પછી હમેશાં સવારમાં ઉઠી ઘરના આંગણાને વાળતી અને લીંપતી, ત્યાર પછી રસોઇ કરવા વિગેરેનું કામ કરી દરરોજ ગાયો ચારવા માટે ગામની બહાર જતી, બપોર વખતે ગાયોને લઇ ઘેર આવી દૂધ દોહી પિતાને ભોજન કરાવતી, ત્યાર પછી તે પોતે ભોજન કરતી. વળી ગાયો ચારવા જતી અને સંધ્યા વખતે ઘેર આવી તે અવસરનું કાર્ય કરી થાક લાગ્યો હોય તોપણ રાત્રિએ પિતા સુઇ ગયા પછીજ તે કન્યા સુઈ જતી. આ પ્રમાણે તે કુંમરી હમેશાં પોતાના ઘરનું કામ કરતી. જીવ જેવી રીતે આ લોક સંબંધી અતિ મ્હોટાં કાર્યો કરે છે, તેવી રીતે જો તે પરલોક સંબંધી કાર્યો કરવા તૈયાર થાય તો તે દુઃખી થાય નહીં.






વિદ્યુત્પ્રભા હંમેશા એ પ્રમાણે કાર્ય કરતી, તેથી તે બહુ ખેદ પામવાને લીધે પોતાના પિતાને કહેના લાગી -"હે તાત ! હું આ ઘરના ભારને ક્ષણમાત્ર ઉપાડવાને સમર્થ નથી. બહુ ભારને લીધે મ્હોટા બળદો પણ થાકી જાય છે, માટે આપ કોઈ સારા કુળમાં ઉત્પન્ન થએલી શ્રેષ્ઠ કન્યાની સાથે વિવાહ કરો, કે જેથી હું પોતાના ઘરમાં નિશ્ચિતપણે સુખે રમું."

પુત્રીના આવા વચન સાંભળી હર્ષ પામેલા અગ્નિશર્માએ કહ્યું -'હે પુત્રી ! તું કહે છે તે સત્ય છે, કારણ કે, બહુ સમૃદ્ધિવાળું, સાત માળવાળું અને ગોખવાળું આ ઘર પણ સ્ત્રી વિના શોભતું નથી." આ પ્રમાણે કહીને તેણે એક કુળવતી કન્યાની સાથે લગ્ન કર્યું પણ નવીન સ્ત્રી સુખની ઈચ્છાવાળી તેમજ આળસવાળી હતી, તેથી તે ઘરનું કાંઈ પણ કાર્ય કરતી નહીં તેથી વિદ્યુત્પ્રભા પોતાના મનમાં વિચાર કરવા લાગી કે, "ધિક્કાર છે ! ધિક્કાર છે !! મ્હારા પૂર્વ કર્મના અતિ નિંદા કરવા યોગ્ય પરિણામને ! કે જે આ નવી પરણેલી સ્ત્રી ફક્ત ઘરના કામને માટે આણેલી તે પણ પોતાના પગ ઉપર પગ ચડાવી રાત્રી દિવસ સુખે બેસી રહે છે, જરા પણ કામ કરતી નથી, મ્હારે મુખ્ય પિતાનું કામ તો કરવું પડતું હતું, તેમાં વળી આ બીજું નવી માતાનું કામ પણ આવી પડ્યું, અરે ! હું પોતાના કર્મના દોષથી કેવા મ્હોટા કષ્ટને વિષે આવી પડી છું ! ચિંતાવડે આતુર ચિત્તવાળી મેં પોતાના કર્મના દોષથી દિવસે સુખથી ભોજન પણ કર્યું નથી અને રાત્રીએ સુખથી નિદ્રા પણ લીધી નથી હું કેટલા દિવસ આવા દુઃખોને ભોગવીશ ?' આવી રીતે અનેક પ્રકારના કલ્પો કરીને દિવસોને નિર્ગમન કરતી એવી તે વિદ્યુત્પ્રભા માયાકપટરહિત અનુક્રમે બાર વર્ષની થઈ.

એકદા તે કન્યા ગાયોને ચારવા માટે વનમાં ગઈ, ત્યાં તે એક સારી છાયાવાળા વૃક્ષની નીચે નિરાંતમાં નિદ્રા લેતી હતી તેવામાં મ્હોટા ફણાવાળો, કાળી કાંતિવાળો, ભયથી ત્રાસ પામેલો, નાના નેત્રવાળો અને ચપળ ગતિવાળો એક સર્પ તેની પાસે આવ્યો, અને તે બાળસ્વભાવ હિત એવી વિદ્યુત્પ્રભાને ઉઠા-

ઠી મનુષ્યની ભાષાથી કહેવા લાગ્યોઃ—

"હે બાળા! તું મ્હારાથી ભય પામીશ નહીં, પરંતુ મ્હારૂં એક વચન સાંભળ. હું આ વનમાં નાગરૂપે બહુ કાળ થયાં ઘર કરીને કર્મના યોગે સુખથી રહું છું, હમણાં મ્હારૂં પાપકર્મ ઉદય પામવાને લીધે કેટલાક ગારૂડીલોકો આ વનમાં આવીને મને પકડવાનો ઉપાય કરવા લાગ્યા છે. મને તે વાતની ખબર પડી, તેથી હું ભય પામી નાશીને અહિં ત્હારે શરણે આવ્યો છું. પાપકર્મને વિષે તત્પર એવા તે ગારૂડી લોકો મ્હારી પાછળ આવે છે, તેઓ મને પકડીને કરંડીયામાં નાંખશે અને તેથી હું મહા દુઃખ પામીશ. હે બાળા! તે કારણ માટે તું તે પાપી પુરૂષોથી મ્હારૂં રક્ષણ કર! રક્ષણ કર!! તેથી તને પરોપકાર કરવાનું બહુ પુણ્ય થશે. વળી સાંભળ, નાશવંત સ્વભાવવાળા અને મળથી ભરપૂર હોવાને લીધે અતિ અપવિત્ર એવા આ દેહથી જો કોઇનો ઉપકાર નહીં કરાય, તો પછી એ દેહનું ફળ શું? અર્થાત્ પરોપકાર કરવો એજ દેહનું ફળ છે. અવસરે સૂર્ય ચંદ્ર પ્રકાશ કરે છે, અવસરે મેઘ વર્ષાદ વરસાવે છે, સમુદ્ર મર્યાદા તજતો નથી, જાજવલ્યમાન એવો અગ્નિ સુખકારી થાય છે, અને આ સર્વ મ્હોટા પૃથ્વીમંડળને આજ સુધી શેષનાગ પોતાના મસ્તક ઉપર ધારણ કરે છે. એ સર્વ લોકોના પરોપકારનું મહાત્મ્ય જાણ. કહ્યું છે કેઃ-"જે માણસ પોતાના સ્વાર્થ વિના બીજાને આશ્રય આપે છે, આપત્તિમાં પડેલાનો ઉદ્ધાર કરે છે અને શરણે આવેલાનું રક્ષણ કરે છે તે પુરૂષોથી આ પૃથ્વી સુશોભિત થયેલી દેખાય છે." હે મહાભાગ્યવાળી! આવા પરોપકારના ફળને જાણી મહા ભય પામેલા એવા મને પોતાના ખોળામાં મૂકી ઉપર ઓઢવાનું વસ્ત્ર ઢાંકીને તું મ્હારૂં રક્ષણ કર." સર્પનાં આવાં વચન સાંભળી વિદ્યુત્પ્રભા પોતાના મનમાં વિચાર કરવા લાગી કે, "મેં પૂર્વ ભવને વિષે પુણ્ય કર્યું નથી, તેથી હું આ ભવને વિષે દુઃખી થએલી છું, અને આ ભવમાં જો પુણ્ય નહીં કરૂં તો પરભવને વિષે શી રીતે સુખી થઇશ?"

આ પ્રમાણે વિચાર કરી તે બાળાએ પોતાના આત્માને




નિર્ભય કરી જેટલામાં તે સર્પને પોતાના ખોળામાં લઇ વસ્ત્રથી ઢાંકીને સંતાડી દીધો, તેટલામાં પેલા ગારૂડી લોકો ત્યાં આવી તે કન્યાને પૂછવા લાગ્યા કે, " હે બાળા! તે અહિંથી કોઈ સર્પને જતા દીઠો? " તેવારે બ્રાહ્મણપુત્રીએ કહ્યું " હે ગારૂડીકો! હું અહિં મ્હારૂં મુખ વસ્ત્રથી ઢાંકીને સુતી છું, માટે તમે જે કાંઇ પૂછો છો તે કાંઇ હું જાણતી નથી " કન્યાના આવા વચન સાંભળી સર્વે ગારૂડીલોકો પરસ્પર કહેવા લાગ્યા કે, "અરે! કાળા નાગને જોઇ આ કન્યા શું અહિં ઉભી રહે ખરી? જો તેણે તે નાગને દીઠો હોય તો તે કયારની નાશી ગઇ હોય " આવી રીતે કહી ભાગી ગએલા ઉત્સાહવાળા તે સર્વે ગારૂડીલોકો સર્પને જવાના માર્ગને જોતા જોતા ચારે દિશાઓ તરફ ચાલી નિકળ્યા ગારૂડીલોકોના ગયા પછી કન્યાએ સર્પને કહ્યું " હે ભદ્ર! હવે તું બહાર નિકળ, કારણ કે ત્હારા શત્રુ ગારૂડીલોકો પોતપોતાને સ્થાનકે ચાલ્યા ગયા છે " આવી રીતે વારવાર કહેતી એવી તે કન્યાએ પોતાના ખોળામાં જોયું તો સર્પ જોવામાં આવ્યો નહીં કન્યાએ સર્પને ન દીઠો તેથી બહુ વિસ્મય પામીને વિચાર કરવા લાગી કે, "અહો! એ સર્પ કયાં જતો રહ્યો? શું તે મે ઇંદ્રજાળ દીઠી કે સ્વપ્ન જોયું? અથવા તો મને કાંઈ ચિત્તવિભ્રમ થયો? "

આવી રીતે તે કન્યા જેટલામાં વિચાર કરે છે તેટલામાં પૂર્વે કયારે પણ નહિં સાંભળવામાં આવેલી એવી આકાશવાણી પ્રગટ થઇ કે, "હે ધર્મરસવાળી બાળા! ત્હારા ધૈર્યથી હું તને ઝટ પ્રસન્ન થયો છું, માટે મનને ઇચ્છિત એવું વરદાન માગ " આ પ્રમાણે કહેતો એવો કોઈ એક દેવ તત્કાળ ત્યાં પ્રગટ થયો. હાર, અર્દ્ધહાર અને કુંડળોની કાંતિથી દેદીપ્યમાન છે શરીરની શોભા જેની એવા તે દેવને જોઇ નિર્મળ મનવાળી વિદ્યુત્પ્રભા કન્યાએ મુગ્ધસ્વભાવથી આ પ્રમાણે કહ્યું -"હે સુરેશ્વર! જો તમે મ્હારા ઉપર પ્રસન્ન થયા હો તો તાપમાં ચરતી એવી મ્હારી ગાયોને તાપની પીડા ન થાય તેમ કરો " કન્યાનું એ પ્રકારનું વચન સાંભળી દેવ વિચાર કરવા લાગ્યો કે, "અરે! આ કન્યાનું કેવું મુગ્ધપણું કે જે, પ્રગટ થએલા સાક્ષાત્ કલ્પવૃક્ષથી કેવળ છાયા




નીજ ઇચ્છા કરે છે!! ભલે, તનો તે મનોરથ પૂર્ણ થાઓ. ” એમ કહી હવે તેના ઉપર તત્કાળ નંદનવન સરખુ એક વન તૈયાર કર્યું. પછી તેણે વિદ્યુત્પ્રભા ,કન્યાને કહ્યું કે, “ હે પુત્રી! તું જ્યાં જ્યાં જઇશ, ત્યાં ત્યાં સર્વ ઋતુના ફળ ફૂલવાળું આ વન આવશે. આ વનનાં ફૂલ અને ફળ મનને પ્રિય લાગે તેવાં અને અમૃતથી પણ અધિક સ્વાદવાળાં છે એટલુ જ નહિ, પરંતુ તે વનનાં સર્વે વૃક્ષો પણ મનોવાંછિત વસ્તુને આપનારાં છે એમ તું જાણજે. હે કન્યા! મેરૂપર્વત ઉપર રહેલા નંદનવનમાં જેવી રીતે દેવાંગનાઓ ક્રીડા કરે .છે, તેવી રીતે તું પણ આ વનમાં ક્રીડા કર અને કાંઇ કષ્ટ આવી પડે ત્યારે મ્હારૂં સ્મરણ કરજે.” એમ કહી તે દેવ પોતાને સ્થાનકે ગયો.

પછી ચંદ્રના સરખા પ્રસન્ન મુખવાળી વિદ્યુત્પ્રભા કન્યાએ તે ઉદ્યાનના વૃક્ષનાં ફળ ફૂલોનું ભક્ષણ કરી તૃપ્તિ પામી અને મનમાં વિચાર કરવા માંડયો કે, “અહો! થોડા ઉપકાર કરવાથી મને આવું અદ્‌ભૂત ફળ થયું, તો જેઓ સર્વ રીતે ઉપકાર કરનારા છે તેઓને તો કેટલું ફળ થતું હશે?” આવી રીતે અત્યંત વિસ્મય પામેલા હૃદયવાળી તે કન્યા સંધ્યાસમયે ગાયોને લઇ ઉપર રહેલા દિવ્ય ઉપવનસહિત પોતાને ઘેર આવી, તેવારે માતાએ કહ્યું:—હે પુત્રી! ભોજન કર.” કન્યાએ કહ્યું:—“હે માત! મને આજે શરીરે સારૂં નથી, તેથી ભૂખ લાગી નથી.” પછી તે કન્યા પાછલી રાત્રીએ ગાયોને લઇ ફરી વનમાં ગઇ. આ પ્રમાણે હમેશાં તે કન્યા દિવ્ય વનની નિચે અપ્સરાની પેઠે ક્રિડા કરતી હતી.

એકદા તે વિદ્યુત્પ્રભા કન્યા કલ્પવૃક્ષની છાયામાં સૂતી હતી, તેવામાં જે થયું તે સાંભળો. પાટલીપુત્ર નગરનો રાજા જિતશત્રુ પોતાની ચતુરંગણી સેનાસહિત દિગ્યાત્રા કરવા નિકળેલો હતો તે તેજ સ્થાનકે આવી પહોંચ્યો. જાણે સૂર્યમંડળથીજ ઉતરેલા હોયની! એવા તે રાજાના વિવિધ જાતના ઘોડાઓ પોતાના ખોંખારાથી તે વનને ગજવી મૂકતા હતા; જેના સૈન્યને વિષે મદ ઝરતા અને મેઘની પેઠે ગર્જના કરતા એવા પર્વત સમાન

ગર્જનાવાળા હાથીઓ દેખાતા હતા, છત્રીશ પ્રકારના આયુદ્ધોને ધારણ કરતા સુભટોથી વ્યાપ્ત અને મ્હોટી ઘૂઘરીઓના શબ્દથી મનોહર એવા રથો તે રાજાની સેનાને વિષે શોભતા હતા, આ પ્રકારની સૈન્યસમૃદ્ધિવાળા જિતશત્રુ રાજાએ નંદનવનસમાન છાયાવાળા તે વનને જોઈ ત્યાં પડાવ કર્યો. ગજસમૂહને વિષે ચંદ્રસમાન જિતશત્રુ રાજા એક આમ્રના વૃક્ષની નિચે સિંહાસન ઉપર બેઠો અને તેની આજ્ઞાથી સેવક લોકોએ હાથી, ઘોડા, બળદ વિગેરે પશુઓને વૃક્ષોની ડાળો સાથે બાંધી દીધા, તથા શસ્ત્રાદિ સર્વ સામગ્રી પણ વૃક્ષોની ડાળોને વિષે લટકાવી દીધી એવામાં વિદ્યુત્પ્રભા સૈન્યના શબ્દથી જાગી અને જોવા લાગી તો તેણે હાથીના સમૂહના ભયથી પોતાની ગાયોને દૂર નાશી ગએલી દીઠી, તેથી પોતાની ગાયોને પાછી વાળવા માટે તે કન્યા જેટલામાં દોડવા લાગી, તેટલામાં તેની સાથે તે વન પણ દોડવા લાગ્યું! વૃક્ષની ડાળોને વિષે બાંધેલા હાથી, ઘોડા, વિગેરે પશુઓ પણ દોડવા લાગ્યા.

આ પ્રમાણે સર્વને દોડતા જોઈ મનમાં આશ્ચર્ય પામેલો જિતશત્રુ રાજા વિચાર કરવા લાગ્યો કે, "આ પૂર્વે ક્યારે પણ નહિ જોએલું આશ્ચર્ય છે, કારણ કે, હાથી, ઘોડા, ઊંટ, વિગેરે પશુઓસહિત આ વન દોડે છે" પછી રાજાની આજ્ઞાથી પ્રધાન જેટલામાં તે જુએ છે, તેટલામાં તેણે ઉદ્યાનસહિત દોડતી એવી એક કન્યાને દીઠી, તેથી બુદ્ધિમાન પ્રધાન પોતાના ચિત્તમાં વિચાર કરવા લાગ્યો કે, "નિશ્ચે આ કન્યાનો આ કાંઇ અપૂર્વ મહિમા દેખાય છે" તેથી મંત્રી તે કન્યાની પાસે જઈ કહેવા લાગ્યો -"હે મનોહર મુખવાળી કન્યા! તું પાછી વળ, ત્હારી નાશી ગએલી ગાયોને હું ઝટ પાછી લાવી આપું છું, ત્હારા દોડવાથી આ વન દોડે છે, જેથી અમારા રાજા વિગેરે સર્વે માણસો ભયભ્રાંત મનવાળા થાય છે. તું પાછી વળીશ તેથી વન પણ પાછું વળશે, અને વન પાછું વળવા તેથી હાથી, ઘોડા, વિગેરે સઘળું પાછું વળશે, અને સર્વે માણસો શાંત થશે" મંત્રીના આવા વચન સાંભળી તે વિદ્યુત્પ્રભા કન્યા માણસો ઉપર દયા લાવી જેટલામાં પાછી વળી,

તેટલામાં તે ઉદ્યાન પણ તે કન્યાની સાથે પાછું વળી પોતાને સ્થાને આવ્યું. રાજાની આજ્ઞાથી અશ્વારોએ ગાયોને ત્યાં આણી અને સર્વ જેમ હતું તેમ શાંત થઇ ગયું.

પછી મંત્રીએ કહ્યું.-"હે રાજન્! આપે જે અપૂર્વ આશ્ચર્ય જોયું, તે આ કન્યાનું મહાત્મ્ય છે." રાજા પણ અતિ મનોહર લાવણ્યવાળી, ઉત્તમ રૂપવાળી અને સુવર્ણસમાન શરીરની કાંતિવાળી તે કન્યાને જોઈ મનમાં અતિ આશ્ચર્ય પામીને વિચાર કરવા લાગ્યો કે, "આ કન્યા સ્વર્ગથી ઉતરેલી શું વૈમાનિક દેવી હશે કે નાગકન્યા હશે? અથવા તો આસુરીકન્યા હશે કે જ્યોતિષ્ક દેવી હશે?" આ પ્રમાણે વિચાર કરતા એવા રાજાએ તે કન્યાના લક્ષણ ઉપરથી નિશ્ચય કર્યો કે, "હા! હવે મે જાણ્યું, એ નક્કી મનુષ્યની સ્ત્રી છે, પણ કોઈ દેવી નથી." પછી રાજાએ વનમાં તે કન્યાના દુર્બળ શરીરના ચિન્હોથી મનને વિષે એવો નિશ્ચય કર્યો કે, "તે કન્યા હજુ સુધી પરણેલી નથી." આ પ્રમાણે ધારી જિતશત્રુ ભૂપતિ તે કન્યા ઉપર નિષ્કપટપણે બહુ અનુરાગ ધરવા લાગ્યો. પછી પ્રધાને ભૂપતિના ભાવને જાણી કન્યાને કહ્યું.-"હે ભદ્રે! તું આ જિતશત્રુ રાજાને પોતાના પતિરૂપે અંગિકાર કરી મ્હારા મનુષ્યજન્મને સફલ કર." કન્યાએ લજ્જાથી પોતાનુ મુખ નીચું કરીને કહ્યું. "હે મંત્રી! તમે કહ્યું તે યોગ્ય છે, પરંતુ જે પોતાનાજ મુખથી વિવાહની અનુમોદના કરવી તે કુળવતી કન્યાને અયોગ્ય છે. જો તમે આ પોતાનું કાર્ય કરવા ઈચ્છતા હો, તો આ પાસે રહેલા ગામમાં અગ્નિશર્મા નામનો બ્રાહ્મણ વસે છે, તે મ્હારો પિતા થાય છે, તેને તમે પોતાની કાર્યસિદ્ધિને માટે પૂછો." પછી રાજાની આજ્ઞાથી પ્રધાને ગામમાં જઇ અગ્નિશર્મા બ્રાહ્મણ પાસે તેની પુત્રીનું રાજાને માટે માગું કર્યું. અગ્નિશર્માએ પણ પ્રધાનનાં વચન સાંભળીને પ્રસન્નચિત્તે કહ્યું. "હે પ્રધાન! આ મ્હારા પ્રાણ પણ રાજાના છે, તો પછી કન્યાદિવસ્તુ હોય તેમાં તો શું કહેવું." એમ કહી પ્રધાનસહિત તે બ્રાહ્મણ પોતાની પુત્રીને સાથે લઇ વનમાં રાજાની પાસે આવ્યો, ત્યાં રાજાને આશિર્વાદ આપી રાજાએ આપેલા આસન ઉપર બેઠો. પછી બ્રાહ્મણે જે જે કહ્યું

હતુ તે ગર્ભ પ્રધાને રાજાને કહ્યુ, એટલે કાળવિલબને નહિ સહન કરતા એના તે જિતશત્રુ ભૂપતિએ તત્કાળ બ્રાહ્મણની સમક્ષ તે કન્યાનુ ગાધર્વવિવાહથી લગ્ન કર્યું કન્યાના ઉપર નદનવનના સરખુ ઉધાન શોભતુ હતુ, તેથી રાજાએ તે કન્યાનુ નામ 'આરામશોભા' પાડયુ વળી "આ બ્રાહ્મણ મ્હારો સસરો થાય છે, માટે તે કયારે પણ દુખી ન થાય" એમ વિચારી રાજાએ તેને તુરત બાર ગામ આપ્યા

પછી જિતશત્રુ ભૂપતિ તે આરામશોભા સ્ત્રીને હાથી ઉપર બેસારી જેટલામા પોતાના નગર તરફ જવા લાગ્યો, તેટલામા અસખ્ય જનોને જોવા યોગ્ય શોભાવાળુ તે ઉધાન, છત્રની પેઠે થઈ તેઓની સાથે આકાશમાર્ગે ચાલવા લાગ્યુ, રાજા અનુક્રમે નગરની સમીપે આવી પહોચ્યો, તેટલામા મુખ્ય પ્રધાનોએ નગરને ઉત્તમ રીતે શણગારી દીધુ પછી રાણીસહિત રાજાને નગરમા પ્રવેશ કરતો જોઈ સ્થાને સ્થાને એકઠા થએલા નગરવાસી માણસો આશ્ચર્ય પામીને પરસ્પર વાતો કરવા લાગ્યા 'આ રાજાને ધન્ય છે, એમણે પૂર્વે દાનવડે બહુ પુણ્ય કર્યું છે કે, જેથી તેમનો આવો પ્રભાવ વધ્યો છે અને અત્યત રૂપવાળી સ્ત્રી પણ પ્રાપ્ત થઈ છે પૂર્વે જિનરાજ, ચક્રી અને વાસુદેવ વિગેરે ઉત્તમ પુરૂષોને પણ જે સમૃદ્ધિ પ્રાપ્ત થઈ નથી, તે સમૃદ્ધિ આ રાજાને પુણ્યના બળથી પ્રાપ્ત થઈ છે આકાશમા નદનવનના સરખુ મનોહર આ ઉધાન, કયા જોનારા માણસના મનને આશ્ચર્ય નથી ઉત્પન્ન કરતુ? કેવળ નિરાધાર એવા આકાશને વિષે સ્થિર રહેલા ફળ ફૂલવાળા વૃક્ષો કોને આશ્ચર્ય ઉત્પન્ન નથી કરતા? જો પૂર્વના બહુ પુણ્ય હોય તોજ એ વૃક્ષોના ફળ મળી શકે તેમ છે" આ પ્રમાણે લોકોના વિવિધ વચનોને સાભળતો એવો જિતશત્રુ ભૂપતિ, આરામશોભા સ્ત્રીસહિત હર્ષથી પોતાના મહેલમા આવ્યો દિવ્ય પ્રભાવવાળુ અને દેવતાએ નિર્માણ કરેલુ તે ઉધાન પણ રાજાના મહેલની ઉપર આકાશમા સ્થિર થઈને રહ્યુ, કારણ કે માણસોને આ સસારમા પુણ્યના યોગથી શુ નથી મળતુ? પછી આરામશોભા પ્રિયાની સાથે ભોગ ભોગવતા એવા તે રાજાનો કેટલોક

કાળ લાલાબાત્રમાં ચાલ્યો ગયો.

એક દિવસ અગ્નિશર્મા બ્રાહ્મણની નવી પરણેલી સ્ત્રીએ એક પુત્રીને જન્મ આપ્યો. અનુક્રમે તે પુત્રી જ્યારે યુવાવસ્થા પામી, ત્યારે તેની માતા વિચાર કરવા લાગી કે, "જો આરામશોભા મૃત્યુ પામે તો તેના ઉપર રાગને લીધે આસક્ત થએલા મનવાળો જિતશત્રુ રાજા મ્હારી પુત્રીને પરણે; માટે શોક્યના સરખી તે શોક્યની પુત્રીને કોઈ ઉપાયથી મારી નાંખું." આ પ્રમાણે વિચાર કરી તેણે પોતાના પતિને કહ્યું:—"હે સ્વામિન્! એક મ્હારૂં વચન સાંભળો. આપણે ક્યારે પણ આરામશોભા પુત્રીને માટે શ્રેષ્ટ મોદક વિગેરે કાંઈ થોડી પણ વસ્તુ મોકલી નથી." ત્યારે ભટ્ટજીએ કહ્યું.-"હે ભદ્રે! તે આરામશોભાને કાંઈ ખોટ(કમી) નથી; તે તો હમેશાં પુણ્યના વશથી કપૂરના કોગળા કરે છે." પતિનાં આવાં વચન સાંભળી સ્ત્રીએ કહ્યું-"સ્વામિનાથ! આપે યોગ્ય કહ્યું, પરંતુ માતા પિતાએ મોકલેલી વસ્ત્ર ભોજન વિગેરે થોડી વસ્તુની પણ મહા ઋદ્ધિને પામેલી પુત્રી ઈચ્છા કરે છે, માટે મોદક વિગેરે કાંઇ પણ ખાવાની વસ્તુ મોકલવી જોઇયે."

પ્રિયાના આવા ગાઢ આગ્રહને જાણી બ્રાહ્મણે કહ્યું.-"હે પ્રિયા! જો ત્હારા મનમાં એમ હોય તો પુત્રીને માટે મોદક વિગેરે બનાવ." અગ્નિશર્માએ આવી રીતે પ્રિયાને આજ્ઞા આપી, એટલે તો તે દુષ્ટ રંડાએ દિવ્ય વસ્તુથી સિંહકેસરીયા નામના વિષમિશ્રિત મોદકો તત્કાળ તૈયાર કર્યા. પછી સર્વ મોદકોને એક ઘડામાં નાંખી, મોઢું બંધ કરી તે દુષ્ટ રંડાએ પોતાના પતિને કહ્યું. "તમારે આ ઘડો પુત્રી વિના બીજા કોઈના હાથમાં આપવો નહીં અને વળી તેને એમ કહેવું કે, "આ મોદકો ત્હારે પોતાનેજ ખાવા,-બીજા કોઇને આપવા નહીં; કારણ કે, જો તે બીજાને આપીશ તો, તે સારા નહિ થવાને લીધે રાજ્યકુળમાં અમારી હાંસી થશે. અમને ગામડાના રહેવાસીને મોદક બનાવવાનું તેવું ચાતુર્ય ક્યાંથી હોય?" બ્રાહ્મણ પોતે સરલ સ્વભાવનો હતો, તેથી તે સ્ત્રીના કપટને નહીં જાણતાં ઘડા ઉપર પોતાનું સીલ કરી ત્યાંથી ચાલી નિકળ્યો. રસ્તે ઘડાને પોતાના ઓશીકે

રની નિદ્રા લેનો અને વારવાર તેના બધુ કરેના મુખને જોનો એવો તે બ્રાહ્મણ અનુક્રમે નગરની સમીપે આવી પહોચ્યો ત્યા તે માર્ગના શ્રમથી થાકી જવાને લીધે એક મ્હોટા વડવૃક્ષની નીચે શીતળ છાયામા સુતે જેટલામા નિદ્રાવશ થયો, તેટલામા પેલા નાગકુમાર દેવે અવધિજ્ઞાનથી તેની અવસ્થામા રહેલા બ્રાહ્મણને જોઇ વિચાર કર્યો કે, ' આ બ્રાહ્મણ આ નગરને વિષે શા માટે જાય છે?(હા, મે જાણ્યુ ઓરમાન માતાએ વિષમિશ્રિત મોદકો કરી આરામશોભાને મારવા માટે આ બ્રાહ્મણને મોકલેલો છે, પરતુ એ પુત્રીનો પિતા હુ પોતે વિદ્યમાન છતા પૂર્વભવે મેળવેલા પુણ્યયોગથી તેને મરણનુ દુ ખ કેમ થશે? એ કન્યાએ પૂર્વ ભવને વિષે બહુ પુણ્ય મેળવેલુ છે, તેથી તેને મારવાને કોઇ સમર્થ નથી " આ પ્રમાણે વિચાર કરી તે નાગકુમાર દેવતાએ ઘડામાથી વિષમિશ્રિત મોદકોને અપહરી લઇ તેમા બીજા અમૃત સમાન સ્વાદવાળા દિવ્ય મોદકો મૂક્યા પછી બ્રાહ્મણ જાગી ઉઠયો અને ઘડો લઇ રાજદ્વારે આવ્યો, ત્યા પ્રતિહારે તેને આવેલો જાણી રાજાને વિનતી કરી કે, " હે સ્વામિન્! આરામશોભાના પિતા રાજદ્વારે આવ્યા છે, તે આપના પવિત્ર દર્શનની ઇચ્છા કરે છે, જો આપની આજ્ઞા હોય તો તેડી લાવુ " તેવારે રાજાએ કહ્યુ - "તેમને ઝટ અહિ તેડી લાવ " તુરત પ્રતિહાર રાજદ્વારે જઇ અગ્નિશર્મા બ્રાહ્મણને રાજા પાસે તેડી ગયો અગ્નિશર્માએ ત્યા આવી આશિર્વાદ આપી રાજાની આગળ ઘડો મૂક્યો રાજાએ પ્રથમ કુશળપ્રશ્ન પૂછીને પછી કહ્યુ કે, " હે દ્વિજ! આ ઘડાને વિષે શુ લાવ્યા છો? બ્રાહ્મણે કહ્યુ ' સ્વામિન્! એમા તમ્હારી પુત્રીને માટે મોદકો આણ્યા છે, તેની માતાએ મોહના વશથી ઉત્તમ મોદકો એ ઘડામા મોકલ્યા છે " રાજાએ પ્રસન્ન થઇ તે ઘડો આરામશોભાની પાસ મોકલાવી દીધો અને પોતે પણ વગ્રાભરણથી તે વિપ્રનો સત્કાર કરી હર્ષથી આરામશોભાના મદિરમા આવ્યો ત્યા તે રાણીએ આપેલા આસન ઉપર બેઠો તેવારે આરામશોભા રાણીએ કહ્યુ -' હે સ્વામિન્! જો આપ આજ્ઞા આપો તો હુ આ ઘડો ઉઘાડુ " ત્યારે રાજાએ કહ્યુ -' હે પ્રિયે! આ ઘડા

નકે કોઇ સેવકજન નથી, માટે તું પોતે ત્હારી ઇચ્છા પ્રમાણે તે ઘડાને ઉઘાડ.” રાજાની આજ્ઞાથી રાણીએ જેવો ઘડો ઉઘાડયો, તેવોજ કોઇ નહિ વર્ણવી શકાય એવો સુગંધ ઉછળ્યો કે જેથી સઘળું રાજમંદિર સુગંધીવાળું બની ગયું. રાજા ઘડામાં રહેલા મોદકો જોઇ વિચાર કરવા લાગ્યો કે, “શું આ મોદકો અમૃતરસના બનેલા છે કે, દેવ સાંનિધ્યથી થએલા છે.” આવી રીતે વિચાર કરતા એવા રાજાએ ફરી આરામશોભાને કહ્યું:—હે સુવદનિ! તું લોકમાં કયારે પણ નહિં જોવામાં આવેલો આ એક મોદક ત્હારી બ્હેનો (શોકયો) ને, આપ.” રાજાની આજ્ઞાથી આરામશોભાએ અતિ હર્ષવડે પોતાની સર્વ શોકયોને એક એક મોદક પોતાના હાથથી આપ્યો, તેવારે મનુષ્યલોકને વિષે અતિ દુર્લભ એવા તે મોદકોને ભક્ષણ કરીને સંતોષ પામેલી સર્વે શોકયો આ પ્રમાણે કહેવા લાગી:—

“અહો! આરામશોભાની માતાનું કેવું ચાતુર્ય! ખરેખર તેણે પોતાની „અપૂર્વ ચાતુરીથી આ મોદકો અમૃતરસનાજ બનાવેલા દેખાય છે.” પછી અગ્નિશર્મા બ્રાહ્મણે રાજાને કહ્યું. “હે દેવ! આપ મ્હારી પુત્રી આરામશોભાને થોડા દિવસ મ્હારે ઘેર મોકલો; કારણ, તેથી તેને પોતાની માતાનું દર્શન થશે.” તેવારે રાજાએ હસીને કહ્યું. “હે ભદ્ર! તમે નિશ્ચે સરળ સ્વભાવવાળા દેખાઓ છો; કારણ કે, રાજાની સ્ત્રીઓ સૂર્યને પણ નથી જોઇ શકતી, તે પણ તમે જાણતા નથી.” પછી રાજાની આજ્ઞાથી બ્રાહ્મણે ઘેર આવી સર્વ વાત પોતાની નવી સ્ત્રીને કહી, તેથી દુષ્ટ મનવાળી તે સ્ત્રી મનમાં વિચાર કરવા લાગી કે, “ધિક્કાર છે! ધિક્કાર છે!! કે જે મ્હારૂં કાર્ય સિદ્ધ ન થયું. હું એમ નહોતી જાણતી કે થોડું વિષ નાંખવાથી વિષમિશ્રિત પદાર્થને વિષે કાંઇ પણ શક્તિ નહિ દેખાય. હવે હું બીજું ઉગ્ર વિષ નાંખી પકવાન્ન બનાવીને પુત્રીને માટે મોકલું; કે જેથી તે તત્કાળ મૃત્યુ પામે.” આ પ્રમાણે વિચાર કરી તે દુષ્ટ રંડાએ ઉગ્રવિષમિશ્રિત તૈયાર કરેલું પકવાન્ન એક ઘડામાં ભરી તે ઘડાનું મોઢું બંધ કરી તે પોતાના પતિને આપ્યો અને કહ્યું કે, “સ્વામિન્! આ ઘડો પણ






ના જઈ પુત્રીને આપી આવો." આહા ! પાપી માણસોનું કેવું દુરાચરણ છે ? બ્રાહ્મણ અનુક્રમે ચાલતા ફરી પણ તેજ વડવૃક્ષની નીચે આવીને સૂતો, ત્યા તે જેટલામા નિદ્રાવશ થયો, તેટલામા દેવતાએ પૂર્વની પેઠે વિષમિશ્રિત પકવાન્ન અપહરી લઈ બીજું સુંદર પક્વાન્ન મૂક્યું પછી બ્રાહ્મણે રાજમંદિરમા જઈ તે ઘડો રાજાને આપ્યો, તેથી તેની કિર્તિ બહુ વિસ્તાર પામી બ્રાહ્મણે ફરી ઘેર આવી સર્વ વાત પોતાની પ્રિયાને કહી, તે સાભળી દુષ્ટ રંડા મનમા ખેદ કરતી વિચારવા લાગી કે, "અહો ! આતે શું કહેનાય ? તે પુત્રી કેમ મૃત્યુ નથી પામતી ? હવે તાળપુટ વિષ મિશ્રિત પક્વાન્ન કરી મોકલું " આવો વિચાર કરી તેણે વિષ મિશ્રિત પકવાન્ન તૈયાર કરી ઘડામા ભરી પોતાના પતિને કહ્યું. "પ્રાણનાથ ! તમારે આ વખતે પુત્રીને આપણે ઘેર તેડી લાવવી, કારણ કે, પુત્રી પહેલી વખતે પોતાના પિતાને ઘેર પ્રસવ કરે છે. જો કદાપિ રાજા પુત્રીને ન મોકલે તો તમારે તેને પોતાનું બ્રહ્મ તેજ દેખાડવું "

આ પ્રમાણે પ્રિયાની શિખામણ સાભળી બ્રાહ્મણ ઘડો લઈ ચાલતો થયો અને તેજ વડવૃક્ષની નીચે આવીને સૂઈ રહ્યો, ત્યા દેવતાએ ઘડામાથી વિષમિશ્રિત પકવાન્ન અપહરી લઈ ઉત્તમ પકવાન્ન મૂક્યું બ્રાહ્મણે રાજદ્વારમા જઈ ઘડો રાજાને આપ્યો તેથી વિપ્રપત્નિનો મ્હોટો જશ વૃદ્ધિ પામ્યો પછી બ્રાહ્મણે રાજાને કહ્યું -"હે રાજેંદ્ર ! આપ મ્હારી ગર્ભવતી પુત્રીને મ્હારે ઘેર મોકલો, કારણ કે, પુત્રી પહેલી વખત પિતાના ઘેર પ્રસવ કરે, એમ લોકમા કહેનાય છે " તેવારે રાજાએ કહ્યું.-"હે વિપ્ર ! એ વાત ક્યારે પણ બની નથી કે, રાજસ્ત્રી પોતાના પિતાને ઘેર જઈ બાળકને જન્મ આપે આ વાત તમારે ફરીથી કહેવી નહીં " રાજાના આવા વચન સાભળી બ્રાહ્મણે પોતાના ઉદર ઉપર છરી અડકાડીને રાજાને કહ્યું -"જો આપ મ્હારી પુત્રીને નહીં મોકલો તો હું નિશ્ચે આપને બ્રહ્મહત્યા આપીશ " પછી પ્રધાનોએ રાજાને વિનતી કરી કે, "હે મહારાજ ! એ બ્રાહ્મણ ગારો દેખાય છે તેથી તે નિશ્ચે બ્રહ્મહત્યા આપશે, માટે મહાદેવીને તેની સાથે






મોકલો.” પછી રાજાએ મ્હોટી સામગ્રી કરી આરામશોભાને બ્રાહ્મણની સાથે વિદાય કરી. અહિં બ્રાહ્મણીએ પોતાના ઘરના પાછલા ભાગમાં એક મ્હોટો કૂવો ખોદાવી રાખ્યો અને પોતાની પુત્રીને એક ભોંયરામાં રાખી. અગ્નિશર્મા બ્રાહ્મણ પોતાની આરામશોભા પુત્રીસહિત બહુ સમૃદ્ધિવડે પોતાના ગામમાં આવ્યો. ઉદ્યાનસહિત આવેલી આરામશોભા પિતાના ઘરને વિષે સુખે નિવાસ કરવા લાગી. જેમ છીપ સ્વાંતિ નક્ષત્રના યોગથી મુક્તાફળને જન્મ આપે, તેમ ત્યાં તેણે દેવસમાન એક પુત્રને જન્મ આપ્યો.

એક દિવસ પાસે રહેનારા દાસ દાસી વિગેરે સેવક લોકો કાંઇ કાર્ય માટે બહાર ગયા હતા, એવામાં આરામશોભા કાયચિંતાને માટે ( દિશાએ જવા માટે ) ઓરમાન માતાની સાથે ઘરના પાછલા ભાગમાં આવી, ત્યાં તેણે કૂવાને જોઈ પૂછ્યું કે, “હે માત ! અહિં આ કૂવો શા માટે ખોદાવ્યો છે ?” તેવારે દુષ્ટહૃદયવાળી ઓરમાન માતાએ કહ્યું. “પુત્રી ! એ કૂવો ત્હારા માટે ખોદાવ્યો છે; કારણ કે મીઠું પાણી લાવવા માટે ત્હારે દૂર જવું પડે, તે વખતે બહુ દાસ દાસી હોવાથી કોણ જાણે કોનું હૃદય કેવું હોય ? માટે મેં એ કામ કરાવી રાખ્યું છે.” સરળ સ્વભાવવાળી આરામશોભાએ માતાનો અભિપ્રાય જાણ્યો નહીં, તેથી તે કૂવાની પાસે જઈ નીચુ મુખ કરી જેટલામાં કૂવાને જોવા લાગી, તેટલામાં દુષ્ટ ચિત્તવાળી ઓરમાન માતાએ ધક્કો દઇ તેને કૂવામાં ફેંકી દીધી. આરામશોભાએ કૂવામાં પડતાં પડતાં પેલા પૂર્વે વરદાન આપનારા દેવતાનું સ્મરણ કર્યું, તેથી તે દેવતાએ તત્કાળ ત્યાં આવી તેને હાથવડે ઝીલી લીધી, અને જેટલામાં ક્રોધ પામેલો દેવતા તે ઓરમાન માતાને તેના પાપકર્મનું ફળ દેખાડવા લાગ્યો તેટલામાં આરામશોભાએ તેને શાંત પમાડ્યો. પછી નાગકુમાર દેવતાએ કૂવામાં એક પાતાળગૃહ બનાવી તેમાં આરામશોભાને રાખી. ઉદ્યાન પણ તેની પાછળ કૂવામાં આવ્યુ.

અહિં ઓરમાન માતાએ પોતાની સાચી ન્હાની પુત્રીને આરામશોભાનો વેશ ધારણ કરાવી જેટલામાં પલગ ઉપર બેસારી, તેટલામાં આરામશોભાનો દાસી વર્ગ ત્યાં આવી પહોંચ્યો,

તેણે કાંતિ શોભા લાવણ્યવાળી, વિરૂપ શરીરના વર્ણવાળી, વિર મનોરવાળી અને કાંઇક અસમાન શરીરવાળી તે પુત્રીને આરામ શોભા જાણીને પૂછ્યુ કે "હે મહારાણી! આજે તમારૂં શરીર કાં શોભા વિનાનું દેખાય છે" તેવારે કૃત્રિમ આરામશોભારૂપ બ્રાહ્મણપુત્રીએ કહ્યુ -"હે મહાભાગ! હું નથી જાણતી કે મ્હારા શરીરે શી પીડા ઉત્પન્ન થઇ છે કે, જેથી મ્હારૂં રૂપ વિગેરે સર્વ ચાલ્યુ ગયુ" તેના આવા વચન સાભળી દાશીએ તે વાત તેની માતાને કહી, એટલે તો કપટના મંદિરરૂપ તે વિપ્ર સ્ત્રી હાથવડે પોતાની છાતીમા પ્રહાર કરતી ત્યા આવીને આ પ્રમાણે વિલાપ કરવા લાગી -"હાય હાય! મ્હારી આશા નાશ પામી!! મ્હારી આરામશોભા પુત્રીની આ શી દશા થઇ? અરે વિધાતા! તુ રત્નને વિષે દૂષણ ઉત્પન્ન કરનારો દેખાય છે હે પુત્રી! તને કોઇની દૃષ્ટિ લાગી છે, અથવા કાંઇ વાયુનો વિકાર ઉત્પન્ન થયો છે કે પ્રસૂતિનો રોગ થયો છે! અરે! જેમ નિર્જલ પ્રદેશમા ઉગેલી વેલડી ઉપર કરેલો મનોરથ નષ્ટ થાય, તેમ આ પુત્રી ઉપર કરેલા મ્હારા મનોરથો નષ્ટ થયા" આવી રીતે વિલાપ કરતી એવી તે સ્ત્રીએ કપટથી સારૂં થવા માટે ઉતારણાદિ બહુ ઉપાયો કર્યા, પણ કાંઇ ફાયદો થયો નહીં, કારણ કે, સહજ સ્વરૂપ હોય તે શી રીતે નાશ પામે?

હવે પાટલીપુર નગરથી જિતશત્રુ રાજાનો મંત્રી આરામશોભાને તેડવા માટે સ્થલાશ્રય ગામમા આવ્યો કૃત્રિમ આરામશોભા પણ પોતાના પરિવારસહીત તેની સાથે પાટલીપુત્ર જવા માટે વિદાય થઇ, તે વખતે દાશીઓએ તેને કહ્યુ "હે સ્વામિની! આપણી સાથે ઉદ્યાન કેમ નથી આવતુ?" ત્યારે રાણીએ કહ્યુ "તે કૂવામા પાણી પીવા માટે ગયુ છે, તેથી તે પાછળ આવશે, તમે આગળ ચાલવા માંડો" રાણીના આવા વચન સાભળી સર્વ પરિવાર મનમા ખેદ પામતો આગળ ચાલવા લાગ્યો, અનુક્રમે તે નગરની સમીપે આવી પહોચી એટલે જિતશત્રુ રાજાએ હર્ષથી તે પોતાની પટ્ટરાણી આરામશોભાનો નગરમા પ્રવેશ નિમિત્તે મ્હોટો ઉત્સવ કર્યો જિતશત્રુ રાજા, અતિ અદ્ભુત રૂપવાળા પુત્રને

ચારને મૂકી દઇ જે કારણ હોય તે કહે." તેવારે રાણી આરામશો-
ભાએ કહ્યું. "પ્રાણનાથ! કારણ કહેવાથી આપને પશ્ચાતાપ થશે."
રાણીએ ભૂપતિને આ પ્રમાણે બહુ સમજાવ્યો. તોપણ ભૂપતિએ
પોતાનો કદાગ્રહ ત્યજી દીધો નહીં. પછી રાણી આરામશોભાએ
પોતાની ઓરમાન માતાનું સર્વ ચરિત્ર મૂળથી આરંભીને કહેવા
માંડયું, તેમાં એટલી વાર થઇ કે, સૂર્યનો ઉદય થઇ ગયો. વળી
રાણીએ પોતાનો છુટી ગયેલો અંબોડો જેટલામાં બાંધવા માંડયો,
તેટલામાં એક મૃત્યુ પામેલો મ્હોટો સર્પ તેમાંથી તુરત નીચે પ-
ડયો. સર્પને જોઈ "હે પ્રિય! હા સ્વામિન્! આપે નિર્ભાગ્ય
એવી મને શામાટે ત્યજી દીધી?" એમ વિલાપ કરતી રાણી
તત્કાળ મૂર્છા ખાઈ પૃથ્વી ઉપર પડી. શીતલ જળ અને પવન-
ના ઉપચારથી ફરી સચેત થએલી રાણીને પોતાના પતિ એવા
જિતશત્રુ રાજાએ પૂછયું. "દેવી! તું શામાટે ખેદ કરે છે?" રાજાના
પૂછવા ઉપરથી આરામશોભા રાણીએ નાગકુમાર દેવતાનું સર્વ વૃ-
ત્તાંત તેને કહી સંભળાવ્યું, તેથી રાજાને હર્ષ અને શોક ઉત્પન્ન થ-
યો. પછી જિતશત્રુ ભૂપતિએ ક્રોધથી પેલી કૃત્રિમ આરામશોભા
ને બાંધી જેટલામાં ચાબુકવડે પ્રહાર કરવા માંડયો, તેટલામાં સા-
ચી આરામશોભાએ તેના ચરણમાં પડી વિનંતી કરી કે, હે નાથ!
એ મ્હારી બ્હેન છે માટે આપ મારૂં વચન માની તે મ્હારી બ્હે
નને દયા લાવી છોડી મૂકો." તેવારે ભૂપતીએ કહ્યું.-મહાદેવી!
આ ત્હારી બ્હેનના હાથ કાપી નાંખવા ઘટે છે, તોપણ ત્હારૂં વ
ચન મ્હારાથી ઉલ્લંઘી શકાય તેવું ન હોવાથી હું તેને છોડી દઉ
છું" એમ કહી તેને બંધનથી છોડી મૂકી. પછી ભૂપતિએ પોતા
ના સુભટોને આજ્ઞા કરી કે, "હે સુભટો! તમે પેલા દુર્બુદ્ધિ બ્રાહ્મ-
ણ પાસેથી તેને આપેલાં ગામ ખૂંચી લેઇ દેશબહાર કાઢી મૂકો;
વળી તેની નવી પરણેલી સ્ત્રીના કાન, નાક અને હોઠ કાપી નાંખી
તે બ્રાહ્મણની સાથે દેશબહાર વિદાય કરો." રાજાની આજ્ઞા પ્ર-
માણે સેવકો કરવા લાગ્યા, તે વખતે આરામશોભાએ દયાથી પો
તાનાં માતાપિતાને છોડાવ્યાં; કારણ કે, કૂહાડાથી છેદાતું એવું ચં
દનનું વૃક્ષ પણ કૂહાડાના મુખને સુગંધવાળું કરે છે. સજ્જન મ-

નું પોતાનો એવોજ સ્વભાવ હોય છે પછી પૂર્વ પુણ્યથી અતિ ગાઢ સ્નેહવડે નિરંતર સુખ ભોગવતા એવા તે સ્ત્રી પુરૂષનો કેટલોક કાળ સુખમા ગયો

એક દિવસ જિતશત્રુ ભૂપતિની પાસે બેઠેલી આરામશોભા રાણી પોતાના પતિને કહેવા લાગી -“હે સ્વામિન્! હું પૂર્વે દુ:ખીના કારણથી થઈ અને હમણા મને સુખ શા કારણથી મળ્યું ? આનો મને મ્હોટો સંશય છે, માટે જો પૂર્વપુણ્યના યોગથી કોઈ અતિશય જ્ઞાની ગુરૂ અહિં આવી ચડે તો હું મ્હારા પૂર્વકૃત્ય કર્મો પૂછું ” ત્યારે રાજાએ કહ્યું “પ્રિયે! કોઈ જ્ઞાની ગુરૂ અહિં આવી ચડે તો સારૂં થાય ” આ પ્રમાણે રાજા અને રાણી મહેલમા વાતો કરે છે, એટલામા હર્ષથી ઉદ્યાનપાલકે ત્યા આવી વિનતી કરી કે, ‘હે સ્વામિન્! નંદનવન નામના આપના ઉદ્યાનમા મનુષ્ય અને વિદ્યાધરોએ પૂજન કરેલા અને અતિશય મહિમાવાળા શ્રી વીરભદ્ર નામના આચાર્ય, પાંચસે મુનિઓ સહિત સમવસર્યા છે ” ત્યારે ભૂપતિએ તે ઉદ્યાનપાલકને બહુ પ્રીતિદાન આપી પોતાની પ્રિયાને કહ્યું કે, “હે દેવી! ત્હારો મનોરથ પૂર્ણ થયો ” પછી અંતઃપુરસહિત રાજા વંદન કરવા માટે ઉદ્યાનમા ગયા, ત્યા ત્રણ પ્રદક્ષિણાપૂર્વક વંદના કરી ધર્મ સાભળવા બેઠા, એટલે ભવ્યજીવોના પાપને દૂર કરનારા શ્રી વીરભદ્રસૂરિએ આ પ્રમાણે ધર્મદેશના દેવી શરૂ કરી

હે ભવ્યજનો! ધર્મથી સુખસંપત્તિ, સૌભાગ્યપણુ, રોગરહિતપણુ, આપત્તિનુ નિવૃત્તિપણુ અને દીર્ઘ આયુષ્ય એ સઘળું આલોકને વિષે પ્રાપ્ત થાય છે વળી ઉત્તમકુળમા જન્મ, દિવ્ય રૂપ, અપૂર્વ યૌવન, શરીરમા શક્તિ અને મનુષ્યોની મધ્યે સ્થિતિ એ સઘળુ પણ આજ લોકમા ધર્મના પસાયથી પ્રાપ્ત થાય છે તેમજ સ્વર્ગ અને મોક્ષની સંપત્તિ પણ ધર્મથીજ મળે છે, માટે તમે ધર્મ આદરો ’ આ પ્રમાણે સૂરિની ધર્મદેશના સાભળીને પછી આરામશોભા રાણીએ ગુરૂને પૂછ્યુ -“હે ભગવન્! મે પૂર્વ ભવને વિષે કેવું કર્મ કર્યું હતુ, અને મ્હારા ઉપર ઉદ્યાન છત્રરૂપે શા માટે રહ્યુ હતુ ?” તે મ્હોટા ત્યારે સૂરિએ કહ્યુ “હે ભદ્રે!

તે ત્હારા પૂર્વભવનું કર્મ છે. તે તારો પાછલો ભવ હું કહું છું માટે સાવધાન મનથી સાંભળ:—

આ ભરતક્ષેત્રને વિષે ઇંદ્રપુરીને પણ સમૃદ્ધિના બળથી ત્રાસ પમાડનારી ચંપાનગરીમાં કુબેરના સરખો ધનવંત કુલધર નામે શેઠ વસતો હતો, તેને ઉત્તમ ગુણોથી પોતાના કુળને આનંદ પમાડનારી કુલાનંદા નામની સ્રી હતી. તેઓને અનુક્રમે ઉત્તમ રૂપવાળી સાત પુત્રીઓ હતી, તેમનાં નામ. ૧ કમલશ્રી, ૨ કમળવતી, ૩ કમળા, ૪ લક્ષ્મી, ૫ કામરાગવતી, ૬ યશોદેવી, ૭ પ્રીતિકારિણી એ રીતે હતાં. તે સાતે પુત્રીઓને સારા શેઠના પુત્રોની સાથે પરણાવેલી હતી, તેથી તેઓ ઇચ્છિત એવા સુખોને ભોગવતી હતી. શેઠને સાત પુત્રીઓ ઉપર એક આઠમી પુત્રી થઇ. તે પુણ્યરહિત હોવાથી તેના જન્મને અવસરે માતા પિતા બહુ દુ:ખી થયાં, તેથી તેનું નામ પણ પાડયું નહીં. અનુક્રમે તે પુત્રી વૃદ્ધિ પામતી યૌવનાવસ્થા પામી, પરંતુ શેઠે તેને પરણાવી નહીં, તેથી સ્વજનોએ ભેગા થઇ શેઠને કહ્યુ:-" હે શેઠ ! આ પુત્રી યૌવનાવસ્થા પામી છે, માટે તેને ઝટ પરણાવો. વળી તમે મૂર્ખપણાને ત્યજી દઈ મનમાં વિચાર કરો, કેમકે નહીં પરણાવેલી કન્યા કુળને મલીન કરે છે." સ્વજનોનાં આવાં વચન સાંભળી કુલધરશેઠ પુત્રીને પરણાવવાનો વિચાર કરી મનમાં ચિંતવવા લાગ્યો કે, "પુત્રીના સરખા આચારવાળો કોઇ વણિકપુત્ર અહિં આવી ચડે તો નિર્ભાગ્ય એવી આ આઠમી પુત્રી તેના ગળે વળગાડી દઉં."

એક દિવસ કુલધર શેઠ પોતાની દુકાને બેઠો હતો, તેવામાં મલીન વસ્ત્ર અને મલીન શરીરવાળો કોઇ પરદેશી વણિકપુત્ર તેમની દુકાને આવ્યો, તેને શેઠે પૂછ્યું. "તું કોણ છે? કયાંથી આવ્યો છું ? ત્હારો દેશ કયો ? અને ત્હારે અહિં શું કામ કરવાનું છે?" તેવારે વણિકપુત્રે કહ્યું.-" હું કોશલપુરના રહેવાશી નંદિ નામના વણિકનો પુત્ર છું, મ્હારૂં નામ નંદન છે, મ્હારી માતાનું નામ સોમા છે, હું ધનરહિત થઈ જવાને લીધે ધનને અર્થે ઉડદેશમાં ગયો હતો, ત્યાં પણ દારિદ્ર મ્હારી પાછળ આવ્યું; કારણ કે, પૂર્વે કરેલું કર્મ હમેશાં સાથેજ આવે છે. તેથી હું ત્યાં




પણ ધનરહિત થયો, તથાપિ અભિમાનપણાને લીધે સ્વદેશમાં ગયો નહી હવે આજ દેશમાં બીજાની સેવાથી આજીવિકા કરી નિવાસ કરીશ આ દેશના રહિશ વસતદેવ નામના શેઠે મને તે ઉદ્દેશથી કાગળ લખી આપી અહિં શ્રીદત્ત નામના શેઠની પાસે મોકલ્યો છે, માટે હે મહાભાગ ! તે શ્રીદત્તશેઠનું ઘર ક્યાં છે ? તે મને કહો કે, જેથી હું તેમને કાગળ આપું ” વણિક્પુત્રનાં આવાં વચન સાંભળી કુબેરશેઠ વિચાર કરવા લાગ્યો કે, “આ વણિક્પુત્ર મ્હારી પુત્રીને યોગ્ય વર છે કારણ કે, એક તો તે દરિદ્રી વણિક્પુત્ર અને પરદેશી છે, બીજું તે અભિમાની પણ છે, માટે પુત્રીને તેની સાથે પરણાવી વિદાય કરી દઈશ કે, જેથી તે પાછી આવશે નહી ” શેઠે આ પ્રમાણે વિચાર કરી વણિક્પુત્રને કહ્યું “ત્હારો પિતા મ્હારો મિત્ર થાય છે, માટે તું શ્રીદત્તશેઠને કાગળ આપી ઝટ મ્હારે ઘેર પાછો આવજે ” એમ કહી કુબેરશેઠે એક માણસ મોકલી તેને શ્રીદત્ત શેઠનું ઘર બતાવ્યું વણિક્પુત્ર નંદન પણ શ્રીદત્તશેઠને કાગળ આપી પાછો કુબેરશેઠને ઘેર આવ્યો. પછી કુબેરશેઠે તેને સ્નાન કરાવી, મનોહર વસ્ત્ર પહેરાવી, ભોજન કરાવીને કહ્યું કે, “હે નંદન ! તું આ મ્હારી પુત્રીને પરણ ” નંદને કહ્યું “મ્હારે આજે ઉદ્દેશ જવું છે તો હું શી રીતે પરણું ? ” તેવારે શેઠે કહ્યું “હે નંદન ! મ્હારી પુત્રીને સાથે લઈ તું ઉદ્દેશ જા, હું તને આજીવિકા માટે ત્યાં ધન મોકલાવીશ ” પછી નંદને પરણવાની વાત કબુલ કરી એટલે કુબેર શેઠે પોતાની પુત્રીને તેની સાથે પરણાવી દીધી

એક દિવસ શ્રીદત્તશેઠે નંદનને કહ્યું –“જો તું અહીં રહે તો ત્હારી જગ્યાએ બીજા માણસને મોકલું ” ત્યારે નંદને કહ્યું “હું પોતે ત્યાં જઈશ ” એમ કહી નંદન પોતાના સસરા કુબેરશેઠ પાસે આવી કહેવા લાગ્યો –“હે તાત ! હું ઉદ્દેશ જઈશ, માટે મને રજા આપો ” તેવારે કુબેરશેઠે કહ્યું “હે વત્સ ! ત્હારી ઈચ્છા પ્રમાણે કર, પરંતુ તું પોતાની સ્ત્રીને સાથે લઈ સુખેથી જજે ” પછી નંદન, શ્રીદત્તશેઠનો કાગળ લઈ સાથે આપેલું ભાતું બાંધી પોતાની સ્ત્રીસહિત ત્યાંથી વિદાય થયો અનુ




ક્રમે ઉજ્જણ નગરીની પાસે આવી પહોંચ્યો, ત્યાં તે રાત્રીએ એક દેવમંદિરમાં સૂતાં સૂતાં વિચાર કરવા લાગ્યો કે, "સ્ત્રીની સાથે ધીમે ધીમે ચાલવાથી સઘળુ ભાતું ખૂટી ગયું. હુ શું કરૂં? હવે પાછી મ્હારે ભિક્ષા માગવી પડશે, માટે આ સ્ત્રીને અહિંજ સૂતી મૂકી ઇષ્ટદેશપ્રત્યે ચાલ્યો જાઉ." આ પ્રમાણે વિચાર કરી તે વણિકપુત્ર નંદને પોતાની સ્ત્રીને કહ્યું.–"પ્રિયા! આજે આપણુ ભાતું ખૂટી ગયુ છે, તેથી હવે નિશ્ચે મ્હારે ભિક્ષા માગવા જવું પડશે." ત્યારે સ્રીએ કહ્યું. "સ્વામિનાથ! કુલ સ્ત્રીઓનો એવો ધર્મ છે કે, 'જેવી ગતિ પતિની, તેવી ગતિ સ્રીની.' માટે હુ પણ આપની સાથે ભિક્ષા માગવા આવીશ." આ પ્રમાણે વાતો કરતાં સ્રી નિદ્રાવશ થઈ એટલે નંદન સઘળું ભાતું લઇ ચાલી નિકળ્યો. પ્રભાત થયો એટલે સ્રી જાગી, તેણે આમ તેમ જોયું પણ પતિને તથા ભાતાને દીઠાં નહીં, તેથી તેણે ધાર્યું કે, "હાય હાય! પતિ મને ત્યજી દઇ ચાલ્યો ગયો, હું પિતાને ઘેર જઈશ તો ત્યાં પણ મ્હારો આદર થતો નથી, પતિ રહિત હું શું કરૂં? ક્યાં જાઉં? અને કોનુ શરણ લઉં?" આ પ્રમાણે વિવિધ વિલાપ કરતી તે કન્યા ધીરજ ધરી પોતાના શીળનું રક્ષણ કરવા માટે તે મહા વિશાળ એવી ઉજ્જણ નગરીમાં ચાલી, ત્યાં નગરીમાં ભમતી એવી તે કન્યા કોઈ એક દુકાન ઉપર બેઠેલા માણિભદ્ર નામના ઉત્તમ શેઠના પગમાં પડીને કહેવા લાગી કે, "હે તાત! દીન, અનાથ અને દુખી એવા માણસોના તમે શરણ છો." શેઠે કહ્યું. "હે બાળા! તુ કોણ છે?" કન્યાએ કહ્યું. "સ્વામિન્! ચંપાનગરીમાં કુલધરશેઠ રહે છે, તેમની હું પુત્રી છુ; હું મ્હારા પતિની સાથે ઉદદેશમાં જતી હતી, પરતુ સાથથી ભૂલી પડવાને લીધે તમારા શરણે આવી છુ." માણિભદ્રશેઠ તેનાં વિનયયુક્ત મધુર વચનથી સતોષ પામીને બોલ્યો. "હે પુત્રી! તું મ્હારા ઘેર સુખેથી રહે." તે તેથી કન્યા માણિભદ્રના ઘરનું કામ કરતી છતી તેના ઘરને વિષે રહેવા લાગી.

પછી માણિભદ્રશેઠે પોતાનાં માણસો મોકલી સાથની શોધ કરાવી, પણ કોઈ ઠેકાણેથી તેની વાત સાંભળવામાં આવી

હતી, તેવો રીતે તે શેઠે પોતાના એક માણસને કુધરશેઠ પાસે મોકલ્યો તે માણસે ત્યાં જઈ કુનધરશેઠને કહ્યુ કે, "હે શેઠ! આપને કેટલી પુત્રીઓ છે? તેમા કેટલી પરણાવેલી છે? અને કેટલી પરણાવ્યા વિનાની છે? મને માણિભદ્રશેઠે મોકલ્યો છે, માટે તમે પોતાની પુત્રીઓની વાત કહો તેવારે કુધરશેઠે કહ્યુ 'હે ભદ્ર! મ્હારે આઠ પુત્રીઓ છે, તેમા સાત પુત્રીઓને આ ચંપાનગરીમા પરણાવી છે, અને આઠમી પુત્રીને એક વણિકપુત્રની સાથે પરણાવી હતી, તે તેના પતિ સાથે ઉદદેશ ગઈ છે. તે વિના મ્હારે બીજી પુત્રી નથી, તેથી હુ માણિભદ્રશેઠની સાથે શી રીતે સંબંધ કરૂં?' પછી તે સેવકે પાછા આવી આ સઘળી વાત માણિભદ્રશેઠને કહી, માણિભદ્રશેઠ પણ તે કન્યાને નિશ્ચયથી કુધરશેઠની પુત્રી માની બહુ આદર કરવા લાગ્યો વળી કન્યા જ વિનયથી પણ શેઠનુ સર્વ કુટુંબ ખુશી થવા લાગ્યુ એવી રીતે કુનધરશેઠની પુત્રી ત્યા સુખે દિવસ નિર્ગમન કરવા લાગી

હવે માણિભદ્રશેઠે એક મનોહર જિનમંદિર કરાવ્યુ, કુન ધરપુત્રી પણ પોતાના આત્માને કૃતાર્થ માનતી ઉત્તમ ધર્મવાસનાથી હમેશા ચંદન પુષ્પ વિગેરેથી જિનરાજની સેવા કરવા લાગી, સાધ્વીઓના સમાગમથી જીવાજીવાદિ નવ પદાર્થોને જાણી પાપથી નિવૃત્ત થએલી તે કુનધરશેઠની પુત્રી સુનમાની પેઠે ઉત્તમ શ્રાવિકા થ , શેઠ તેને જે જે દ્રવ્ય આપતા, તે તે દ્રવ્યથી તે કન્યાએ જિનમંદિરને વિષે ઉત્તમ વાજીત્રો કરાવ્યા, વળી બહુ દ્રવ્ય એકઠુ થયુ ત્યારે પણ મુક્તાફળથી સુશોભિત એવા સુવર્ણના ત્રણ છત્રો આ જિનરાજના ઉપર કરાવ્યા, અનશનાદિ બાર પ્રકારનુ તપ અને ભાવથી ઉજમણાદિ વિધિ પણ કર્યા, તેમજ હર્ષથી ચાર પ્રકારના સંઘનુ વાત્સલ્ય પણ કર્યું

એક દિવસ માણિભદ્રશેઠને ચિંતાતુર જોઈ તે કન્યાએ પૂછ્યુ - 'હે તાત! આજે તમે કેમ ચિંતાતુર દેખાઓ છો? ત્યારે શેઠે કહ્યુ - "હે પુત્રી! ભૂપતિએ ફળ ફૂલથી ભરપૂર એવુ એક ઉદ્યાન મને જિન રાજની પૂજા માટે આપ્યુ હતુ, તેમાથી હુ હમેશા પુષ્પાદિ વસ્તુઓ લાવી પ્રભુની પૂજા કરતો હતો, તે

ઉદ્યાન આજે અકસ્માત્ સૂકાઇ ગયું, મેં બહુ બહુ ઉપાયો કર્યા પણ તે ફરી નવપલ્લવ થયું નહીં. હવે ભૂપતિ મને શું કરશે? તે હું જાણી શકતો નથી, તેની મને મ્હોટી ચિંતા થઇ છે" શેઠ નાં આવાં વચન સાંભળી કન્યાએ કહ્યું. 'હે તાત! તમે સ્વસ્થ કરો, અને મ્હારૂં એક વચન સાંભળો. તે ઉદ્યાન મ્હારા શીળના પ્રભાવથી જ્યાં સુધી ફરી નવપલ્લવ ન થાય ત્યાં સુધી મેં ચાર પ્રકારના આહારનો ત્યાગ કરેલો છે." શેઠે તેને બહુ વારી, પણ તે કન્યાએ આ પ્રમાણે પ્રતિજ્ઞા કરી. પછી તે ફુલધરશેઠની પુત્રી એકાગ્રમનથી જિનશાસનની અધિષ્ઠાયકદેવીનું મનમાં સ્મરણ કરતી અનશન લઇ જિનમંદિરમાં જઈ કાયોત્સર્ગે રહી. ત્રીજે દિવસ રાત્રીએ શાસનદેવીએ પ્રગટ થઈ કન્યાને કહ્યું.-"હે ભદ્રે! કોઇ મિથ્યાદૃષ્ટી વ્યંતરે આ ઉદ્યાનનો વિનાશ કર્યું હતું, પણ ત્હારા નિર્મલ એવા તપના પ્રભાવને લીધે તે દુષ્ટ વ્યંતર નાશી ગયો છે; માટે તે ઉદ્યાન પ્રભાતે પૂર્વની પેઠે નવપલ્લવિત થશે." આ પ્રમાણે કહી શાસનદેવી ચાલી ગઇ. પછી સર્વ રાત્રી નિવૃત્ત થઇ અને સર્વ જગતને પ્રગટ કરતા એવા સૂર્યનો ઉદય થયો. એટલે ફુલધરશેઠની પુત્રીએ કાર્યોત્સર્ગ પારી રાત્રીનું સર્વ વૃત્તાંત માણિભદ્રશેઠને કહ્યું. શેઠ તે વૃત્તાંત સાંભળી હર્ષથી પ્રસન્ન મુખવાળો થયો છતો ઉદ્યાનને જોવા માટે ગયો, ત્યાં તે ફૂલ અને ફળથી ભરપૂર એવા ઉદ્યાનને જોઇ હર્ષ પામ્યો અને તત્કાળ પાછો આવી તે ફુલધર શેઠની પુત્રીને કહેવા લાગ્યો.-હે પુત્રી! ત્હારા શીળના મહાત્મ્યથી આજે મ્હારા મનોરથ સંપૂર્ણ થયા, હવે તું ઝટ ઉઠીને પારણું કર." એમ કહી માણિભદ્રશેઠ નગરના સર્વ માણસોને એકઠા કરી મ્હોટી હર્ષથી વાજિંત્રોના શબ્દપૂર્વક ફુલધરશેઠની પુત્રીને પોતાના ઘેર લાવ્યો. આ વખતે લોકો પરસ્પર કહેવા લાગ્યા:-"અહો! એના શીલપ્રભાવને જુઓ! જેણે પોતાના શીલપ્રભાવથી સૂકાઇ ગયેલા ઉદ્યાનને ફરી નવપલ્લવ કરી દીધું આ કન્યા ખરેખરી ઉત્તમ પુણ્યવાળી, અતિશય પ્રશંસા કરવા યોગ્ય, શ્રેષ્ઠ લક્ષણવાળી અને સફળજીવિતવાળી છે. દેવતાઓએ પણ આ સુશ્રાવિકા એવી ફુલધરપુત્રિનો મહિમા વિસ્તા

યાં આ માણિભદ્ર શેઠ પણ ત્રણ લોકને પ્રશંસા કરવા યોગ્ય કેમ ન હોય? કારણ કે, જેના ઘરને વિષે આ કુલધરશેઠની પુત્રી રૂપ ચિંતામણિરત્ન નિવાસ કરે છે " આ પ્રમાણે સર્વ લોકોથી સ્તુતિ કરાતી તે કુલધરપુત્રીએ ઘેર જઈ સંઘને ભોજન કરાવીને પછી પોતે વિધિથી પારણું કર્યું

એક દિવસ પાછલી રાત્રીએ જાગી ઉઠેલી તે કુલધરશેઠની પુત્રી પોતે પ્રથમ અનુભવેલા દુઃખોને સંભારીને વિચાર કરવા લાગી કે, 'જીવલોકને વિષે નિશ્ચે તેજ પુરૂષોને ધન્ય છે કે, જેમણે વિષયના સુખને ત્યજી દઈ તપ તથા સંયમયુક્ત થઈ શ્રી જિનરાજે કહેલા ચારિત્રને અંગિકાર કર્યું છે કામભોગના સુખને વિષે આસક્ત થઈ રહેલી હું જ અધન્ય છું એ કામભોગો તો મને મળ્યા નહીં, પરંતુ વિવિધ પ્રકારનું દુઃખ તો ભોગવવું પડયું, વળી હું એટલાતો પુણ્યવાળી કે મેં જૈનધર્મને અંગિકાર કર્યો છે, હવે મ્હારે દીક્ષા લેવી યોગ્ય છે, પરંતુ તે પાળવાને હું સમર્થ નથી, માટે ગૃહસ્થપણે રહીને તપ કરૂં કે, જેથી શરીરની સાથે સંસાર સમુદ્રનું પણ શોષણ થાય " આવી રીતે વિચાર કરીને તે કુલધર પુત્રીએ તપ કરવાનો આરંભ કર્યો. કેટલેક કાળે તે છઠ્ઠ, અઠ્ઠમ, પક્ષક્ષમણ અને માસક્ષમણ વિગેરે તપ કરવાથી ક્ષીણ શરીરવાળી થઈ ગઈ પછી અનશન લઈ શુભધ્યાનથી મૃત્યુ પામી સૌધર્મ દેવલોકને વિષે દેવતાપણે ઉત્પન્ન થઈ આયુષ્ય પૂર્ણ થયે ત્યાંથી ચવીને તું [1]વિદ્યુત્પ્રભા નામના બ્રાહ્મણની પુત્રી થઈ, અને માણિભદ્રશેઠ મૃત્યુ પામી અચ્યુતદેવલોકમાં શ્રેષ્ઠ દેવતાપણે ઉત્પન્ન થયો, ત્યાંથી ચવી મનુષ્યજાતિમાં ઉત્પન્ન થયો, ત્યાં પણ દાનાદિ ધર્મ કરી તે નાગકુમારદેવપણે ઉત્પન્ન થયો પૂર્વભવના સંબંધને લીધે તને જાણીને તે ત્હારા ઉપર વાત્સલ્યપણું કરે છે તે પ્રથમ કુલધર શેઠના ઘરને વિષે રહીને અજ્ઞાનથી જે કાંઈ પાપ આચર્યું હતું, તે કર્મના વિપાકથી તું પ્રથમ દુઃખી થઈ હતી અને માણિભદ્ર શેઠના ઘરને વિષે જૈનધર્મની પ્રભાવના કરવાથી તે નિર્મળબુદ્ધિ

૧ જેનું બીજું નામ આનમંજરી પડયું હતું તે.




વડે જૈનધર્મ આરાધ્યો, તે કર્મના વિપાકથી તું અત્યારે અનુપમ સુખ ભોગવે છે. તે પૂર્વભવને વિષે શ્રી જિનરાજના મંદિરનું ઉદ્યાન નવપલ્લવ કર્યું, તેથીજ દેવનિર્મિત ઉદ્યાન ત્હારી પાછળ ભ્રમણ કરે છે. તેં જિનરાજના મસ્તક ઉપર ત્રણ છત્ર ધારણ કર્યાં હતાં, તેજ કારણથી તુ તે ઉદ્યાનની છાયાને વિષે નિવાસ કરે છે. વળી તેં ત્રણ પ્રકારે જિનરાજના અંગનું પૂજન કર્યું છે, તેથીજ ત્હારા શરીરને વિષે રોગો ઉત્પન્ન થતા નથી, તેમજ તું જિનભક્તિ કરવાને લીધે સ્વર્ગના રાજ્ય સમાન રાજ્યલક્ષ્મી ભોગવે છે. છેવટે હે આરામશોભા! તું જિનરાજની ભક્તિ કરવાથી અનુક્રમે મોક્ષ પામીશ."

ગુરૂનાં આવાં વચન સાંભળી આરામશોભા તત્કાળ મૂર્છા પામી પૃથ્વી ઉપર પડી. પછી શીતલ જળ અને ચંદનાદિકના ઉપચારથી સચેત થએલી તે ગુરૂને નમી હાથ જોડી વિનંતી કરવા લાગી.—"હે મુનિશ્વર! આપે મ્હારો પૂર્વભવ કહ્યો તે હુ જાતિસ્મરણ જ્ઞાનથી જાણું છુ, આપે જે કહ્યું તે સર્વ યથાર્થ છે, તેથી હે સૂરીશ્વર! હું સંસારથી ઉદ્વેગ પામી છું; માટે આપ મને રાજા પાસેથી છોડાવો કે, જેથી હુ આપની પાસે ચારિત્ર અંગિકાર કરૂં." તેવારે જિતશત્રુ ભૂપતિએ કહ્યું. "હે ભદ્રે! સંસારની અનિત્યતા જાણી કયો પુરૂષ ગૃહવાસમાં નિવાસ કરે? માટે હું પણ દીક્ષા લઇશ." ફરી ભૂપતિએ મુનિશ્વરને કહ્યું. "હે મુનિરાજ હું પટરાણીના પુત્ર મલયસુંદરને રાજ્યાસન ઉપર સ્થાપન કરી અહિં પાછો આવું ત્યાંસુધી આપ મ્હારા ઉપર પ્રસાદ કરી અહિં રહેજો." પછી આચાર્યને નમસ્કાર કરી ઘેર જઇ મલયસુંદરને પોતાના પદે સ્થાપન કરી ભૂપતીએ નગરમાં અઠ્ઠાઇ મહોત્સવ કર્યો. ત્યાર પછી દીન જનોનો ઉદ્ધાર કરી અને જિન ભવનાદિ સાતક્ષેત્રને વિષે બહુ દ્રવ્ય આપી ગુરૂની પાસે આવ્યો, ત્યાં તેણે આરામશોભાસહિત દીક્ષા લીધી. મલયસુંદરે તેમનો દીક્ષામહોત્સવ કર્યો. પછી મુનિઓના સમૂહની સાથે વિહાર કરતા અને સર્વ શાસ્ત્રરહસ્યના જાણ થએલા તે જિતશત્રુરાજર્ષિને આચાર્યપદને યોગ્ય જાણી ગુરૂએ તેમને પોતાને પદે (આચાર્યપદે) સ્થાપ્યા, અ-







ને અર્થની જાણ તથા ગુણની ભૂમિ એવી આરામશોભાને (તેના ગુણથી પ્રસન્ન થઈ) પ્રવર્તિનીપદ આપ્યુ શ્રી જિતશત્રુસૂરિ અનેક ભવ્યજનોને પ્રબોધ પમાડી અંતે અનશન લઇ આરામશોભાસહિત દેવલોકે ગયા અનુક્રમે તે બન્ને જણાઓ ત્યાથી ચ્યવી મનુષ્યજાતિમા કેટલા- ભવો કરી અંતે કર્મક્ષય થયે નિશ્ચે મોક્ષ સુખ પામશે

ઇતિ આરામશોભાની કથા

માટે હે ભવ્યજનો! તમે પણ આરામશોભાની પેઠે સમ્યક્ત્વને વિષે પ્રયત્ન કરો કે જેથી તમને પણ થોડા કાળમા મોક્ષ સુખ પ્રાપ્ત થાય

આરામશોભાને સમ્યક્ત્વથી અપૂર્વ લક્ષ્મી પ્રાપ્ત થયાની વાત શ્રી વીરપ્રભુના મુખથી સાભળી આણંદશ્રાવકે પ્રભુને કહ્યુ - "હે ભગવાન્! હુ પાચ મહાવ્રતરૂપ પર્વતના ભારને વારણ કરવા સમર્થ નથી, માટે પાચ અણુવ્રતરૂપ શ્રાવકધર્મની ઇચ્છા કરૂ છુ, કે જેથી આપના મુખકમળથી સમ્યક્ત્વમૂળ સ્થૂળ પ્રાણાતિપાત વિરમણાદિરૂપ શ્રાવકધર્મને અંગિકાર કરી મ્હારા શ્રાવકજન્મને સફલ કરૂ આજથી મ્હારે વિતરાગ એવા આપ દેવ, પંચમહાવ્રતધારક બ્રહ્મચારીગુરૂ અને જિનપ્રણિત ધર્મ હો શ્રી અરિહંતના ચૈત્યને ત્યજી દેઇ અન્યતીર્થીઓએ ગ્રહણ કરેલા અરિહંત ચૈત્યને મ્હારે પ્રણામ કરવો નહી " આ પ્રમાણે કહીને તે આણંદશ્રાવકે શંકા, કાંક્ષા, વિતિગિચ્છા, કુલિંગપ્રશંસા અને પરિચય એ પાચ દૂષણરહિત અને સ્થૈર્ય, પ્રભાવના, ભક્તિ, કુશલત્વ અને તિર્થસેવા એ પાચ આભૂષણોથી સુશોભિત એવા સમ્યક્ત્વ દર્શનરૂપ રત્નને વચનથી અંગિકાર કર્યુ તેનો આલાવો આ પ્રમાણે —

अहन्न भंते तुह्माण समीवे मिच्छत्ताउ पडिक्कमामि। सम्मत्त उवसंपज्जामि। नो मे कप्पइ अज्जप्पभिइ अन्नउत्थिए वा अन्नउत्थिअ देवयाणि वा अन्नउत्थियपरिगाहिआ




णिवा अरिहंतचेईआणिवा वंदित्तएवा नमंसित्तएवा पुव्विं अणालित्तेणं आलवित्तएवा संलवित्तएवा तेसिं असणंवा पाणंवा खाइमंवा साइमंवा दानुंवा अणुप्पयानुंवा नन्नत्थरायाभिओगेणं गणाभिओगेणं बलाभिओगेणं देवयाभिओगेणं गुरूनिग्गहेणं वित्तिकंतारेणं कप्पइ मे समणे निग्गंथे फासुएसणिज्जेणं असणपाणखाइमसाइमेणं वत्थपडिग्गहकंबलपायपुच्छणेणं पीढफलगसिज्जासंथारएणं ओसहभेसज्जेणं पडिलाभेमाणस्स विहरित्तए ॥

અર્થ.—હે ભગવાન્! હું આપની સમીપે મિથ્યાત્વથી નિવર્તું છું અને સમ્યક્ત્વને અંગિકાર કરૂં છું. આજથી આરંભીને મ્હારે અન્યતીર્થીઓને, અન્યતીર્થીઓના દેવને અને અન્યતીર્થીઓએ ગૃહણ કરેલા અરિહંત ચૈત્યોને નમસ્કાર કરવો ન કલ્પે. તેમજ અન્યતીર્થીઓની સાથે એકવાર અથવા તો બહુવાર બોલવું પણ ન કલ્પે. તેઓને અશન, પાન, ખાદિમ અને સ્વાદિમ એવો ચાર પ્રકારનો આહાર પણ પાત્રબુદ્ધિથી એકવાર અથવા બહુવાર (પરંતુ રાજાના, રાજનસમૂહના, બળવાનના, દેવતાના, ગુરૂ, માતાપિતાના, આગ્રહથી તેનેજ કોઇ પ્રકારે આજીવિકાને માટે સાધુઓને આપવું પડે તો છુટ છે.) આપવો ન કલ્પે. મ્હારે નિર્ગ્રંથ એવા પ્રાશુક અને એષણીય એવા અશન, પાન, ખાદિમ, સ્વાદિમ, વસ્ત્ર, પાત્ર, કંબલ, પાદપ્રોંછન, પાટ, પાટલા, શય્યા, સંથારો અને શુંઠ વિગેરે ઔષધ આપવું કલ્પે.

પછી શ્રી વીરપ્રભુએ કહ્યું:—"હે આણંદ! ત્હારે આ સમ્યક્ત્વદર્શનના પાંચ અતિચાર છે તે યથાર્થ રીતે જાણી લેવા, પરંતુ તેનું કયારે પણ આચરણ કરવું નહીં. તે અતિચાર આ પ્રમાણે. ૧ દેવ, ગુરૂ અને ધર્મની શંકા કરવી, એ શંકા નામનો પહેલો અતિચાર જાણવો. ૨ પરમતને વિષે અભિલાષા કરવી એ બીજો કાંક્ષા નામનો અતિચાર જાણવો. ૩ તપ અને સયંમ વિગેરેના

દૃષ્ટિ ઉપર સંદેહ રાખવો અથવા મલીન એવા મુનિઓની [1]જુગુપ્સા કરવી એ વિતિગિચ્છા નામનો ત્રીજો અતિચાર જાણવો ૪ ચરક વિગેરે બીજા પાખંડીઓની [2]પ્રશંસા કરવી એ પરપાખંડી પ્રશંસા નામનો ચોથો અતિચાર જાણવો ૫ તે પરપાખંડીઓનો પરિચય કરવો એ પરપાખંડીસંસ્તવ નામનો પાંચમો અતિચાર જાણવો આ પાંચ અતિચાર સમ્યક્ત્વ દર્શનવાળાએ આચરવા નહીં સમ્યક્ત્વ દર્શનના પાંચ વિભૂષણ આ પ્રમાણે ૧ જિનમતને વિષે દૃઢપણું એ સ્થિરતા નામનું પહેલું વિભૂષણ ૨ શાસનની ઉન્નતિ કરવી એ પ્રભાવના નામનું બીજું વિભૂષણ ૩ જિનેશ્વરની ભક્તિ કરવી એ જિનભક્તિ નામનું ત્રીજું વિભૂષણ ૪ જિનમતને વિષે કુશળપણું મેળવવું એ ચોથું કુશળતા નામનું વિભૂષણ અને તિર્થની સેવા કરવી એ પાંચમું તિર્થસેવા નામનું વિભૂષણ આ પાંચ સમ્યક્ત્વદર્શનના વિભૂષણ જાણવા

વળી હે આણંદશ્રાવક! પ્રાણાતિપાત વિરમણરૂપ પહેલા વ્રતનો વિચાર સાંભળ સ્ત્રી વિગેરે સર્વ વ્યાપારને ત્યજી દેનારા મુનિઓ, ત્રસ અને સ્થાવર જીવોના સમૂહને મન, વચન, કાયાથી સર્વથા વિરાધતા નથી હે મહાભાગ! ગૃહવ્યાપારમાં તત્પર એટલે કે સાવદ્યવ્યાપારયુક્ત એવા શ્રાવકોનેપણ દેશથી ત્રસ અને સ્થાવર જીવોને રક્ષણ કરવાનું આગમમાં કહ્યું છે કહ્યું છે કે -"જીવોના સૂક્ષ્મ અને સ્થૂલ એવા બે ભેદ છે તે જીવોની હિંસા પણ બે પ્રકારે થાય છે એક આરંભથી, બીજી સંકલ્પથી. તેમાં શ્રાવકોને સંકલ્પથી હિંસાનો નિષેધ કર્યો છે, તે જીવો પણ બે પ્રકારના છે એક અપરાધવાળા અને બીજા અપરાધરહિત તેમાં અપરાધવાળાનો સંકલ્પથી હિંસા કરવાનો નિષેધ નથી અને અપરાધરહિતનો સંકલ્પથી હિંસા કરવાનો નિષેધ છે. તેમાં પણ સાપેક્ષ અને નિર્પેક્ષ એવા બે ભેદ છે, તેમાં સાપેક્ષાવડે કરીને અપરાધરહિત એવા પુત્રાદિકને શિક્ષા નિમિત્તે વધાદિ કરવામાં નિષેધ નથી આવા શ્રાવકના ભાગાથી જે પુરૂષો થોડી પણ જી

૧ નિંદ ૨ સ્તુતિ

વદયા પાળે છે, તે પુરૂષો હરિબળમચ્છીની પેઠે મહા સંપત્તિને પામે છે." આણંદશ્રાવકે પુછ્યું:-હે ભગવન્! એ હરિબળ નામે કોણ હતો? તેણે શી રીતે જીવદયા પાળી? અને તેને કેવી રીતે મહાસંપત્તિ પ્રાપ્ત થઇ? તે કૃપા કરીને કહો." તેવારે સામાન્ય કેવળીની મધ્યે ચક્રસમાન એવા શ્રી વીરપ્રભુએ કહ્યું. "ગૃહપતિઓની મધ્યે આભૂષણરૂપ હે આણંદ! સાવધાન મનથી તે હરિબળનું યથાર્થ ચરિત્ર સાંભળ.—

## હરિબળમચ્છીની કથા.

આ ભરતક્ષેત્રને વિષે કાંચનપુર નામનું નગર છે, ત્યાં વસંતસેન નામનો રાજા રાજ્ય કરતો હતો, તેને વસંતસેના નામની રાણી હતી, તેઓને વસંતશ્રી નામની પુત્રી હતી. તે નગરમાં હરિબળ નામનો મચ્છી રહેતો હતો, તેને ધર્મથી દૂર રહેનારી અને પાપની સમીપે વસનારી હોવાને લીધે યથાર્થ નામને ધારણ કરનારી પ્રચંડા નામની સ્ત્રી હતી. અતિ ક્રોધવાળી, ક્લેશ છે પ્રિય જેને એવી અને પતિ સામે કઠોર ભાષણ કરનારી તે સ્ત્રીથી હરિબળમચ્છીને સ્વપ્નામાં પણ સુખ પ્રાપ્ત થયું નહોતુ. કહ્યું છે કે:-

कुग्रामवासः कुनरेन्द्रसेवा, कुभोजनं क्रोधमुखी च भार्या ॥
कन्याबहुत्वं च दरिद्रता, च षड् जीवलोके नरकान्भवंति ॥१॥

અર્થ.-કુગામમાં નિવાસ, દુષ્ટ રાજાની સેવા, ખરાબ ભોજન, ક્રોધમુખવાળી સ્ત્રી, બહુ પુત્રીઓ અને દરિદ્રતા. એ છ આ જીવલોકમાં નરક છે.

હરિબળમચ્છી હમેશાં માછલાં પકડવા માટે નદીએ જતો અને તે વેચી પોતાની આજીવિકા ચલાવતો હતો. એક દિવસ તે હરિબળમચ્છી નદીમાંથી માંછલાં કાઢવાને લીધે થાકી ગયેલો હોવાથી નદીના કાંઠા ઉપર બેઠો હતો, એવામાં ત્યાં તેણે એક મુનિને દીઠા, તેથી તે હર્ષ પામતો મુનિ પાસે જઇ તેમને પ્રણામ કરવા લાગ્યો. મુનિએ કહ્યું. "હે ભદ્ર! તું કાંઇ પણ ધર્મનું સ્વરૂપ જાણે છે?" હરિબળે કહ્યું. "મહારાજ! પોતાના કુળાચાર

જિના બીજો કયો ધર્મ છે? અર્થાત્ પોતાનો કુળાચાર એજ ધર્મ છે" મુનિએ કહ્યુ "હે ધીવર! આ વચન મૂર્ખ પામરલોકોનુ છે, જો કુળાચાર એજ ધર્મ હોય તો પછી અધર્મને વિષે ધર્મનુ સ્થાપન થવાથી અધર્મ તદન ઉડી જાય જો દારિદ્ર, દુખ, દાસ્ય વિગેરે કુળક્રમથી ચાલતી આવેની સ્થીતિને ત્હાગ વિનીત પુત્રો ન ત્યજી દે તો ત્હારો કુળાચાર પ્રમાણ થાય, પણ તે થવાનુ નથી કારણ કે ધન પ્રાપ્તી થયે કુળક્રમથી ચાલતા આવેલા દારિદ્ર, દુખ અને દાસપણા વિગેરેને ત્યજી દેવાય છે, તો પછી કુળાચાર એ ધર્મ એમ શી રીતે કહેવાય? માટે હે ધીવર શીરોમણિ! નિશ્ચે પોતાનો કુળાચાર એ ધમ નથી, પરતુ પ્રાણી ઉપર દયા કરવી એજ ધર્મ જિનરાજે કહ્યો છે જીવદયા સસારરૂપ સમુદ્રને તારવામા વહાણ સમાન, દુખરૂપ પર્વતોને તોડી પાડવામા વજ્ર સમાન, તેમજ મનોવાછિત આપનારી અને બાહ્ય તથા અભ્યતર શત્રુને જીતનારી છે જો તુ દુખથી ઉદ્વેગ પામતો હોય અને સર્વ પ્રકારના સુખની ઇચ્છા કરતો હોય તો પુષ્ટ એવી જીવદયાને વિષે પોતાનુ ચિત્ત સ્થાપન કર" મુનિના આવા વચન સાભળી પ્રતિબોધ પામેલા ધીવરે કહ્યુ "હે ભગવન્! તમે જે દયાધર્મ કહ્યો તે સત્ય છે, પરતુ જેમ દરિદ્રના ઘરને વિષે ચક્રવર્તીને ભોજન કરવુ અશક્ય છે તેમ અમારા સરખાને ધીવર કુળમા જીવદયારૂપ ધર્મ પાળવો અશક્ય છે અમે રાત દિવસ જીવવધ કરીએ છીએ તો પછી અમને જીવદયા કયાથી હોય?" મુનિએ કહ્યુ "હે ધીવર! જો તુ પૂર્ણરીતે જીવદયા પાળવા સમર્થ નથી તો એમ કર, કે જાળમા પ્રથમ જે મચ્છ આવે તેને ત્યજી દેજે" મુનિના આવા વચનથી હરિબળે તે વ્રત સ્વિકાર્યુ પછી તે હર્ષથી મુનિને નમસ્કાર કરી પોતાનુ કૃત્ય કરવા માટે ચાલી નિકળ્યો પછી હરિબળ પોતે અંગિકાર કરેના વ્રતને ઉત્તમ પ્રકારે પાળતો હમેશા પોતાના કુળાચારને કરવા લાગ્યો

એક દિવસ તે હરિબળ ધીવર જાળ લઇ નદી ઉપર ગયો, ત્યા તેણે નદીના પાણીમા જાળ નાખી, તેમા એક વૃદ્ધ મ્હોટો મચ્છ આવી પડ્યો હરિબળે પોતાનુ વ્રત સાચવવા માટે તેને

સંકેતની રાત્રીએ અશ્વ ઉપર ચડી સંકેતસ્થાને (જ્યાં હરિબળ મચ્છી સૂતો હતો ત્યાં) આવી. નિર્વિઘ્નપણે સંકેતસ્થાને આવી પહોંચવાથી અતિ હર્ષિતચિત્તવાળી રાજકન્યાએ ગાઢસ્વરથી કહ્યું કે, "હે સુભગશિરોમણિ હરિબળ! તું અહિં આવી પહોંચ્યો છે કે?" દેવમંદિરમાં સૂતેલા હરિબળે પણ તત્કાળ જાગી ઉઠી રાજકન્યાના અમૃત ઝરતા વચન સાંભળીને હર્ષ પામતા છતા હુંકારો કર્યો. પછી રાજકન્યા વસંતશ્રીએ કહ્યું. "હે હરિબળ! ઝટ આગળ ચાલ, દેશાંતરમાં આપણા મનોરથ સફળ થશે." હરિબળમચ્છી વિચારવા લાગ્યો. નિશ્ચે આ કન્યાએ મ્હારા સમાન નામવાળા બીજા કોઈ પુરૂષની સાથે અહિં આવવાનો સંકેત કર્યો દેખાય છે, માટે આ રાજકન્યા એને પ્રીતિથી બોલાવે છે. ખરેખર મ્હારા પુણ્યે આ કન્યાને શીઘ્ર અહિં ખેંચી આણી છે, માટે ચાલ તેની સાથે હુંજ ચાલ્યો જાઉં. પાછળ જે બનવાનું હશે તે બનશે." આ પ્રમાણે વિચાર કરી હરિબળ તેની પાસે ગયો, ત્યાં તે અશ્વ ઉપર ચડયો, તેની સાથે અપ્સરાની પેઠે વસંતશ્રી પણ અશ્વ ઉપર ચડી, પછી બન્ને જણાએ ત્યાંથી પ્રયાણ કર્યું. માર્ગમાં રાજકન્યાએ અમૃતસમાન મધુરવચનથી તેને બોલાવવા માંડયો, પરંતુ તે હરિબળ ફક્ત હુંકારા વિના બીજો શબ્દ જરા પણ બોલતો નહીં, તેથી રાજકન્યાએ વિચાર્યું કે, "આ હરિબળ મને કેમ કાંઇ પણ ઉત્તર નથી આપતો? હા, મેં જાણ્યું! એને પોતાના માતાપિતાના વિયોગની પીડા થાય છે, તેથી તે મને ઉત્તર નથી આપતો." આ પ્રમાણે વિચાર કરતી તે વસંતશ્રી જેટલામાં આગળ પ્રયાણ કરે છે તેટલામાં જીવલોકને પ્રગટ કરનારા સૂર્યનો ઉદય થયો, તેથી તે પોતાના મનોભીષ્ટ પુરૂષને નહિં દેખતાં બીજાને જોઇ હાહા શબ્દ કરતી છતી તત્કાળ મૂર્છાથી પૃથ્વી ઉપર પડી; પછી શીતળ જળ અને વાયુથી સાવધાન થએલી તે બાળા અતિ કરૂણ અને અતિ દીન એવા શબ્દથી વિલાપ કરતી વારંવાર આ પ્રમાણે કહેવા લાગી.—"જેમ ઉનાળાની ઋતુમાં તાપથી પીડા પામેલો અને મહાતૃષાથી આકુળ વ્યાકુળ થયેલો ગજરાજ જળથી ભરપૂર એવા તળાવને જોઇ તેમાં

પાણી પીવા માટે ઉતરે, પરંતુ જળથી થોડે દૂર રહેલા કાદવમા ખૂચી જવાને લીધે ન મળે [1]નીર કે ન મળે તીર[2]! તેમ હમણા મ્હારે પણ થયુ છે જ્યા પક્ષીઓનો શબ્દ પણ સભળાતો નથી, જે મનોરથને અગોચર છે અને જે દેવતાઓને પણ અસાધ્ય છે, તેના કાર્યને દૈવ ક્રીડામાત્રમા બનાવી આપે છે હા! હવણા હુ શુ કરૂ? શુ કહુ? અને કોની આગળ જઇને પોકાર કરૂ? નિશ્ચે દૈવે મને આવા કાર્યથી બહુ વિટબના પમાડી છે અરે નિર્દય દૈવ! આજે ત્હારા હાથમા બીજો કોઈ પણ માણસ ન ચડયો કે જે મને બાળવાને તે આવી રીતે વિટબના પમાડી?" આવી રીતે પોતાના કોઈ પૂર્વભવના કર્મદોષથી આર્તધ્યાનમા પડેલી અને પરાભવ પામેલી તે વસતશ્રી ફરી વિચાર કરવા લાગી. "અરે! દૈવને વૃથા ઉપાલભ (ઠપકો) આપવાથી શુ? આતો મ્હારા કર્મનોજ દોષ છે જીવે પૂર્વભવમા જે ભાવથી જે શુભ કે અશુભ કર્મ કર્યું હશે, તેવુ તેને ફળ મળશે, જો મ્હારા ભાગ્યેજ આ જેવા તેવા પુરૂષને અહિં આણ્યો છે તો પછી હુ મ્હારા આત્માને આર્તધ્યાનવડે વૃથા કલેશ શામાટે પમાડુ?" આ પ્રમાણે વિચાર કરતી તે રાજકન્યા જેટલામા સ્થિર થઇ તે પુરૂષને જુએ છે, તેટલામા તુરત ગભીર આકાશવાણી થઇ. તે આ પ્રમાણે—

"હે ભદ્રે! જો તુ વિશ્વને વિષે સુખની વાછા કરતી હોય તો ચદ્રસમાન ઉજ્વળ યશવાળા અને જગમ કલ્પવૃક્ષસમાન આ પુરૂષને અગિકાર કર" આવી આકાશવાણીથી રાજકન્યાએ તેને ઉત્તમ પુરૂષ જાણી સ્નેહપૂર્વક પ્રીતિવચનવડે કહ્યુ-"હે પુરૂષોત્તમ! હુ બહુ માર્ગ ઉલ્લઘન કરવાને લીધે બહુ તૃષાતુર થઇ છુ તેથી મ્હારા માટે ઝટ શીતળ જળ લાવ" વસતશ્રીના આવા વચનથી સતોષ પામેલા હરિબળે તે ભયકર અરણ્યમાથી ઝટ પાણી લાવી તેને શાત કરી ભયકર અરણ્યમાથી પાણી લાવવાને લીધે ધૈર્યવત પુરૂષોની મધ્યે મુકુટતુલ્ય તે પુરૂષને જાણી રાજપુત્રીએ સ્નેહથી આ પ્રમાણે કહ્યુ - "હે સત્પુરૂષ! હવેઆજ શુભ

૧ પાણી ૨ કાંઠો

લગ્ન છે માટે તું મ્હારી સાથે [1]પાણીગ્રહણ કર." પછી રાજકન્યાના વચનથી પ્રસન્ન થએલા હરિબળે વસંતશ્રીની સાથે ગાંધર્વ વિવાહથી પાણીગ્રહણ કર્યું. પછી પ્રસન્ન થએલા તે બન્ને જણાંએ આગળ પ્રયાણ કર્યું. અનુક્રમે ગામેગામ ઉલ્લંઘન કરતાં તે બંન્ને જણાં એક નગરમાં ગયાં, ત્યાં રાજકન્યાના વચનથી હરિબળે ઉત્તમ લક્ષણવાળો અને ગતિવડે ચતુર એવો એક ઘોડો લીધો અને સેવક વિગેરે રાખ્યા; ત્યાંથી પણ બહુ પ્રિતીથી અનુક્રમે પ્રયાણ કરતાં અને બહુ દેશોને ઉલ્લંઘન કરતાં તેઓને એક દૂર દેશમાં વિલાસપુર નામનું નગર પાસે થયું. સ્થાને સ્થાને નંદનવન સમાન ઉદ્યાન, વાવ્ય, કૂવા અને મનોહર એવા જિનમંદિરોથી સુશોભિત એવા તે નગરને જોઇ વસંતશ્રીએ પોતાના પ્રિય પતિને કહ્યું.- હે સ્વામિન્! સ્વર્ગની સર્વ શોભાને તિરસ્કાર કરનારા આ મનોહર નગરમાં જો આપણે સુખે નિવાસ કરીએ તો સારૂં થાય." પ્રિયાનાં આવાં વચનથી હરિબળે સાત માળનું એક ઘર ભાડે લઇ તેમાં નિવાસ કર્યો, ત્યાં રાજપુત્રીએ આણેલા અસંખ્ય ધનસંમૂહથી વિવિધ પ્રકારનાં ઇંદ્રિયસુખોને તથા પ્રિયાને ભોગવતો તે હરિબળ મનમાં વિચાર કરવા લાગ્યો કે, "અહો! કયાં હું અધમજાતિ પારધી! અને કયાં આ રાજપુત્રી! વળી કયાં આ અપરિમિત ધન! પુણ્યયોગથી આ સઘળો સબંધ થયો છે; તો હું પણ લક્ષ્મીનુ ફળ લઉં." આવો વિચાર કરીને તે દીન, અનાથ અને દરિદ્રી લોકોને સુખ ઉત્પન્ન કરનારૂં દાન નિરંતર આપવા લાગ્યો. આમ કરવાથી લોકમાં તેની એવી પ્રસિદ્ધિ થવા લાગી કે, "અહિં કોઇ રાજપુત્ર આવ્યો છે તે હમેશાં બહુ દાન આપે છે." દાનથી કોની પ્રસિદ્ધિ ન થાય? કહ્યું છે કે:—

पात्रे धर्मनिबंधनं तदितरे प्रोद्यद्दयाख्यापकं,
मित्रे प्रीतिविवर्द्धकं रिपुजने वैरापहारक्षमम् ॥
भृत्ये भक्तिभरावहं नरपतौ सन्मानपूजाप्रदं,
भट्टादौ च यशस्करं वितरणं न क्वाप्यहो निष्फलम् ॥१॥

[1] લગ્ન

અર્થ–દાન પાત્રને વિષે આપ્યું હોય તો પુણ્ય બાંધનારૂં થાય છે, પાત્ર વિના બીજાને આપવાથી મ્હોટી દયા પ્રગટ કરનારૂં થાય છે, મિત્રને આપવાથી પ્રીતિ વધારનારૂં થાય છે, શત્રુને આપવાથી વૈરને દૂર કરવા સમર્થ થાય છે, સેવકને આપવાથી ભક્તિ સમૂહને કરનારૂં થાય છે, રાજાને આપવાથી સન્માન આપનારૂં થાય છે, અને ભટ ચારણાદિ લોકોને આપવાથી યશ કરનારૂં થાય છે અહો! દાન કોઇ સ્થાનકે પણ નિષ્ફળ થતું નથી

હરિબળની પ્રસિદ્ધિ તે નગરના રાજાએ સાભળી, તેથી ભૂપતિએ હરિબળને પોતાની પાસે બોલાવી બહુ સન્માન આપ્યું. કહ્યું છે કે–પુણ્યથી કયું સુખ પ્રાપ્ત થતું નથી? પછી હરિબળ હમેશા રાજાની પાસે જવા લાગ્યો, રાજા પણ તેને પ્રીતિથી આદરસત્કાર આપતો, અનુક્રમે તેઓને પરસ્પર અતિ ગાઢ પ્રીતિ થઈ કહ્યું છે કે,–શૂરા, વિદ્યાને મુખ પાઠ કરનાર અને યથાર્થ સેવા જાણનાર એ ત્રણ પુરૂષો, પૃથ્વીને સુવર્ણના પુષ્પવાળી બનાવી દે છે

એક દિવસ મહારાજ ભૂપતિએ અતિ સ્નેહથી હરિબળને તેની સ્ત્રીસહિત પોતાને ઘેર ભોજન કરવાનું આમંત્રણ કર્યું, પછી ભોજન અવસરે સ્ત્રીસહિત હરિબળ રાજમંદિરે ગયો, ત્યા તે ભોજન કરવામા બેઠો, રાજા તેને પોતાના હાથથી પીરસવા લાગ્યો ભૂપતિ અતિસમાન રૂપવાળી વસંતશ્રીને જોઈ કામાગ્નિથી બળતો છતો મનમા વિચાર કરવા લાગ્યો કે "શું આતે સ્વર્ગથી ઉતરી છે કે પાતાળથી આવી છે? આ કિન્નરી છે? વિદ્યાધરી છે? કે કામદેવની સ્ત્રી રતિ પોતે છે? નિશ્ચે મે આવું રૂપ કયાઇ પણ જોયું નથી જો આ સ્ત્રી મને ન મળે તો મ્હારૂં જીવિત અને રાજ્ય વૃથા જાણવું પરંતુ હરિબળ જ્યાસુધી જીવતો હોય ત્યાસુધી એ શી રીતે મળે? માટે કોઇ પણ ઉપાયથી તેને મારી નાખું" અહો! સામાન્ય પુરૂષોને ધિક્કાર છે! ધિક્કાર છે!! રાજા આ પ્રમાણે વિચાર કરતો હતો, એવામા પ્રિયાસહિત હરિબળ ભોજન કરી પોતાના ઘેર આવ્યો પછી રાજાએ પોતાનો અભિપ્રાય મંત્રીને કહ્યો મંત્રી પણ તેને દુષ્ટ વિચારથી ન વારતા ઉલટો હરિબળને મારવાના વિચારની પુષ્ટી કરવા લાગ્યો. કહ્યું છે કે —

सर्वत्र सुलभा राजन्, पुमांसः प्रियभाषिणः ॥
अप्रियस्य तु पथ्यस्य, वक्ता श्रोता च दुर्लभः ॥ १ ॥

અર્થઃ—હે રાજન્! સર્વ સ્થાનકે પ્રિય બોલનારા પુરૂષો સુલભ હોય છે, પરંતુ અપ્રિય અને હિતકારી બોલનારા તથા સાંભળનારા દુર્લભ હોય છે.”

એક દિવસ ભૂપતિએ મંત્રીના શીખવાડવાથી સભામાં કહ્યું કે, “હે સભાસદો! સાંભળો, મ્હારે મ્હારી પુત્રીનો વિવાહ્મ્હોત્સવ મ્હોટા આડંબરથી કરવો છે, માટે મ્હારી સભામાં એવો કોઇ વીર પુરૂષ છે કે જે લંકાનગરીમાં જઈ વિભીષણને વિવાહ ઉપર આવવાનું આમંત્રણ કરી આવે?” રાજાનો આવો અતિ વિષમ આદેશ સાંભળી સર્વે સભાસદો નીચું મુખ કરી રહ્યા. પછી તેણે હરિબળના મુખ સામું જોયું, તે વખતે દુષ્ટ એવા મંત્રીએ આ પ્રમાણે કહ્યું.-“હે સ્વામિન્! આપના રાજયમાં હરિબળ સમાન વિષમ કાર્ય કરનાર બીજો કોઇ દેખાતો નથી. મહારાજ! સર્વે સેવકો આપના પ્રસાદથી સુખ ભોગવનારા છે, પરંતુ જેઓ વિષમ સંકટમાં કાર્ય કરે તેવા તો બહુ થોડા છે. હરિબળ વિના બીજો કોણ ત્રણ ભુવનના સઘળા ભારને ઉપાડવા સમર્થ થાય? માટે હે પ્રજાનાથ! આ કાર્ય હરિબળને સોંપો; કારણ કે ગજરાજને ઉપાડવા યોગ્ય ભાર ગજરાજજ ઉપાડે છે” મંત્રીનાં આવાં વચન સાંભળી દંભ બુદ્ધિવાળા રાજાએ કહ્યું. ‘ હે હરિબળ! ત્હારા વિના બીજો કોઇ આ કાર્ય કરે તેમ નથી, માટે તે કાર્ય તું કર.” પછી હરિબળે ગાઢ ધૈર્યપણાથી રાજાનું વચન અંગિકાર કર્યું. અહો! મ્હોટા પુરૂષોનું અદ્ભુત દાક્ષિણ્યપણું આશ્ચર્યકારી છે. પછી હરિબળે ઘેર આવી સર્વ વાત પોતાની સ્ત્રી વસંતશ્રીને કહી. રાજપુત્રી વસંતશ્રીએ પણ રાજાના આશયને જાણી બહુ ખેદ પામતાં છતાં પોતાના પતિને કહ્યું. “સ્વામિન્! રાજમંદિરમાં ભોજન કરવા આવેલી મને રાજાએ દીઠી હતી, તેથી મને પોતાને ત્યાં રાખવા માટે રાજાએ તમને મારી નાંખવાનો આ અનર્થ આરંભ્યો છે. આપે આ વિચાર કર્યાવિના કાર્ય અંગિકાર કર્યું છે. જુઓ!

પતંગીઆઓ પણ વિચાર કર્યાવિના વેગવડે કાર્ય કરવાથી દી વામાં નાશ પામે છે કહ્યું છે કે—

सहसा विदधीत न क्रियामविवेकः परमापदां पदम् ॥
वृणुते हि विमृश्यकारिणं, गुणलुब्धाः स्वयमेव संपदः ॥१॥

અર્થ.—ડાહ્યા માણસે સહસા કાર્ય કરવું નહીં, કારણ અવિવેક મહા આપત્તિનું સ્થાન છે, અર્થાત્ વિચાર કર્યા વિના કાર્ય કરનારો માણસ મહા આપત્તિના સ્થાનને પામે છે ગુણમાં લુબ્ધ એવી સંપત્તિઓ પોતેજ વિચારથી કાર્ય કરનારાને આવી મળે છે

માટે હે નાથ! આજે કાંઈ પણ વિચાર કરી અને કોઈ રીતે કાંઈ પણ બીના કરી તે કાર્યને તમારા માથેથી ઉતારી નાખો તો સારૂં થાય" પ્રિયાના આવા વચન સાંભળી સાત્વિકપુરૂષોની મધ્યે શ્રેષ્ઠ એવા હરિબળે કહ્યું—હે મુગ્ધે! આ તું શું બોલે છે? ધીર પુરૂષો પ્રાણાંતે પણ અંગિકાર કરેનાને ત્યજી દેતા નથી. સજ્જનપુરૂષે બગાસું ખાતાં અથવા તો નિદ્રા લેતાં જે અક્ષરો મુખમાંથી કાઢ્યા હોય તે અક્ષરો પથ્થરમાં ટાંકણાથી કોતરેના અક્ષરો સમાન હોય છે ગળે તો કપાઈ જવાય કે બંધનમાં પડાય અથવા તો સર્વ લક્ષ્મી જતી રહે, પરંતુ સજ્જન પુરૂષે અંગિકાર કરેલું પાળવું જોઈએ જો કે અંગિકાર કરેલું કાર્ય કરવામાં કાંઈ પણ અનર્થ થાય અથવા ન થાય, પરંતુ તેમાં એટલો તો નિશ્ચય છે કે પ્રથમ અંગિકાર કરેના કાર્યને ત્યજી દેવાથી મ્હોટો અપવાદ આવે છે, માટે આ કાર્યને અર્થે જઈને હું પાછો આવીશ ન્યાયમાં રહેલા પુરૂષને વિષમકાર્ય પણ મહેલું થઈ પડે છે પ્રિયે! મને મનમાં બીજી કાંઈ ચિંતા નથી પણ એક ત્હારી ચિંતા છે, અને તે એજ કે રાજા કામાંધ થએલો હોવાથી તે ત્હારૂં હરણ કરશે" પતિના આવા વચન સાંભળી હર્ષ પામેની અને વિયોગરૂપ અગ્નિથી તપ્ત થએલી વસંતશ્રીએ કહ્યું "સ્વામિનાથ! જો એમ છે તો આપ સુખેથી જાઓ માર્ગમાં તમને નિર્વિઘ્ન થાઓ, આપ કાર્ય કરીને યશ સહ કુશળતાથી જલ્દી પાછા આવો વળી આપે હૃદયમાં જે મ્હારી ચિંતા ધારણ કરી છે, તે કયારે પણ ન કરવી, કારણ કે કુળવધુઓ પ્રાણાંતે પણ શીળખંડન કરતી નથી. હે

પ્રિયા હું આપને એટલી વિનંતી કરૂં છું કે આપે પોતાના જીવિતનું પ્રયત્નથી રક્ષણ કરવું, પણ અવિચારી કાર્ય કરવાથી પતંગીઆની પેઠે ઝપલાવું નહીં. કહ્યું છે કેઃ—

जीवन् भद्राण्यवाप्नोति, जीवन् पुण्यं करोति च ॥
मृतस्य देहनाशः, स्याद्धर्माद्युपरमस्तथा ॥ १ ॥

અર્થઃ—જીવતો માણસ ભદ્ર પામે છે, અને જીવતો માણસ પુણ્ય કરે છે, મૃત્યુ પામેલા માણસના દેહનો નાશ થાય છે, તેમજ ધર્માદિ પણ નાશ પામે છે."

પ્રિયાનાં આવાં અમૃતસમાન વચન સાંભળી અને તેની રજા લઇ હરિબળે દક્ષિણ દિશા તરફ પ્રયાણ કર્યું. અનુક્રમે ગામ, નગર અને આકર વિગેરેને વિષે ફરતો ફરતો તે સમુદ્રને કાંઠે આવી પહોંચ્યો. કારણ ઉદ્યમવંત પુરૂષને શું દૂર હોય છે? પછી ભયંકર, ભયવાળા એવા ચારે દિશામાં ઉછળતા કલ્લોલથી ભરપૂર અને પુરૂષોથી ન તરી શકાય એવા સમુદ્રને જોઇ ઉદ્વેગ પામેલો હરિબળ વિચાર કરવા લાગ્યો કે, "પ્રિયાએ ના કહ્યા છતાં પ્રારબ્ધયોગથી હું અહિં આવ્યો છું; પરંતુ હવે સમુદ્રના મધ્ય ભાગમાં રહેલી લંકામાં શી રીતે જઇશ? ચાલ પ્રથમ સમુદ્ર મધ્યે પ્રવેશ તો કરૂં, પછી જે થવાનું હશે તે થઇ રહેશે; કારણ અંગિકાર કરેલું કાર્ય પાર પાડવું અથવા મૃત્યુને શરણે થવું એ બન્નેમાંથી સત્પુરૂષોની એકજ ગતિ હોય છે." આ પ્રમાણે ચિત્તમાં વિચાર કરી નિષ્કંપ થએલો હરિબળ જેટલામાં સમુદ્રને વિષે ઝંપાપાત દે છે એટલામાં પૂર્વે વરદાન આપનારા જળાધિષ્ઠિત દેવે પ્રસન્ન થઇ તેને કહ્યું. "હે મહા પુણ્યવાન્ ભદ્ર! હું ત્હારૂં પ્રિય શું કરૂં તે કહે? દેવતાનાં આવાં વચન સાંભળી હરિબળ વિચારવા લાગ્યો—"અહો! પુણ્યનું ફળ બહુ આશ્ચર્યકારી છે, નિશ્ચે હું તે દેવતાને નિધિની પેઠે વિસરી ગયો હતો, પરંતુ સંકટ આવી પડે છતે આ અવસરે તે પોતાની મેળે પ્રગટ થયો; માટે નિશ્ચે જીવદયાનું ફળ બહુ મોટું છે." આવી રીતે વિચાર કરી બુદ્ધિમાન હરિબળે દેવતાને કહ્યું. "હે દેવેંદ્ર! મ્હારે કાર્ય નિમિત્ત લંકામાં જવું છે માટે




ત્યા પહોચાડ" દેવતાએ તેનુ વચન સ્વીકાર્યું અને મ્હોટુ મચ્છનુ સ્વરૂપ કરી હરિબળને પીઠ ઉપર બેસારી નદીની પેઠે સમુદ્રને ઉલ્લઘન કરી તત્કાળ લકામા પહોચાડ્યો પછી દેવતાએ કહ્યુ 'હે હરિબળ! લકાનુ આ સર્વ ઋતુના પુષ્પ ફળથી સુશોભિત એવુ ઉદ્યાન છે તેને તુ જો' હરિબળે નદનવન સરખા તે ઉદ્યાનને જોતા જોતા તેની અદર રહેલા એક સુવર્ણમહેલને દીઠો, તેથી તે કૌતુકને લીધે તેમા ઝટ પ્રવેશ કરી સુવર્ણ અને મુક્તાફળની માળાના સમૂહને જોવા લાગ્યો, પરતુ ત્યા તેણે કોઈ માણસને દીઠુ નહીં પછી વિસ્મય પામેલો તે મહેલના મધ્યભાગમા ગયો તો ત્યા તેણે ઉત્તમ લાવણ્યવાળી અને જાણે મૃત્યુ પામેલી હોય ની[1] એવી એક ઉત્તમ કન્યાને દીઠી, તેથી તે વિચારવા લાગ્યો. "આ મહેલ શુન્ય કેમ? અને આ નહી નાશ થએલા પુષ્ટ શરીરવાળી કન્યા મૃત્યુ પામેલાની પેઠે કેમ પડી છે? આ પ્રમાણે વિચાર કરતો અને માઈક ખેદ પામેલો તે હરિબળ જેટલામા આમ તેમ જોવા લાગ્યો તેટલામા તેણે અમૃતરસથી ભરેલુ એક તુબડુ દીઠુ તે તુબડાને દયાળુ એવા હરિબળે લઈ તેમાના અમૃતરસવડે તે કન્યાના સઘળા અગને સિચન કર્યું કારણ કે સત્પુરૂષોને બીજાઓનુ હિત કરવાની હમેશા ચિતા રહ્યા કરે છે અમૃતરસનુ સર્વ અગે સિચન થવાથી યૌવનના ભારે કરીને ભરપૂર અને લાવણ્યના રસવાળી તે કન્યા ઝટ ઉઠી, અને અતિ હર્ષ પામતી છતી હરિબળને પૂછવા લાગી -"હે સત્પુરૂષ! પરોપકાર કરવાથી મે તમારૂ ઉત્તમપણુ જાણ્યુ છે, તમે અહિં શા માટે આવ્યા છો? ક્યાથી આવો છો? અને કોણ છો? એ સઘળુ મને કહો' હરિબળે કહ્યુ "વિશાલ નગરના મહારાજા મદનવેગની નિરતર સેવા કરનારો હુ હરિબળ નામે પુરૂષ છુ, લકાના રાજા બિભીષણને નિમત્રણ કરવા માટે દેવના પ્રસાદથી મચ્છ ઉપર બેસી વેગવડે અહિં આવ્યો છુ હે ભદ્રે! હવે તુ ત્હારૂ પોતાનુ ચરિત્ર મને કહે" એમ હરિબળે સૂચના કરેલી તે કન્યા ગાઢ રોમોદ્દગમયુક્ત થઈ છતી પોતાનુ ચરિત્ર કહેવા લાગી "લકાના

૧ ઉના થએલા રૂપવાળી




રાજા બિભીષણને માટે નિરંતર પુષ્પ લાવી આપનારો, સુરવૃક્ષ નામના ઉદ્યાનનું રક્ષણ કરનારો, સ્વભાવથી કઠણ અને ક્રૂરકર્મ કરનારો પુષ્પબટુક નામનો માળી મ્હારો પિતા થાય છે. ભયંકર સર્પથી ઉત્પન્ન થએલા વિષહર મણિની પેઠે પુષ્પલક્ષ્મીના સરખી સુકોમળ અંગવાળી કુસુમશ્રી નામની હું તે માળીની પુત્રી છું. એક દિવસ મ્હારા પિતાએ સામુદ્રિકશાસ્ત્રના જાણ પુરૂષને પૂછયું કે "ઉત્તમ લક્ષણવાળી આ કન્યાનો પતિ કોણ થશે? બ્રાહ્મણે મ્હારો હાથ જોઇને કહ્યું કે, "હે માળી! આ ત્હારી પુત્રીના હાથમાં ઘણીજ શુભ રેખાઓ છે માટે ઉત્તમ લક્ષણવાળી આ પુત્રીનો કોઇ રાજા પતિ થશે. કહ્યું છે કે, જેના હાથ અથવા પગમાં કળશ, સિંહાસન, અશ્વ, ગજ, રથ, લક્ષ્મી, વૃક્ષ, યજ્ઞસ્તંભ, બાણ, માળા, ચામર, કુંડલ, અંકુશ, યવ, પર્વત, ધ્વજા, મચ્છ, સાથીઓ, વેદી, વીજણો, શંખ, છત્ર, અને કમળ એ વસ્તુઓનું ચિન્હ હોય તે માણસ જો પુરૂષ હોય તો રાજા થાય અને સ્ત્રી હોય તો તે રાજસ્ત્રી થાય. વળી જે સ્ત્રીના કપાળમાં ત્રિશુળની રેખા હોય અથવા જે સ્ત્રી હસતી હોય તે વખતે કપાળમાં સાથીઓ પડતો હોય તો તે સ્ત્રી પણ સર્વ સ્ત્રીઓના અધિપતિપણાને પામે છે." બ્રાહ્મણનાં આવાં વચન સાંભળી રાજ્યના લોભથી આકુળ વ્યાકુળ થએલો તે મ્હારો મૂર્ખ પિતા લગ્ન માટે મ્હારી ઇચ્છા કરવા લાગ્યો. જેઓ રાત્રીએ નથી દેખતા તેઓ રતાંધળા કહેવાય છે, અને જેઓ દિવસે નથી દેખતા તેઓ દિવાંધા કહેવાય છે; તેવીજ રીતે જન્માંધ, માયાંધ, ક્રોધાંધ, કામાંધ અને લોભાંધ એ પુરૂષો અનુક્રમે એક બીજાથી વિશેષ આંધળા જાણવા. મ્હારા પિતાનો આવો આશય જાણી મ્હારી મા વિગેરે સ્વજનવર્ગે તેને ( મ્હારા પિતાને) ઘરમાંથી કાઢી મુકયો. અહો! માણસને લોભથી શું દુઃખ નથી થતુ? પછી પાપાત્મા એવો તે મ્હારો પિતા મને બંદીવાનની પેઠે પકડી અહિં આવી નિવાસસ્થાન કરીને રહ્યો છે. તે જ્યારે પોતાનું કામ કરવા જાય છે ત્યારે મને વિદ્યાના બળથી મૃત્યુ પામેલા સરખી બનાવી દે છે, અને જ્યારે પાછો આવે છે ત્યારે આ તુંબડીમાં ભરેલા રસથી જીવતી કરે છે. હે સત્પુરૂષ! આ પ્ર

માટે હું મ્હારા પિતાથી મહા દુઃખસમુદ્રમાં પડી છતી નિનાસ કરૂં છું દુઃખથી પીડા પામતા માણસોને જીવતાં કરતાં મરણ પામવું એ વધારે સારૂં છે હે સત્પુરૂષ! જો તું મ્હારૂં વચન માન્ય કરે તો હું ત્હારી પાસે કાંઈ પ્રાર્થના કરૂં પ્રાર્થના કરવી, એ મ્હોટા પુરૂષોનું પ્રધાનમય કહેવું છે, બીજાની પ્રાર્થના કરવી એ મ્હોટામાં મોટું દુઃખ છે, તેમાં પણ કરેલા પ્રાર્થનાનો ભંગ થાય તે તો ખરેખર મ્હોટા દુઃખમાં પણ મ્હોટું દુઃખ છે"

હરિમળે કહ્યું-"મ્હારા મરણ જે કાર્ય હોય તે કહે, હું તે ત્હારૂં કાર્ય પૂર્ણ કરીશ" કન્યાએ કહ્યું "મ્હારી સાથે લગ્ન કર" હરિમળ મનમાં વિચાર કરવા લાગ્યો "કલ્પવૃક્ષ સમાન જીવદયાનું આ ફળ છે કે જે વિદ્યાધરના પુત્રી મને હીનકુળમાં ઉત્પન્ન થએલાને ઇચ્છે છે" પછી હરિમળે તે કન્યાના સંતોષને માટે તેની સાથે લગ્ન કર્યું પછી હર્ષ પામેલા ચિત્તવાળી વિદ્યાધરીએ હરિમળને કહ્યું. "હે સ્વામિન્! પુષ્પમટુક અહિં આવીને તમારો અનર્થ કરશે, માટે આપણે અહિંથી બીજા સ્થાનકે જતા રહીએ તો સારૂં. બિભીષણને નિમંત્રણ કરવાથી સર્યું કારણ કે માણસના કાર્યમાં વિદ્યાધરોની પેઠે તેઓ કયારે પણ જતા નથી વળી તમારા ભૂપતિને એવો વિશ્વાસ આવે કે નિશ્ચે એણે લંકામાં જઈને બિભીષણને આમંત્રણ કર્યું છે, માટે તે વિશ્વાસ ઉપજાવવાને અર્થે કાંઇ નિશાન લાવી આપું" એમ કહી તે વિદ્યાધરપુત્રીએ કોઈ પણ ઉપાયથી બિભીષણનું ચંદ્રહાસ નામનું ખડ્ગ લાવી આપ્યું પછી હરિમળ સ્ત્રીસહિત ઘરની સારસાર વસ્તુ તથા અમૃતરસથી ભરેલું તુંબડું લઈ નગરની બહાર આવ્યો પૂર્વના દેવતાએ તેને સ્ત્રીસહિત પોતાની પીઠ ઉપર બેસાડી તત્કાળ વિશાળનગરના ઉદ્યાનમાં પહોંચાડયો.

હવે અહિં તે અવસરે કામથી પીડા પામતા મદનવેગ રાજાએ પોતાની દાસીને નવીન નવીન વસ્તુઓ આપી વસતશ્રી પાસે મોકલી, વસતશ્રી પણ વિચાર કરી દાસીને કહેવા લાગી "હે ભદ્રે! રાજા નવીન નવીન વસ્તુઓ મ્હારા ઘરે શામાટે મોકલે છે?" દાસીએ કહ્યું "હે ચંદ્રમુખી! રાજાએ પ્રીતિપાત્ર એવા ત્હારા

પતિને પોતાના મ્હોટા કાર્યને અર્થે મોકલ્યા છે તે શું તું નથી જાણતી? માટેજ રાજા ત્હારા ઘરની ચિંતા કરે છે." દાસીનાં આવાં વચન સાંભળી વસંતશ્રીએ વિચાર્યું કે "હા મ્હારા પતિનું ચિંતવન એને ખરેખરૂં છે, આ રાજાનો મ્હોટો પ્રમાદ છે." એમ વિચારી તેણે દાસીએ આણેલી સઘળી વસ્તુ લઈ લીધી; કારણ કે અતિ કામાંધપુરૂષો ઠગવા યોગ્ય છે. આ પ્રમાણે રાજાએ ઇષ્ટવસ્તુના મોકલવાના અને કુશળવાર્તા પૂછવાના બહુ ઉપાયોથી કેટલાક દિવસો આશામાંને આશામાં દુઃખથી નિર્ગમન કર્યા.

એક દિવસ કામાગ્નિથી તપ્ત થએલો અને વિવેકરહિત બનેલો મદનવેગભૂપતિ પોતે એકલો વસંતશ્રીના ઘેર આવ્યો, તે વખતે વસંતશ્રીએ રાજાને જોઇ અંતઃકરણમાં બહુ દ્વેષ છતાં ઉપરથી ગાઢસ્નેહ દેખાડી આસન આપવાદિક બહુ ભક્તિ કરી. પછી ભૂપતિએ પ્રસન્ન થઇને કહ્યું. "હે ચંદ્રમુખી! મ્હારૂં વચન સાંભળ. તું રૂપે કરીને રતિસમાન છે અને હું કામદેવસમાન છું, માટે જો પૂર્વ પુણ્યના યોગથી આપણા બંન્નેનો સંજોગ થાય તો નિશ્ચે વિધાતાનો શ્રમ સફળ થયો કહેવાય" ભૂપતિનાં આવાં વચન સાંભળી ચિત્તમાં અત્યંત ખેદ પામતી વસંતશ્રી વિચાર કરવા લાગી. "આ રાજા છે અને હું શરણરહિત છું તેથી શું કરૂં? હા! મ્હારે આ રાજાથી ચિંતામણીસમાન શીલનું શી રીતે રક્ષણ કરવું? નિશ્ચે શીલવિના સ્ત્રીઓનો જન્મ શ્રેષ્ટ નથી. કહ્યું છે કે:-

अणंताउ पावरासीउ, जया उदयमागया ॥
तया इत्थित्तणं पत्तं, सम्मं जाणाहि गोयमा ॥१॥

અર્થ:-(ભગવાન્ ગૌતમને કહે છે કે)-હે ગૌતમ! જ્યારે અનંત પાપસમૂહો ઉદય આવે ત્યારે જીવો સ્ત્રીપણાને પામે છે, એ તું નિશ્ચે જાણજે. જો રાજા પ્રસન્ન થઇ સંપત્તિ આપે અથવા તો રૂષ્ટ થઇ પ્રાણ હરી લે, તોપણ હું મ્હારા શીલરૂપ માણિકરત્નને મલીન નહિં કરૂં. હુ કોઇપણ એવો ઉપાય રચું કે જેથી મ્હારૂં શીળ સચવાય અને રાજા પ્રસન થઇ પોતાને ઘેર ચાલ્યો જાય.

આવી રીતે વિચાર કરી કપટથી હર્ષિતમુખવાળી વસંત-

શ્રીએ કહ્યું "હે સ્વામિન્! આ મ્હોટો પ્રસાદ થયો જે આપ મ્હારે ઘેર આવ્યા" રાજાએ કહ્યું "હે ચન્દ્રમુખી? તું મને (મદનવેગ નામના ભૂપતીને) સેવન કર, જેથી ત્હારા સઘળા મનોરથ ઝટ સફળ થાય" વસંતશ્રીએ કહ્યું "હે રાજશિરોમણિ! ઉત્તમ કુળમાં ઉત્પન્ન થએલી કુળવધુઓને પોતાના પતિ જીવતો છતાં, એ કૃત્ય કરવું કેમ ઘટે?" ભૂપતિએ હસીને કહ્યું "હે ભદ્રે! ત્હારા પતિને મરણ નિમિત્તે મે અતિ વિશમ આજ્ઞા કરી છે, કદાપી જો તે જીવતો આવશે તો તેને કોઇપણ ઉપાયથી મારી નાખીશ માટે હે ભોળી! તું મનનો વિચાર ત્યજી દઈ મને સેવ" વસંતશ્રી વિચારવા લાગી 'કામાતુર પુરૂષોને ધિક્કાર થાઓ! ધિક્કાર થાઓ!' કે જેઓ નહિ કહેવાયોગ્ય કાર્યને પ્રગટ કરે છે કહ્યું છે કે, ક્રોધી, આતુર, રોગી, રાગી, ઉન્મત્ત અને મરવા તૈયાર થએલો એટલા પુરૂષોના સ્વભાવો પ્રગટ થાય છે અશુભ કાર્ય કરવામાં વિલંબ કરવો એ શુભનું કારણ છે" આમ વિચાર કરી વસંતશ્રીએ કહ્યું "હે નૃપ! હાથમાં આવેલા વાંછિતકાર્યની ઉતાવળ શું કરવા કરવી જોઈએ? ત્યાં સુધીમાં તે મ્હારા પતિની શોધ મળે ત્યાં સુધી ધીરજ રાખો, અતિ ઉત્સુકતાથી પ્રાપ્ત થએલું કલ્યાણ પણ ઉતાવળ કરવાથી વખતે નાશ પામે છે" રાજાએ વિચાર્યું કે, "આ મ્હારે વશ થયેલી દેખાય છે, કારણ કે તે પોતાના પતિના મરણથી પોતાના ઘરે કોઇ ન આવે તેનું નિર્ભયપણું ઇચ્છે છે, માટે કપટવડે તેનો શીઘ્ર ઉપાય કરૂં" આમ ધારી રાજા હર્ષ પામતો પોતાને ઘેર ગયો પાછળ પોતાની બુદ્ધિના બળથી શીલનું રક્ષણ કરનારી વસંતશ્રી વિચારવા લાગી કે, "જો હમણા પ્રાણનાથ આવી પહોંચે તો બહુ સારૂ થાય"

હવે એમ બન્યું કે શુદ્ધબુદ્ધિવાળો હરિબળ, કુસુમશ્રીને ઉદ્યાનમાં મૂકી પોતે એકલો પોતાના ઘરનું ચરિત્ર જોવા માટે પોતાના ઘરના બારણા આગળ આવી ગુપ્ત રીતે સાંભળવા લાગ્યો. આ વખતે વસંતશ્રી પોતાની સખીને કહેતી હતી કે, "હે ભદ્રે! મ્હારા પ્રાણનાથ હજુ સુધી આવ્યા નહીં તો હું શી રીતે શીલનું રક્ષણ કરીશ? જો કદાપી તે આવી પહોંચશે તો આ દુષ્ટ

રાજા તે મ્હારા પ્રાણનાથને મારી નાખશે. હા! સખી! સાંભળ. હું બન્ને બાજુથી મહા કષ્ટમાં આવી પડી છું, નિશ્ચે મ્હારૂં મરણ પ્રાપ્ત થયું છે." હરિબળ પોતાની પ્રિયાનાં આવાં કુળને યોગ્ય વચન સાંભળી અત્યંત હર્ષ પામતો છતો પૂર્વના પુણ્યની પેઠે તુરત તેની આગળ પ્રગટ થયો. પતિને પોતાની આગળ આવી ઉભેલો જોઇ રોમાંચિત થએલી વસંતશ્રીએ તેની આગળ કુશળ સમાચારપૂર્વક રાજાનું સર્વ ચરિત્ર કહ્યું. હરિબળે પણ પ્રયાણથી આરંભીને ઘરે આવ્યા સુધીનું સર્વ વૃત્તાંત યથાર્થરીતે કહી દીધું. કારણ સ્નેહને સ્થાને ગુપ્ત રાખવા જેવું શું છે? અર્થાત્ કાંઇ નથી. પછી વસંતશ્રીએ પોતાના પતિની સાથે કુસુમશ્રીનું લગ્ન થયું સાંભળી પોતાના પતિને કહ્યું. "સ્વામીનાથ! ઉદ્યાનમાં રહેલી મ્હારી બેનને તમે અહિં કેમ ન લાવ્યા? હું તે મ્હારી બેનને મળવામાં બહુ ઉત્કંઠાવાળી છું. તમે મનમાં એમ નહિં જાણશો કે એ શોકયના દુઃખથી મનમાં ખેદ પામશે, એવે ઠેકાણે મૂર્ખ માણસજ ક્રોધ કરે છે; કારણ કે ફળ મળવું તે તો પોતાના કર્મને આધીન રહેલું છે." એમ કહી વસંતશ્રી પોતાના સ્વામીસહિત ઉદ્યાન તરફ ચાલી. વસંતશ્રીને આવતી જોઈ અત્યંત પ્રસન્ન છે મન અને મુખ જેનુ એવી કુસુમશ્રી પણ તુરત વસંતશ્રીના પગમાં પડી. જો કે શોકયપણું એ ઘણું મલીન છે તોપણ વસંતશ્રીને અને કુસુમશ્રીને પરસ્પર એવો પ્રેમ ઉત્પન્ન થયો કે જેથી લોકમાં 'તેઓ બન્ને બ્હેનોજ છે.' એવી તેમની પ્રસિદ્ધિ થઇ.

પછી હરિબળે પોતાની બન્ને સ્રીઓની સાથે કાંઇ પણ હિતકારી કાર્યનો વિચાર કરી એક પુરૂષને રાજાની પાસે પોતાના આગમનની ખબર આપવા મોકલ્યો, તે પુરૂષ રાજાની પાસે જઈ કહેવા લાગ્યો. "હે નરેશ્વર! આપે આ નગરથી જે પુરૂષને લંકામાં બિભીષણને આમંત્રણ કરવા મોકલ્યો હતો તે હરિબળ ત્યાં બિભીષણની પુત્રીની સાથે લગ્ન કરી આજે આપના પ્રસાદવડે કુશળતાથી અહિં ઉદ્યાનમાં આવેલ છે." રાજા તે પુરૂષનાં આવાં વચન સાંભળી મનમાં અતિ ખેદ પામતો વિચારવા લાગ્યો કે, "ધિક્કાર છે! ધિક્કાર છે!! મેં ધાર્યું હતું કાંઈ અને ભાગ્યયો-

ગરથી થયુ મારુ! બિભીષણ કે જે લંકાનો રાજા છે તેની પુત્રીની સાથે એણે શી રીતે લગ્ન કર્યુ? હાય! હાય!! આ શુ થયુ? શુ એ સત્ય હશે? આ પ્રમાણે વિચાર કરતા એના રાજાએ મહોચ્છવપૂર્વક હરિબળને નગરમા પ્રવેશ કરાવ્યો

પછી ભૂપતિએ સત્કારપૂર્વક બહુ માન આપી હરિબળને પૂછ્યુ કે, "તમે લંકામા શી રીતે ગયા અને શી રીતે પાછા આવ્યા?" હરિબળે કહ્યુ "સ્વામિન્! આપની આજ્ઞા લઇ હુ અહિથી ચાલ્યો અને કેટલેક દિવસે સમુદ્રને કાઠે પહોચ્યો, ત્યા હુ ન તરી શકાય એવા ભયકર સમુદ્રને કાંઠે જઇ મનમા ઉદ્વેગ પામતો બેઠો હતો, એવામા મે કોઇએક રાક્ષસને આવતો જોયો મે તેને નમસ્કાર કરી લંકામા જવાનો ઉપાય પૂછ્યો એટલે તેણે કહ્યુ કે, "હે સત્પુરૂષ! સાભળ જે પુરૂષ લાકડા એકઠા કરી તેમા બળી મરે છે તે લંકામા પહોચે છે" તેના આવા વચનથી હુ લાકડામા બળી ગયો, રાક્ષસે મારૂ ગાત્ર લઈ બિભીષણની આગળ મૂક્યુ, મ્હારા ધૈર્યથી પ્રસન્ન થએલા બિભીષણે પોતાની શક્તિથી તત્કાળ મને જીવતો કરી પોતાની કુસુમશ્રી નામની પુત્રી પરણાવી, મ્હોટા ઉચ્છવથી વિવાહ કરી મને દિવ્ય વસ્ત્રાલંકાર આપ્યા, પછી મે બિભીષણને કહ્યુ "સ્વામિન્! વિશાલપુરના રાજાએ પોતાની પુત્રીના વિવાહને અર્થે નિમંત્રણ કરવા માટે મને મોકલ્યો છે, માટે આપે ત્યા આવવુ, તેથી રાજાની ઘણી શોભા થશે" બિભીષણે કહ્યુ "તમે આગળથી જાઓ, હુ પોતે વિવાહ ઉપર તે મિત્ર ભૂપતિના નગરને વિષે જરૂર આવીશ" ફરી મે કહ્યુ "મ્હારા રાજાને વિશ્વાસ આવે તેવુ મને કાંઇ એંધાણ (નીશાની) આપો" મ્હારા આવા વચનથી બિભીષણે મને પોતાનુ ચંદ્રહાસ નામનુ ખડ્ગ આપ્યુ" પછી તેમણે વિદ્યાના બળથી મને સ્ત્રીસહિત ઝટ અહિ પહોચતો કર્યો" હરિબળે આ પ્રમાણે કહી ચંદ્રહાસ નામનુ ખડ્ગ રાજાના હાથમા આપ્યુ, રાજાએ પણ કન્યા અને ખડ્ગ જોઈ તથા યુક્તિયુક્ત સર્વ વાત સાભળી હરિબળનુ કહેલુ સઘળુ સત્ય માન્યુ કારણ કે જેમ કપુરમા મળેલી ધુળ કપુર જેવી દેખાય છે, તેમ સત્યના આધારવાળુ અસત્ય પણ સત્ય જેવુ દેખાય




છે. જો કે કાગડાના સરખા મંત્રીએ હરિબળનું વચન માન્યુ તો નહીં, તોપણ કાંઇ છળ ન મળવાને લીધે 'તેનું વચન સત્ય છે.' એમ કહ્યું. કહ્યું છે કે:—

नृपसर्पपिशुनचौरक्षुद्रसुरश्वापदारिशाकिन्यः ॥
उग्रा अपि किं कुर्यु-र्छलं विना निःफलारंभाः ॥ १ ॥

અર્થ:—રાજા, સર્પ, ખળ, ચોર, ક્ષુદ્ર, દેવ, શિકારીપશુ, શત્રુ અને શાકિની એ દુષ્ટ જંતુઓ પણ છળ મળ્યા વિના આરંભરહિત થઇને શું કરી શકે? અર્થાત્ કાંઇ કરી શકે નહીં.

રાજા મનમાં વિચારવા લાગ્યો. "! મેં તેને વિકટ સંકટમાં નાંખ્યો છતાં એણે મ્હારા વચનથી અગ્નિમાં ઝંપાપાત કર્યો, માટે ખરેખર મ્હારે તે માનવા યોગ્ય છે." આ પ્રમાણે વિચાર કરી રાજાએ સભામાં પ્રગટ કહ્યું કે, "અહો! એણે પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરી છે! એનું સૌભાગ્ય આશ્ચર્યકારી છે! પોતાના કાર્યને વિષે એ સ્પૃહારહિત છે! પોતાના સ્વામીનું કાર્ય કરવામાં એનુ આશ્ચર્યકારી ચાતુર્ય છે! માટે એ મ્હારો ખરેખરો પરમ મિત્ર છે." આ પ્રમાણે રાજાએ પ્રશંસા કરવાપૂર્વક બહુ સત્કાર કરી હરિબળને મ્હોટા ઉત્સવ કરી તેને ઘરે મોકલ્યો. લોકો પણ હરિબળના આવા ચરિત્રને જાણી હર્ષ પામતા છતા ગામેગામ હમેશાં હરિબળના યશને ગાવા લાગ્યા. તીવ્ર કામદેવથી હણાયેલો રાજા હરિબળનાં આવાં લોકોત્તરચરિત્ર જોઇ અનુક્રમે અતિ મંદ થઇ ગયો.

એક દિવસ રાજાના બહુ માન્યને વશ્ય થઇ રહેલા અને શુદ્ધ બુદ્ધિવાળા હરિબળે પોતાની બન્ને સ્ત્રીઓએ ના કહ્યા છતાં સર્વ સામગ્રી તૈયાર કરી ભવિષ્યમાં અનર્થનો વિચાર કર્યા વિના પ્રધાન વિગેરેસહિત રાજાને ભોજન કરવા માટે આમંત્રણ કર્યું. ભોજન અવસરે નવા નવા વેષને ધારણ કરી બંન્ને સ્ત્રીઓએ પોતાનું ચાતુર્ય દેખાડવા માટે પીરસવા વિગેરે કાર્ય કર્યું. બન્ને સ્ત્રીઓને દેખવાથી ભૂપતિને કામદેવ ઉત્પન્ન થયો કે જેથી કુનીતિને લીધે લોકમાં અપવાદ પ્રસરે છે. "આવી બન્ને સ્ત્રીઓ હરિબળને કયાંથી પ્રાપ્ત થઇ? એમ વિચાર કરતો રાજા ભોજન






ને પોતાને ઘેર ગયો દુષ્ટ મનવાળો પ્રધાન રાજાના અભિપ્રાયને જાણી કહેવા લાગ્યો "મહારાજ ! મ્હારૂં વચન સાભળો હરિબળની બન્ને સ્ત્રીઓએ સ્નેહને લીધે નવા નવા વેશ ધારણ કરી ભોજન અવસરે આપની ભક્તિ કરી છે." પ્રધાનના આવા વચનથી અતિ સ્નેહવડે વ્યાકુળ મનવાળા રાજાએ કહ્યું "પ્રધાન ! તમારી બુદ્ધિથી હરિબળને મારી નાખવાનો ઉપાય શોધી કહાડો" દુષ્ટાત્મા મંત્રીએ કહ્યું "સ્વામિન્ ! હરિબળે અગ્નિમા પ્રવેશ કરવાનું કહ્યું, તે તેનું વચન આપ અને છેતરરૂપ જાણો કારણ જીવો અગ્નિમા પ્રવેશ કરવાથી જીવતા રહે એ વચન સત્ય કેમ હોય ? માટે યમરાજને બોલાવવાના મિષથી હરિબળને અગ્નિમા નાખીએ" રાજાએ કહ્યું "હે બુદ્ધિનિધાન ! તમે આ સારી યુક્તિ શોધી કહાડી"

એક દિવસ ભૂપતિએ હરિબળને બોલાવીને કહ્યું "હે સત્પુરૂષ ! અમારા કાર્યમા ત્હારીજ શક્તિ ચાલે છે, બીજાની ચાલતી નથી, માટે તું અગ્નિમા પ્રવેશ કરી યમલોકમા જઇ દેવતાઓ સહિત યમરાજાને આમંત્રણ કરી આવ, કારણ અગ્નિમા પ્રવેશ કરવાથી સાધી શકાય એવું કાર્ય તું ત્હારાથીજ સાધી શકાય છે કહ્યું છે કે-સિંહનું, સાહસિકનું, સુજનનું, મેઘનું, ચંદ્રનું, સૂર્યનું અને અગ્નિનું, એ સઘળાનું પરાક્રમ એઓને વિષેજ હોય છે, બીજાઓને વિષે હોતું નથી માટે હે સાત્વિક શિરોમણિ ! મ્હારૂં આ સાધ્યકાર્ય તુંજ કર " રાજાની આવી આજ્ઞા સાભળી હરિબળે વિચાર્યું કે, "નિશ્ચે આ કુમંત્રીનું કાર્ય છે, પ્રથમ પણ એ દુષ્ટ મંત્રીની બુદ્ધિથી રાજાએ મને અસાધ્ય કાર્ય બતાવ્યું હતું, માટે ધિક્કાર છે ! ધિક્કાર છે ! મે તેને ભોજન કરાવ્યું તેના ફળને હા એ યોગ્ય છે કુપાત્રને ભોજન કરાવ્યાનું એજ ફળ થાય છે કહ્યું છે કે -

उपकृतिरेव खलाना, दोषस्य महीयसो भवति हेतु ॥
अनुकूलाचरणेन हि, कुप्यन्ति व्याधयोऽत्यर्थम् ॥१॥

અર્થ —ખળ પુરૂષો ઉપકાર કરવો એ મ્હોટા દોષનું કારણ થાય છે જેમકે યોગ્ય રીત ચાલવાથી વ્યાધીઓ વધારે કોપ કરેછે

પ્રથમ મેં જેમ અગ્નિમાં પ્રવેશ કરી લંકામાં જવાનું વિગેરે ખોટું કહી બતાવ્યું હતુ તેમ આ પણ તેવુંજ કહીશ." એમ વિચારી હરિબળે રાજાનું કહેલું સર્વ અંગિકાર કર્યું. પછી તેણે ઘરે જઇ તે સઘળી વાત પોતાની બન્ને સ્ત્રીઓને કહી. બન્ને સ્ત્રીઓએ ઠપકો આપીને કહ્યું.-"હે નાથ! અમે તમને ફરી રાજાનું વચન માન્ય કરવાની ના કહી હતી છતાં તમે તેનું વચન શામાટે માન્ય કર્યું? અમે અમારી બુદ્ધિથી તમારૂં કાંઈ પણ સારૂં કરશું. હે નાથ! આપ દીર્ઘકાળ જીવો." હરિબળે કહ્યું. "સઘળું સારૂં થશે, તમે કાંઇપણ ચિંતા કરશો નહીં."

પછી રાજાએ પોતે પૂર્વે સંપાદન કરેલા સુયશરૂપ શરીરને ભસ્મરૂપ કરવા માટે નગરની બહાર લાકડાંની જાજ્વલ્યમાન ચિતા કરાવી, હરિબળને ચિતામાં પ્રવેશ કરવાને વખતે તેને બહુ માનપૂર્વક આદરસત્કાર આપવા માટે તથા પોતાની ખાત્રી કરવા માટે રાજા મદનવેગ અને પ્રધાન ત્યાં આવ્યા; પછી બુદ્ધિમંત એવા હરિબળે ધૈર્યથી ચિતાના અગ્નિમાં તત્કાળ રાજા અને પ્રધાનના દેખતાં પ્રવેશ કર્યો. લોકો જોતા હતા એટલામાં તો તે ભસ્મભૂત થઇ જતો જણાયો, એથી લોકો "આ વિપરીત થયું." એમ કહેતા કહેતા હાહાકાર કરવા લાગ્યા; પરંતુ રાજા અને પ્રધાન તો બહુ હર્ષ પામ્યા. "લલના અને લક્ષ્મીના લોભી એવા રાજાએ દુષ્ટ મંત્રીના વિચારથી હરિબળને અગ્નિમાં નાંખ્યો." એવી લોકોમાં રાજાની બહુ નિંદા થવા લાગી. હવે હરિબળે ચિતામાં પ્રવેશ કરતી વખતે જળાધિષ્ઠિત દેવતાનું સ્મરણ કર્યું તેથી તે દેવતાના પ્રભાવથી બળ્યો નહીં, પરંતુ નિર્મળ કાંતિવાળો થઇ અદૃશ્યરૂપે કોઇ સ્થાનકે રહી સંધ્યાકાળે ધીમે ધીમે પોતાને ઘેર ગયો, ત્યાં તેને તેની સ્ત્રીઓ જોઇ અત્યંત વિસ્મય પામતી છતી કહેવા લાગી કે, "અમારૂં પુણ્ય આશ્ચર્યકારી છે જે અમારા પતિ કુશળતાથી પાછા ઘેર આવ્યા." પછી હરિબળ અને બન્ને સ્ત્રીઓ જેટલામાં પરસ્પર વાતો કરતા હતા તેટલામાં કામાગ્નિથી તપ્ત થએલો રાજા મદનવેગ હરિબળના ઘેર આવ્યો. મદનવેગને દૂરથી આવતો જોઈ બન્ને સ્ત્રીઓએ હરિબળને કહ્યું. "સ્વામિન્! આપ

ગુપ્ત રીતે સંતાઈ રહી અમારૂં ચાતુર્ય જુઓ" હરિબળ સ્ત્રીઓના કહેવા પ્રમાણે ગુપ્ત રીતે સંતાઈ જોવા લાગ્યો પછી ઘરની અંદર આવી પહોંચેલા રાજાની બન્ને સ્ત્રીઓએ આસનાદિ આપવાથી બહુ ભક્તિ કરીને પૂછયું - "હે સ્વામિન્! આપના ચરણનું આવવું શા હેતુથી થયું છે?" રાજાએ ગાડાની પેઠે હાસ્ય કરીને કહ્યું 'હે કલ્યાણીઓ! શું તમે નથી જાણતા કે હું તમને મળવાને માટે બહુ ઉત્કંઠિત થયો છું? એજ કારણથી હું તમને તેડવા માટે અહિં આવેલો છું" સ્ત્રીઓએ કહ્યું "સ્વામિન્! આપે કહ્યું તે યોગ્ય નથી, કારણ કે સંસારમાં રાજા સેવક લોકોને પિતાસમાન છે, જોકે મનુષ્યોને દેવાંગનામાં પરસ્ત્રી ત્યજવા યોગ્ય છે તો પછી પુત્રીસમાન એવી સેવકસ્ત્રી વિશેષે ત્યજવી જોઈએ, માટે હે મહારાજ! તમે આ ખોટા કદાગ્રહથી વિરામ પામો અમે પ્રાણાંતે પણ શીલખંડન કરશું નહીં કહ્યું છે કે -

वरं शृंगोत्तुंगाद्गुरुशिखरिणः क्वापि विषमे,
पतित्वायं कायः कठिनदृषदंतैर्विदलितः ॥
वरं हस्तो न्यस्तः फणिपतिमुखे तीक्ष्णदशने,
वरं वन्हौ पातस्तदपि न कृतः शीलविलयः ॥ १ ॥

અર્થ—મ્હોટા પર્વતના ઉંચા શિખર ઉપરથી કોઈ પથ્થરવાળા વિષમપ્રદેશમાં પડતું મૂકી આ દેહના કડકા કરી નાખવા, તીક્ષ્ણ દાઢવાળા સર્પના મુખમાં હાથ ઘાલવો અથવા અગ્નિમાં ઝંપાપાત કરવો એ સર્વ સારૂં, પણ શીળનું ખંડન કરવું એ સારૂં નથી વળી કલ્યાણના ઇચ્છનાર પુરૂષે હમેશાં ન્યાયને વિષે વર્તવું, પરંતુ અન્યાયે ચાલવું નહીં, કારણ કે ન્યાય એજ સર્વ સંપત્તિનું કારણ છે નીતિમાં કહ્યું છે કે —

द्रुमेषु सलिलं सर्पिः, नरेषु मदने मनः ॥
विद्यास्वभ्यसनं न्यायः, श्रियामायुः प्रकीर्तितम् ॥ १ ॥

અર્થ —વૃક્ષને પાણી, માણસને ઘી, કામદેવને મન, વિદ્યાને અભ્યાસ અને લક્ષ્મીને ન્યાય એજ આયુષ્ય કહેલું છે.

આ પ્રમાણે બંને સ્ત્રીઓએ યુક્તિનાં વચનથી પ્રતિબોધ પમાડવા માંડયો, પણ કામદેવરૂપ ગ્રહને વશ થએલો રાજા પ્રતિબોધ પામ્યો નહીં; ઉલટો તેતો તેઓની પ્રાર્થના કરવા લાગ્યો. વાર્યા છતાં પણ જ્યારે તેણે સ્થીરપણાથી ઉભા નહીં રહેતાં બળાત્કાર કરવા માંડયો ત્યારે કુસુમશ્રીએ પોતાની વિદ્યાના બળે કરીને બંધનથી તેને બાંધી લીધો અને લાકડી વિગેરેના પ્રહારથી એવો કુટયો કે જેથી કૃતઘ્નપુરૂષોની પેઠે દીર્ઘકાળસુધી પોષણ કરેલા તેના દાંતો પડી ગયા. અતિ ગાઢબંધન અને દાંતના પાડી નાંખવા વિગેરેની પીડાથી અત્યંત દુઃખી થએલો મદનવેગરાજા મનમાં ખેદ કરતો બહુ કરૂણાયુક્ત શબ્દથી રોવા લાગ્યો. પછી કુસુમશ્રીએ "હે રાજન્! તે પાપનુ ફળ જોયું? હવે આવું કરીશ નહીં." એમ કહી દયાથી તેને છોડી મૂકયો એટલે અત્યંત શોક કરતો, લજ્જાથી નીચું જોતો, પસ્તાવો કરતો અને બહુ વગોવાયેલો તે રાજા પોતાને ઘેર ગયો. ત્યાં તે બાકી રહેલી રાત્રી નિવૃત કરી પ્રભાતે કાંઇ બીપથી વસ્ત્રવડે મુખને ઢાંકી સભામાં આવ્યો.

હવે અહિં હરિબળ પોતાની સ્ત્રીઓનું ચરિત્ર જોઈ ઘરમાંથી બહાર આવી કહેવા લાગ્યો. "અયોગ્ય કાર્ય કરનારા ભૂપતિને તમે એ યોગ્ય શિક્ષા કરી, મૂર્ખ માણસ મુખ ભાગ્યાવિના ક્યારે પણ પાછો જતો નથી. એ રાજા આવી રીતે કુમાર્ગે ચાલે છે તે અકૃત્યનુ કારણ દુષ્ટ બુદ્ધિવાળો મંત્રી છે. કહ્યુ છે કે:—

वल्लि नरिंदचित्तं, वख्खाणं पाणिअं च महिलाउ ॥
तत्थय वच्चंति मया, जत्थय धूत्तेहिं निज्झंति ॥१॥

અર્થઃ—વેલ, રાજાનું ચિત્ત, કથા, પાણી અને સ્ત્રીઓ એ સર્વેને ધૂર્ત પુરૂષો જ્યાં લઈ જાય ત્યાં નિત્ય જાય છે.

જો તે દુષ્ટ પુરૂષ જીવતો રહે તો તે પોતાની પ્રજાને કોઇ પણ પ્રકારે છોડશે નહીં, માટે અનર્થમૂલ એવા તે દુષ્ટને મૂળમાંથી ઉખેડી નાંખવો જોઇએ. આવી રીતે પોતાની બંન્ને સ્ત્રીઓની સાથે વિચાર કરી અને સ્મરણ કરવાથી આવી પહોંચેલા દેવતાના પ્રભાવથી પોતાનું દિવ્યસ્વરૂપ બનાવી તે હરિબળ, ભયંકર

આકૃતિને ધારણ કરી રહેલા તે હજીર સરખા દેવતાસહિત પ્રભાતે રાજસભામા ગયો, અને ત્યા તેણે રાજાના પગમા પડીને નમસ્કાર કર્યો સ્વર્ગમાથી ઉતરેલાની પેઠે તે દિવ્યરૂપવાળા હરિબળને જોઈ નગરવાસી લોકોસહિત અત્યત વિસ્મય પામેલો ભૂપતિ વિચારવા લાગ્યો "મ્હારા પાપીષ્ટ કાર્યને ધિક્કાર થાઓ! ધિક્કાર થાઓ!! નિશ્ચે એનુજ કાર્ય નિર્દોષ દેખાય છે, કારણ કે મે તેને પ્રત્યક્ષ જોતા જોતા ભસ્મરૂપ બનાવ્યો હતો છતા તે પાછો આવ્યો !!

આ પ્રમાણે વિચાર કરી મનરંગ રાજાએ હરિબળને કહ્યુ-"હે મહાસાહસિક! તુ અહિ શી રીતે આવ્યો? અને ત્હારો આવો દિવ્યવેષ કેમ દેખાય છે? હરિબળે કહ્યુ "હુ જેટલામા અગ્નિથી ભસ્મરૂપ થયો તેટલામાં યમરાજાના સેવકોએ મને તુરતજ યમરાજ પાસે પહોચાડ્યો યમરાજા મ્હારા ઉપર પ્રસન્ન થયો, તેના પ્રભાવથી હુ આવો અદ્ભુત દિવ્યઆકૃતિવાળો થયો છુ; મા વળી કે સાહસિક પુરુષો પ્રસન્ન થએલા દેવતાઓ શુ નથી આપતા? મે તે યમરાજાની નહિ વર્ણવી શકાય એવી મોટી સમૃદ્ધિ જોઈ, તે સમૃદ્ધિને સહસ્રજિહ્વાથી નાગરાજ પણ વર્ણવી શકે નહીં તો પછી એક જિહ્વાવાળો હુ તો શી રીતે વર્ણવી શકુ? તે યમરાજાની સયમિની નામની નગરી છે, ત્યા તે રાજ્ય કરે છે, તે નગરીમા નિવાસ કરનાર લોકો હમેશા હર્ષયુક્ત રહે છે, ઈંદ્રાદિ સર્વ દેવતાઓ તેની નિરતર સેવા કરે છે તો બીજાઓ તેની સેવા કરે તેમા તો શુ કહેવુ! ત્યારે વર્ણન કરવાથી શુ? પરતુ ત્રણ લોક પણ તેને સ્વાધિન છે, અત્યારે આ જે મ્હારી પાસે ઉભેલો છે તે યમરાજાનો ચડ નામનો પ્રતિહારી છે, યમરાજ જેના ઉપર પ્રસન્ન થયો તેને કલ્પવૃક્ષસમાન છે અને જેના ઉપર ક્રોધ પામ્યો તેને કાળરૂપ છે કહ્યુ છે કે—

यस्मिन् रुष्टे भय नास्ति, तुष्टे नैव धनागम ॥
निग्रहानुग्रहौ न स्त स रुष्ट, किं करिष्यति ॥ १ ॥

અર્થ—જે માણસના ક્રોધથી બીજાને ભય ઉત્પન્ન થતો ન

થી, પ્રસન્નતાથી ધનપ્રાપ્તિ થતી નથી તેમ નિગ્રહ અને અનુગ્રહ થતા નથી તે માણસ ક્રોધ પામે તો પણ શું કરી શકે? અર્થાત્ કાંઇ કરી શકતો નથી.

મેં તે યમરાજની તેવી મહા સમૃદ્ધિ દીઠી, તેથી હું મ્હારા નેત્રોનું સફલપણું માનું છું. લોકપણ એમજ કહે છે કે જે વધારે જોયું તે જીવિતથી પણ વધારે સારૂં છે. મહારાજ! મેં આપની આજ્ઞાથી યમરાજાનું યુક્તિવચનવડે આમંત્રણ કર્યું. તે વખતે અતિ પ્રસન્ન થએલા યમરાજાએ મને કહ્યું કે.—"એ યોગ્ય છે, હું ત્યાં આવીશ; પરંતુ એકવાર મદનવેગભૂપતિ પોતાના પ્રધાન વિગેરે માણસોસહિત અહિં આવે તો હું તેની યોગ્ય ભક્તિથી પુજા કરીને પછી ત્યાં આવું." પછી યમરાજાએ અતિ દિવ્યરૂપવાળી કન્યા, સુંદર આભૂષણ અને મનોહર વસ્ત્ર વિગેરે વસ્તુ આપીને મને કહ્યું કે, " આ સઘળું રાજાદિને આપજો." કહ્યું છે કે:—

द्विषां बंधे वधे युद्धे, दुर्गग्राहे ग्रहे महे ॥
क्लिश्यंते सेवकाः किंतु, नेतुरेवाखिलं फलम् ॥ १ ॥

અર્થ:—શત્રુઓને બંધન કરવામાં, શત્રુઓનો વધ કરવામાં, યુદ્ધમાં, દુર્ગગ્રહણ કરવામાં, અને ઉત્સવમાં સેવક લોકો ક્લેશ પામે છે; એ સઘળુ કેવળ અધિકારીનું ફળ છે.

"હે હરિબળ! ત્હારા ભૂપતિને પરિવારસહિત અહિં મોકલજે." એમ કહી યમરાજાએ મને અહિં મોકલ્યો છે. વળી યમરાજાએ આપને બોલાવવા માટે, મને માર્ગ દેખાડવા માટે અને બહુ માન દર્શાવવા માટે મ્હારી સાથે આ પોતાના પ્રતિહારીને મોકલ્યો છે. હે સ્વામિન્! આ દિવ્યપ્રભાવવાળા પ્રતિહારીએ મને વેગથી અહિં આણ્યો છે, માટે તેનીજ સાથે આપ યમરાજના નગરપ્રત્યે જાઓ; કારણકે સજ્જન પુરૂષો પરોપકાર કરવામાં તત્પર હોય છે" પછી પ્રતિહારી (દેવતા) એ પણ હરિબળના કહેવા પ્રમાણે મદનવેગભૂપતિને સર્વ સમાચાર કહ્યા, કારણકે દેવતા કહે તે માન્ય ગણાય છે. દેવતાએ કહેલા વચનો પ્રધાનસ-

હિત ભૂપતિએ સત્ય માન્યા કારણ ગુપ્ત વિચારને બ્રહ્મા જાણી શકવાને સમર્થ થતા નથી તો પછી માણસો તો શી રીતે સમર્થ થાય?

પછી લોભથી આકુળ વ્યાકુળ થએલા મનવાળો ભૂપતિ નગરવાસી લોકોસહિત કહેવા લાગ્યો કે, "હે હરિબળ! મને યમરાજની નગરીમા જવાનો બહુ ઉત્સાહ થયો છે, માટે નગરની બહાર મ્હોટી જાજલ્યમાન ચિતા કરાવો કે જેમા પ્રવેશ કરીને હુ આ નાગરીક લોકોસહિત ઝટ યમરાજની નગરીમા જાઉ" પછી હરિબળે રાજાની આજ્ઞા પ્રમાણે ચિતા તૈયાર કરાવી, તેમા નગરવાસી લોકોસહિત રાજા જેટલામા પ્રવેશ કરવા તૈયાર થયો તેટલામા હરિબળે વિચાર્યું કે, "મે આ તો વૃથા અનર્થ આરભ્યો? એક પચેદ્રિય જીવ હણવાથી પણ નરકમા પડવુ પડે છે શ્રાવકોને કોઇ અપરાધી જીવ મારવો હોય તો તે કદાપી યોગ્ય છે, પરતુ અપરાધરહિત જીવને મારવો યોગ્ય નથી હવે આ નિરપરાધી જીવોને બચાવવાનો શો ઉપાય થાય? આ પ્રમાણે હરિબળ વિચાર કરતો હતો એવામા પ્રતિહારી દેવતાએ રાજાને કહ્યુ "હે રાજન્! તમે ઉતાવળ કરી આ પ્રાપ્ત થએલા ફળને હારી જશો નહીં, જો તમારે ફળની ઇચ્છા હોય તો મ્હારા કહેવા પ્રમાણે કરો અમારો મહારાજા અતિ વિષમ છે માટે ત્યા યોગ્ય રીતે જવુ જોઇએ, તો જે પુરૂષ આપને માન્ય હોય તેને પ્રથમ મોકલો અને પછી આપ જાઓ" પ્રતિહારી દેવતાના આવા વચન સાભળી કુમતી વિચારવા લાગ્યો "પ્રથમ જવાથી મને પૂર્ણ ઇચ્છિતફળ પ્રાપ્ત થશે, કારણ કે કોઇ સ્થાનકે આગળથી જનારાને સપત્તિની પ્રાપ્તિ અને કોઇ સ્થાનકે પાછળથી જનારાને વિપત્તિનો લાભ થાય છે કોઈ વખતે ધૂર્ત અને કોઇ વખતે બુદ્ધિમાન પોતાના કાર્યને સાધે છે કહ્યુ છે કે —

दाने पाने शयने, व्याख्याने भोजने सभास्थाने ॥
क्रयविक्रयेऽतिथिघरे, राजकुले पूर्णफलमाद्य ॥ १ ॥

અર્થ —દાન, પાન, શયન, વ્યાખ્યાન, ભોજન, સભાસ્થાન, ખરીદ, વેચાણ, પરૂણો અને રાજકુળ એટલાને વિષે જે પહેલો

જાય તેને પૂર્ણ લાભ થાય છે. વળી:-

शून्येऽरण्ये भवने, ग्रामे तोये वने च संग्रामे ॥
आरोहेऽप्यवरोहे, पुरस्तरेन्न पथि रात्रौ च ॥ १ ॥

અર્થ:—શૂન્ય અરણ્યમાં, શૂન્ય મંદિરમાં, શૂન્ય ગામમાં, પાણીમાં, વનમાં, સંગ્રામમાં, ઉચે ચડવામાં, નીચે ઉતરવામાં, માર્ગે ચાલવામાં અને રાત્રીને વિષે આગળ ચાલવું નહીં."

આ પ્રમાણે વિચાર કરી પ્રધાને કહ્યું. "મહારાજ! હું આ પ્રતિહારીની સાથે આગળથી જાઉં છું." ભૂપતિએ આજ્ઞા આપી, તેથી પ્રધાન પોતાને કૃતાર્થ થયો માની બહુ હર્ષ પામ્યો. પછી જેટલામાં યમરાજાના પ્રતિહારી (જલાધિષ્ટીત દેવતા) એ જ્વાજલ્યમાન અગ્નિમાં પ્રવેશ કર્યો તેટલામાં તેની પાછળ દુષ્ટબુદ્ધિવાળા પ્રધાને પણ હર્ષથી પ્રવેશ કર્યો. પ્રધાન તત્કાળ ભસ્મરૂપ થયો તેને જોઇ અત્યંત હર્ષિત થએલો રાજા પણ પતંગની પેઠે અગ્નિમાં ઝપલાવા તૈયાર થયો, તેને હરિબળે દયાથી ઝટ હાથવડે પકડી લીધો; એટલે રાજાએ કહ્યું કે:-"તું મને શુભકાર્યમાં વિઘ્ન ન કર." હરિબળે કહ્યું. "નરનાથ! સ્વસ્થ થઇ એક મ્હારૂં વચન સાંભળો. કોઇ પણ પુરૂષ અગ્નિમાં પડવાથી જીવે છે એમ તમારે ન જાણવું, પરંતુ મેં તે એક નાટક પ્રગટ કર્યું છે. આ દુષ્ટ મંત્રીએ તમારી સાથે ખરાબ મસલત કરી કૂડ પ્રપંચથી મને બહુવાર પ્રાણાંતસંકટમાં નાંખ્યો છે. વળી હે નૃપ! એ કુમંત્રીની દુષ્ટ બુદ્ધિથી તમે પણ દાંત પડવાદિ બહુ દુઃખો સહન કર્યા છે. કહ્યું છે કે:—

मा जविड सो पुरिसो, जो कुमई देइ वीससंताणं ॥
जो परवंचननिउणो, परधणमहिलारइ जो य ॥ १ ॥

અર્થ:—જે વિશ્વાસવાળા માણસોને દુષ્ટ બુદ્ધિ આપે છે, બીજાઓને છેતરવામાં નિપુણ હોય છે અને પરસ્ત્રીને વિષે પ્રીતિ ધરનારા હોય છે, તે માણસો આ વિશ્વમાં ન જીવો. વળી:-

किंकुज्ज अज्जनिवो जत्थ कुमंती कमंत करणपरो ॥
उठोवि कुणइ सो किं जत्थ सुमंती सुमंतपरो ॥ १ ॥

અર્થ—જ્યાં દુષ્ટમંત્રી ખરાબ મસલત કરવામાં તત્પર હો

ય ત્યા સારો રાજા શુ કરી શકે? અને જ્યા શ્રેષ્ઠ મત્રી ઉત્તમ મમત્વ કરવામા તત્પર હોય ત્યા દુષ્ટ રાજા શુ કરી શકે?

આ હેતુથી મે તે કુમિત્રને ઉપાય રચી જ્વાજલ્યમાન અગ્નિમા ફેકી દીધો કારણ કે વ્યાધિ, નિરકુશ અને દુર્જન એને બુને કોઈપણ ઉપાયથી તત્કાળ છેદી નાખવા જોઈએ તમે મ્હારા રાજા છો તો અગ્નિમા પડતા એવા આપની હુ કેમ ઉપેક્ષા કરૂ? કારણ સ્વામીનો દ્રોહ કરવો એ મહા પાપ છે ” હરિબળના આવા વચન સાભળી અત્યત શકા પામેલો રાજા મનમા વિચાર કરવા લાગ્યો કે, “હાય હાય! મ્હારૂ સર્વ દુરાચરણ એના જાણવામા આવ્યુ ” આવા વિચારથી લજ્જાવડે પીડા પામેલો ભૂપતિ નીચુ મુખ કરી મૂર્છા નહિ પામ્યા છતા મૂર્છા પામ્યાની પેઠે સ્થીર થઇ ગયો

પછી હરિબળે તેના તેવા અતિ મધુર વચનથી તે લજ્જા યુક્ત થએલા ભૂપતીને શાત પમાડ્યો સુજનોનો એવો સ્વભાવ હોય છે કે તે હમેશા અપકાર કરનારા ઉપર પણ દયા કરે છે. પછી રાજાએ પૂછ્યુ “હે હરિબળ! ત્હારી આવી મહાશક્તિ શાથી થઇ?” ત્યારે હરિબળે કહ્યુ “એ સર્વ મ્હારા ઉપર પ્રસન્ન થએલા દેવતાનુ માહાત્મ્ય છે મ્હારૂ નથી” હરિબળના આવા વચન સાભળી મનમા અત્યત વિસ્મય પામેલો રાજા હર્ષિત થઇ પોતાનુ મસ્તક ધુણાવતો છતો તેના ચરિત્રનુ સ્મરણ કરતા વિચાર કરવા લાગ્યો કે–મે તેનો આટલો બધો અપરાધ કર્યો છતા તે મહાશક્તિવત હરિબળે મને બાળી મૂક્યો નહીં, તેમ મ્હારૂ રાજ્ય પણ લીધુ નહીં, તેથી તે ખરેખર મ્હારો ઉપકારી છે ” આ પ્રમાણે હરિબળની પ્રશસા અને પોતાની નિન્દા કરતો એવો મદનવેગ ભૂપતિ અસારથી ઉદ્વેગ પામેલાની પેઠે બહુ કાળે પોતાને ઘેર ગયો, અને સર્વ નગરવાસી લોકો પણ યમરાજાની મયમિની નગરી જોવાની ઇચ્છા પુરી ન થવાને લીધે શોક કરતા અને હરિબળનુ આશ્ચર્યકારી ચરિત્ર જોઇ તેની પ્રશસા કરતા પોતપોતાને ઘેર ગયા, તે દિવસથી રાજા મદનવેગના ચિત્તમા કોઇ અપૂર્વ ગાઢ વૈરાગ્ય ઉત્પન્ન થયો, તેથી તેને સર્વ રાજ્ય અપ્રિય લાગ્યુ પછી

રાજા મદનવેગે ઉપકારી એવા હરિબળ સાથે પોતાની પુત્રીનો મ્હોટા ઉત્સવથી વિવાહ કર્યો. હસ્તમેળાપ વખતે તેણે સર્વ રાજ્યસંપત્તિ હરિબળને આપી પોતે ગુરૂ પાસે ઉત્તમ શિક્ષારૂપ ચારિત્ર ગ્રહણ કર્યું. પછી નિરતિચારપણે ચારિત્ર પાળી, સર્વ કર્મનો ક્ષય કરી છેવટ કેવળજ્ઞાનરૂપ લક્ષ્મી મેળવી તે મદનવેગરાજા મોક્ષ પામ્યો.

હવે કાંચનપુરનો રાજા વસંતસેન પોતાની પુત્રી વસંતશ્રીનો શોધ કરતો હતો, એવામાં તેણે લોકવાર્તાથી હરિબળનું આશ્ચર્યકારીચરિત્ર સાંભળ્યું. કહ્યું છે કેઃ--

वार्त्ता च कौतुकवती विपदा च विद्या,
लोकोत्तरः परिमलश्च कुरंगनाभेः ॥
तैलस्य बिंदुरिव वारिणि दुर्निवार-
मेतत्त्रयं प्रसरतीति किमत्र चित्रम् ॥ १ ॥

અર્થઃ—આશ્ચર્યકારી વાર્તા, નિર્મળ વિદ્યા અને કસ્તુરીનો સર્વોત્કૃષ્ટ સુગંધ એ ત્રણ પાણીમાં પડેલા તેલના ટીંપાની પેઠે પ્રસરી રહે છે. એમાં આશ્ચર્ય શું?

પછી વસંતસેન રાજાએ વિચાર કરી પ્રધાન વિગેરે પુરૂષોને પોતાની પુત્રીને અને જમાઇ એવા હરિબળને તેડવા માટે મોકલ્યા. હરિબળ રાજા પણ પોતાના મહાસેનાથી શત્રુઓનો પરાભવ કરતો ત્રણ સ્ત્રીઓસહિત કાંચનપુર નગરે આવ્યો, ત્યાં વસંતસેન મહારાજાએ તેને મહોત્સવથી નગરમાં પ્રવેશ કરાવ્યો. પિતા, માતા અને સ્વજનવર્ગે વસંતશ્રીની પ્રશંસા કરી. પછી અતિ હર્ષિત એવા વસંતસેનભૂપતિએ પ્રેમપાત્ર એવા પોતાના જમાઇ હરિબળને પોતાનું રાજ્ય આપ્યું અને પોતે સ્ત્રીસહિત દીક્ષા લઇ કર્મના મળથી મુક્ત થઇ નિરાબાધ એવા મુક્તિસુખને પામ્યો.

પછી શત્રુઓના સૈન્યરૂપ પર્વતોને તોડી પાડવામાં વજ્રસમાન હરિબળ પુણ્યબળથી બન્ને રાજ્યનું પાલન કરવા લાગ્યો. રાજકન્યાઓ તેને પટ્ટરાણીઓ હતી, એ વિના બીજી પણ રાજકન્યાઓને તે પરણ્યો હતો. તે બધી સ્ત્રીઓની સાથે જેવી રીતે દેવલોકમાં ઇંદ્ર અપ્સરાઓની સાથે ભોગ ભોગવે તેવી રીતે ભોગ ભોગવતો હતો.

એક દિવસ વનપાળે આવીને સભામાં બેઠેલા હરિબળ ભૂપતિને વધામણી આપી કે, "હે સ્વામિન્! આપના ઉદ્યાનમાં સુગુરૂ ધર્માચાર્ય આવેલા છે" સુગુરૂનું આગમન સાંભળી બહુ હર્ષિત થએલા ભૂપતિએ તેને વસ્ત્રાભરણાદિ આપી બહુ સંતોષ પમાડયો પછી પોતે ગુરૂને વંદન કરવા માટે મ્હોટા ઉત્સવથી ઉદ્યાનમાં ગયો, ત્યાં તેણે નમ્ર પ્રદક્ષિણાપૂર્વક ગુરૂને પ્રણામ કરીને વિનંતિ કરી કે, "હે સ્વામિન્! અતિ હીનકુળમાં ઉત્પન્ન થએલો હું આપના પ્રસાદથી આ પ્રકારની અતુલ સમૃદ્ધિ પામ્યો છું, માટે પ્રસન્ન થઈ મને અનંતસુખ આપનારો ધર્મોપદેશ આપો, કે જેથી હું અનંતસુખનો ભોગવનારો થાઉં" આ પ્રમાણે કહી ચરણમાં પડેલા હરિબળને ગુરૂએ કહ્યું કે, 'હે રાજન્! તને ધન્ય છે કે જે ત્હારી આ પ્રમાણે સુમતિ થઈ કહ્યું છે કે—

केचिद्भोजनरचनाविधिपरा: केचित्पुरंध्रीपरा ,
केचिन्माल्यविलेपनैकरसिका केचिच्च गीतोत्सुका: ॥
केचित् द्यूतकथामृगव्यमदिरानृत्यादिरक्तादरा ,
केचिद्वाजिगजोष्ट्रयानरसिका धन्यास्तु धर्मे रता ॥ १ ॥

અર્થ—કેટલાક ભોજનની રચનામાં અતિ ગાઢબુદ્ધિવાળા હોય છે, કેટલાક સ્ત્રીઓને વિષે તત્પર હોય છે, કેટલાક પુષ્પ અને અંગરાગનું લેપન કરવામાં પ્રીતિ ધરાવનારા હોય છે, કેટલાક ગીતમાં ઉત્સાહવાળા હોય છે, કેટલાક દ્યુત, વાર્તા, મૃગયા, મદિરા અને નૃત્ય વિગેરેમાં આદરવાળા હોય છે, અને કેટલાક અશ્વ, ગજ, બળદ અને વાહન ઉપર રસિક હોય છે, પરંતુ જેઓ ધર્મને વિષે પ્રીતિવાળા છે તેઓનેજ ધન્ય છે

હે રાજન્! ધર્મના બે ભેદ છે એક યતિધર્મ અને બીજો શ્રાવકધર્મ આ પ્રમાણે ધર્મના બંને ભેદ જિનેશ્વરે કહ્યા છે, એ બન્ને પ્રકારના ધર્મનું મૂળકારણ જીવદયા જાણવી, તે જીવદયાને પાળવા માટે કેટલાક પુરૂષો સર્વવિરતિ (ચારિત્ર) ને વિષે રાગ કરે છે, કારણ કે તે સર્વવિરતિ વિના જીવદયાનું આરાધન થઈ

શકતું નથી. જે પુરૂષ યતિધર્મ પાળવા સમર્થ નથી તે, સમ્યકત્વ-સહિત શ્રાવકધર્મને શુદ્ધ પરિણામથી ઉત્તમ રીતે પાળે છે. વળી જીવદયા છે મૂળ કારણ જેનુ એવો તે શ્રાવકધર્મ પણ બાર પ્રકારનો છે, એમ જિનરાજે કહ્યું છે.” આવો સુગુરૂનો ધર્મોપદેશ સાંભળી રાજા હરિબળ અતિ હર્ષિત થયો, અને તેણે પ્રથમ સમ્યકત્વદર્શનપૂર્વક અણુવ્રત ગ્રહણ કરીને બાકીના સર્વે મૃષાવાદ વિરમણાદિ વ્રતો શક્તિ પ્રમાણે સ્વિકાર્યા. ત્યાર પછી તે ગૃહસ્થધર્મને અંગિકાર કરી ગુરૂના ચરણને નમસ્કાર કરી હર્ષ પામતો છતો પોતાના નગરમાં આવ્યો.

હવે હરિબળ નિરંતર ઉત્તમ પ્રકારે ધર્મારાધન કરવા લાગ્યો, તેણે પટહ વગડાવી પોતાના દેશમાં અમારી પ્રર્વતાવી અને માણસોને રત્નપ્રભાદિ સાત નરકોના દુઃખ આપનારી દ્યુતાદિ સાત વ્યસનોને દૂર કર્યા; ત્યાર પછી તેણે તુંબડીમાં રહેલા અમૃત રસથી રોગાદિ ઉપદ્રવોને દૂર કરી લોકો ઉપર બહુ ઉપકારો કર્યા. કહ્યું છે કે,-મેઘોનું જળ, ચંદ્રનું તેજ, વૃક્ષોના ફળોનો સમૂહ અને સત્પુરૂષોનું આચરણ એ સર્વ સર્વે લોકોને સામાન્યરીતે ઉપકાર કરનાર છે. વળી તેણે પોતાના દેશનાં ગામો જિનમંદિરોથી સુશોભિત કરાવ્યાં. આવી રીતે ધર્મને રળવતા એવા તે હરિબળે પુણ્ય અને નિપુણપણાથી પોતાનું રાજ્ય એક છત્ર (ચક્રવર્તી) સરખું બનાવ્યું.

એક દિવસ ગુણવત ગુરૂ તેના ઉદ્યાનને વિષે સમવસર્યા, તેવારે રાજા હરિબળ તેમને વંદના કરવા માટે હર્ષથી ઉદ્યાનમાં ગયો, ત્યાં તેણે ગુરૂના મુખથી ધર્મદેશના સાંભળીને વૈરાગ્યવાસીત થઇ ત્રણ સ્ત્રીઓસહિત દીક્ષા લીધી. પછી ઉત્તમ પ્રકારે જિનેશ્વરના ધર્મનું આચરણ કરતાં કેવળજ્ઞાન પ્રાપ્ત કરી હરિબળરાજર્ષિ શાશ્વત એવા મોક્ષસ્થાનમાં ગયા.

ઇતિ હરિબળની કથા.




(શ્રી મહાવીર પ્રભુ કહે છે કે)—હે ભવ્યજનો! તમે આ હરિબળના ચરિત્રનો મનમા વિચાર કરી જીવદયારૂપ પ્રથમ વ્રતને વિષે ઉદ્યમ કરો શ્રી જિનચંદ્રના મુખથી આવા વચન સાભળી હર્ષિત થએના આણંદશ્રાવકે શ્રાવકના ભાવે કરીને પ્રથમ અણુવ્રત આદર્યું તે આ પ્રમાણે "હે નાથ! હું નિરપરાધી ત્રસજીવોને નહિ હણુ, તેમ અપરાધી એવા ત્રસજીવોને નિર્દયની પેઠે કયારે પણ નહિ હણુ વળી પૃથ્વીકાય વિગેરે એકેદ્રિય જીવોની યતના પણ વધાદિ પાચ અતિચાર વિના મ્હારે હમેશા કરવી" આ પ્રમાણે આણંદશ્રાવકે ભાવથી પ્રથમ અણુવ્રત ગ્રહણ કર્યું તેનો આળાવો ભગવાને પોતે ઉચ્ચરાવ્યો તે આ પ્રમાણે —

थूलग पाणाइवाय समणोवासत्र पच्चरकाइ, सेपाणाइवाए डुविहे पन्नते ॥ तजहा ॥ संकप्पत्रग्र आरन्नत्रग्र तत्थसमणोवासत्र सकप्पत्रग्र जावज्जीवाए पच्चरकाइ ॥ आरन्नत्र थुलगपाणाइवायवेरमणस्स समणोवासएण, पच ग्रइग्रारा जाणियवा न फासियवा ॥ तजहा॥ १वहे, २वंवे, ३ठविछेए, ४ग्रइभारे, ५भत्तपाणवुछेए ॥

અર્થ —શ્રાવક સ્થૂન એવા પ્રાણાતિપાતનું પચ્ચખાણ કરે છે, તે પ્રાણાતિપાત બે પ્રકારનો છે એક સકલ્પથી અને બીજો આરભથી તેમા સકલ્પથી પ્રાણાતિપાતનું શ્રાવક જીવિતપર્યંત પચ્ચખાણ કરે છે, પરતુ આરભથી સ્થૂનપ્રાણાતિપાત વિરમણનુ જીવિતપર્યંત પચ્ચખાણ કરતા નથી શ્રાવકે તેના પાચ અતિચાર જાણવા, પરતુ આચરવા નહિ તે અતિચાર આ પ્રમાણે —

૧ ત્રસજીવોને નિર્દયપણે ચાબકવડે પ્રહાર કરવો ૨ દોરડા વિગેરેથી નિર્પેક્ષપણે દૃઢ બાધવા ૩ શસ્ત્રવડે નાક, કાન, પૂછ વિગેરે કાપવા. ૪ બળદ વિગેરેની પીઠ ઉપર ન ઉપાડી શકે તેટલો ભાર ભરવો ૫ અવસર થયે પણ અન્ન, જળ, ઘાસ ન આપવા

જીવોને ઉપર કહેલા પાચ અતિચાર કરનારો શ્રાવક પહેલા વ્રતની વિરાધના કરે છે. બીજા વ્રતમા જે પુરૂષો આ ગસા




રને વિષે સત્યવચન બોલે છે, તેઓ ત્રણભુવનના જીવોને નિશ્ચે વખાણવાલાયક થાય છે. જે પુરૂષ પ્રાણાંતે પણ અસત્યવચન નથી બોલતો, તેની દેવતાઓ પણ હંસરાજાની પેઠે પ્રસંશા કરે છે. તે હંશરાજાની કથા.

## મૃષાવાદરૂપ બીજા વ્રત ઉપર

## હંસરાજાની કથા.

આ ભરતક્ષેત્રને વિષે રાજપુર નામનું નગર છે, (જેમ ઇંદ્ર સ્વર્ગપુરીને વિષે રાજ્ય કરે છે તેમ) તે નગરને વિષે હંસ નામનો રાજા રાજ્ય કરતો હતો. ઉત્તમ રીતે જિનેંદ્રના ધર્મનું આરાધન કરતો એવો તે રાજા બીજા મૃષાવાદ વિરમણવ્રતને વિશેષે મ્હોટા ઉદ્યમથી આરાધતો હતો. હવે રત્નશ્રુંગ નામના પર્વત ઉપર ઉત્તમ પુરૂષોએ સ્થાપન કરેલું શ્રી આદિનાથનું મંદિર છે, ત્યાં ચૈત્ર માસની પુનમને દિવસે યાત્રા નિમિત્તે બહુ લોકો એકઠા થયા હતા, તે વખતે હંસરાજા પણ પ્રધાનને રાજ્યનો ભાર સોંપી પોતે થોડા પરિવાર સાથે લઈ જિનધર્મની પ્રભાવના કરતો હર્ષથી યાત્રા કરવા ચાલ્યો. એવો કયો ધન્યપુરૂષ હોય કે જે સમીપે આવેલા ધર્મકાર્યમાં વિલંબ કરે?

હવે હંસરાજા જેટલામાં અર્ધ રસ્તે પહોંચ્યો, તેટલામાં પાછળથી કોઈ પુરૂષ ઉતાવળો ઉતાવળો આવી વિનંતી કરવાલાગ્યો કે, "હે રાજન્! આજથી દસમા દિવસે આપે યાત્રાને માટે પ્રયાણ કર્યું, તે વાત સીમાડાના દેશના રાજા અર્જુને સાભળી, તેથી તે આપનો શત્રુ અકસ્માત્ રાજપુરનગરમાં આવી, સર્વ આયુદ્ધધારી સુભટોને મારી નાંખી, ભંડાર, ઘોડા, હાથી, અને રથસહિત સર્વ નગરને પોતાના સ્વાધિનમાં કરી લીધું છે. વળી રાજ્યાસન ઉપર બેઠેલા તે અર્જુનભૂપતિએ ભયભિત થએલા નગરને અભયદાન આપી આનંદયુક્ત કર્યું છે, અને નગરમાં તત્કાળ પોતાની આજ્ઞા પ્રવર્તાવી છે; તેથી એકાંતમાં સંતાઇ રહેલા સુમિત્રમંત્રીએ અંતઃકરણથી આપને ખબર આપવા માટે મને આપની પાસે મોક-

લ્યો છે, માટે હે નાથ ! હવે જેમ આપને યાગ્ય લાગે તેમ કરો ”

પછી સુભટો રાજાને કહેવા લાગ્યા –‘ મહારાજા ! હવે ઝટ આપ પાછા વળો, પ્રગટ પ્રતાપવાળા તમારી આગળ કયો શત્રુ ટકી રહેવાને શક્તિવત છે ? આપ પ્રથમ શત્રુને નગરમાથી દૂર કરીને પછી યાત્રા માટે જાઓ ” તેવારે રાજાએ નિષ્કપટચિત્તથી કહ્યુ –“ હે મહાભાગ સેવકો ! સપત્તિ અને વિપત્તિ પૂર્વે કરેલા કર્મના સ્વાધિનપણાથી પ્રાપ્ત થાય છે, તો પૂર્વભવના બહુ પુણ્યથી પ્રાપ્ત થએલા જિનયાત્રાના મ્હોટા ઉદ્યમને ત્યજી દઇ સસારના હેતુ એવા રાજ્યને માટે કયો મૂર્ખ પુરૂષ દોડે ? હે મહાસત્વધારી સુભટો ! મ્હારૂ રાજ્ય નાશ પામો અથવા ન પામો, પરતુ હુ તો યાત્રા કરીનેજ પાછો વળીશ, અમથો નહિ વળુ ” આ પ્રમાણે કહી હસરાજા નિશ્ચલપણે આગળ ચાલ્યો અને તેની સેનાના મા ણસો પોતપોતાના સ્વજનની સભાળ લેવા માટે પાછા વળ્યા જેમ જેમ સેવક લોકો પાછા વળવા લાગ્યા તેમ તેમ રાજા હર્ષ પામવા લાગ્યો, છેવટ એક છત્ર ધરનારા સેવકસહિત તે હસરાજા એક મ્હોટા અરણ્યમા આવી પહોચ્યો ત્યા તે “ આ મ્હારો ઉત્તમ ઘોડો, વસ્ત્ર અને આભરણોના લોભી અને અતિ ક્રૂર એવા ભિલ્લ લોકો મને મારી નાખશે એવો વિચાર કરી પોતાના છત્ર ધરને સર્વ ઉત્તમ વસ્ત્રાદિ વસ્તુઓ આપી પોતે એકલો તિર્થયાત્રા તરફ ચાલી નિકળ્યો

રસ્તામા એક મૃગ રાજાની આગળ થઈ નાશી ગયો, તેની પાછળ કોઇ એક ભિલ્લ હાથમા બાણ ચડાવેલા ધનુષ્યને ધારણ કરતો છતો રાજાની પાસે આવી કહેવા લાગ્યો –“આ ગહન વનમા બહુ પાન પડેલા છે માટે હુ મૃગના પગલા દેખી શકતો નથી, માટે હે સત્પુરૂષ ! તે મૃગ ત્હારી આગળથી નાશી જઇને વનના કયા કુજમા પેસી ગયો છે તે મને કૃપા કરીને કહે, કારણ કે તે મૃગ મ્હારી ભક્ષ્યવસ્તુ છે.” તેવારે રાજા વિચાર કરવા લાગ્યો “ જો હુ સત્ય કહીશ તો મૃગનો વધ થશે અને અસત્ય કહીશ તો વ્રતનો ભગ થશે, માટે એને બુદ્ધિના બળથી સમજાવુ ” આ પ્રમાણે વિચાર કરી રાજાએ કહ્યુ “હે ભિલ્લ ! તુ મને વાર્તા પૂછે છે

તો હું તને કહું છું કે માર્ગમાં ભુલો પડવાને લીધે હું અહિં આવી ચડયો છું." ભિલ્લે કહ્યું. "અરે! હું એમ પૂછું છું કે મૃગ કેની તરફ ગયો તે મને કહે?" રાજાએ ફરી કહ્યું. "હે મહાભાગ! મ્હારૂં નામ હુસ છે." ભિલ્લે કહ્યું. "અરે! તને ત્હારૂં નામ કોણ પૂછે છે? હું તો એમ પૂછું છું કે મૃગ કેની તરફ ગયો?" ત્યારે રાજાએ કહ્યું. "મ્હારૂં ઘર રાજપુરમાં છે." તેવારે ભિલ્લે ક્રોધ કરીને કહ્યું "અરે મૂઢ! હું જે પૂછું તે કહે, બીજું બીજું શામાટે બોલે છે?" રાજાએ કહ્યું. "જો તું મ્હારૂં કુળ પૂછતો હોય તો હું ક્ષત્રિયકુળનો છું." ભિલ્લે કહ્યું. "શું તું બ્હેરો છે?" રાજાએ કહ્યું. "તુ જે માર્ગે મને જવાનું કહીશ તે માર્ગે હું જઇશ." તેથી ભિલ્લે કહ્યું. "તને બહેરાપણાનો રોગ નિરંતર હજો." એમ કહીને નિરાશ થએલો ભિલ્લ પોતાને સ્થાને ગયો અને પુણ્યવંત એવો રાજા પણ ધીમે ધીમે આગળ ચાલ્યો. થોડે દૂર ગયો એવામાં તેને એક મુનિ મળ્યા, તેથી તે મુનિને વંદના કરી આગળ પ્રયાણ કર્યું. એવામાં તેને ક્રોધથી રાતા નેત્રવાળા બે ભિલ્લો સામા મળ્યા, તે ભિલ્લોએ રાજાને કહ્યું કે, "હે મુસાફર! આ વનમાં સુર નામનો પલ્લીપતિ રહે છે, તે આજે બહુ દિવસે કેટલાક ચોરોને સાથે લઇ જેવામાં ચોરી કરવા નિકળ્યો, તેવામાં તેણે માર્ગમાં સામે આવતા એવા એક સાધુને દીઠા, તેને જોવાથી પલ્લીપતિએ 'અમંગળ થયું', એમ કહી ક્રોધથી અમને બંન્નેને તે સાધુનો ઘાત કરવા માટે મોકલ્યા છે; માટે હે શ્રેષ્ઠપુરૂષ! તે મુંડ કઈ દિશા તરફ ગયો તે અમને કહે."

રાજાએ વિચાર કર્યો કે, "જો હું સત્ય કહીશ તો આ બંન્ને દુષ્ટો મુનિનો ઘાત કરશે, અને જો સત્ય નહિં કહું તો વ્રત ભંગ થશે; માટે આ બંન્નેને પણ સમજાવું." આવો વિચાર કરી રાજાએ તેઓને પૂછયું. "તમે શું કહો છો? મેં સાંભળ્યું નથી." ભિલ્લોએ કહ્યું. સાંભળ, તે સાધુ ત્હારી આગળ થઇને કયાં ગયો? તે અમને દેખાડ, અમે તેનો ઘાત કરીયે." તેવારે રાજાએ કહ્યું. "અરે ભિલ્લો! જે જુએ છે તે બોલતા નથી અને જે બોલે છે તે જોતી નથી, તો હું શું કરૂં." ત્યારે ભિલ્લોએ કહ્યું. "અમે તો



એમ પૂછીએ છીએ કે તે સાધુ કયા ગયો?' રાજાએ ફરીથી પણ એ વોજ ઉત્તર આપ્યો કે, "જે જુએ છે તે બોલતા નથી અને જે બોલે છે તે જોતી નથી, તો હું શુ કરૂ" એમ ભિલ્લોએ જેટલી વખત પૂછ્યુ તેટલી વખત રાજાએ તેની રીતે ઉત્તર આપ્યો તેથી તેઓએ રાજાને ગાડો ધારીને કહ્યુ કે, "જા, તુ ત્હારૂં મ્હો અમને ન દેખાડ" એમ કહીને ભિલ્લો કુગુરૂના ઉપદેશથી જેમ મુગ્ધ માણસો અસયમ માર્ગને વિષે સ્થિર થઇને રહે તેમ સ્થિર થઇને રહ્યા પછી ચિત્તમા હર્ષ પામેલો રાજા ત્યાથી આગળ ચાલ્યો અને મધ્યાહ્નસમયે એક વૃક્ષની નિચે પાદડાનો સથારો કરી તેના ઉપર બેશી પ્રતિક્રમણ કરવા લાગ્યો

આ વખતે તેજ વૃક્ષના પાસે લતાના જથ્થામા સતાઇ રહેલા કેટલાક ચોર લોકો પરસ્પર વાત કરતા હતા કે, "આજથી ત્રીજે દિવસે અદ્ધિ ધન કનકાદિ બહુ સમૃદ્ધિવાળો સઘ આવશે, તેને લુટીને આપણે દીર્ઘકાળથી આપણી પાછળ લાગેલા દારિદ્રયને મૂળથી ઉખેડી નાખશુ વળી આપણે સઘની આગળ પાછળ રહેલા આયુદ્ધવાળી ગુભટોને ત્યા સુધી મારવા કે જ્યા સુધી અલ્પપરિવારવાળો સઘપતિ નાશી જાય" આવા વચન પોતાની સમીપે વૃક્ષની લતામા સતાઇ રહેલા બહુ ચોરોના સાભળી શોકથી વ્યાપ્ત થએલો રાજા મનમા વિચાર કરવા લાગ્યો કે, "આ ચોરો અદ્ધિ વિશ્રામ કરવા રહેલા છે, તેઓ નિશ્ચે સઘને લુટી અનર્થ કરશે, વળી સઘમા સાધુ સાધ્વી વિગેરે હશે તેમને પણ દુ ખ પમાડશે પૂર્વે ધર્મરુચિ નામના અનગારને આ ચોર લોકોએ લુટયો છે, તો હુ એકલો એ સઘનુ શી રીતે રક્ષણ કરી શકીશ?' આ પ્રમાણે વિચાર કરતો એવો રાજા જેટલામા ત્યાજ બેઠો છે તેટલામા દીવીવાળા માણસોસહિત કેટલાક આયુદ્ધધારી સુભટો ત્યા આવી પહોચ્યા, તેમાના કેટલાકે રાજાને જોઇને કહ્યુ કે, "આ ચોર છે" અને કેટલાકે તેનુ રૂપ જોઇને કહ્યુ કે, "એ ચોર નથી પણ મહાપુરૂષ છે" પછી સુભટોએ રાજાને પૂછ્યુ - "હે સત્પુરૂષ! તે કોઇ પણ ચોરને વાતો કરતા સાભળ્યા અથવા જતા દીઠા છે? તે ચોર સઘને લુટનારા સભળાય છે, જો ત્હારા

જાણવામાં હોય તો કહે. કેમકે અહિંથી દશયોજન ઉપર શ્રીપુર નામનું નગર છે, ત્યાના રિપુમર્દન રાજાએ સંઘનું રક્ષણ કરવા માટે અને તે ચોરોનો વધ કરવા માટે અમને મોકલ્યા છે; માટે જો તું જાણતો હોય તો અમને કહે; જેથી હે મહાભાગ! અમે તે ચોરોને મારી નાંખી યશ અને સંઘને રક્ષણ કરવાનું પુણ્ય મેળવીએ."

ગુભટોનાં આવાં વચન સાંભળી હંસરાજા વિચાર કરવા લાગ્યો કે, "જો હું સત્ય કહું તો તે ચોરોના વધનુ પાપ મને લાગે અને જો આ સુભટોને ચોરો ન દેખાડું તો તે ચોરો સંઘને ઘાત કરવાનું પાપ મને આપશે; માટે હવે હું શું કરૂ? રાજા આવી રીતે વિચાર કરતો હતો તેવામાં તેને યુક્તિ સૂઝી આવી, તેથી તેણે ગુભટોને કહ્યું:- "હે સુભટો! મેં ચોરોને દ્રષ્ટિથી જોયા નથી, પરતુ તમારે સંઘની પાસે જવા વિલંબ કરવો યોગ્ય નથી; તમે ત્યાં જઈ સંઘનું રક્ષણ કરો. તે ચોરો પણ ત્યાં આવશે. જો તમે ઝટ સંઘની પાસે જઇ પહોંચશો તો તમને અતિ મ્હોટુ પુણ્ય થશે." રાજાનાં આવાં વચન સાંભળી મનમાં આશ્ચર્ય પામેલા સુભટો તુરત સંઘ પાસે આવ્યા. પછી ચોરો પણ લતામાંથી બહાર આવી રાજાને પ્રણામ કરી કહેવા લાગ્યા:-"આ લતામાં પરસ્પર વાતો કરતા એવા અમને જાણતાં છતાં તમે તે સુભટોને કહ્યું નહીં, તેથી તમે અમારા પ્રાણદાતાપિતા છો. ધર્મરૂપ સમુદ્રને હર્ષિત કરવામાં ચંદ્રજ્યોત્સ્નાસમાન અને પાપના સમૂહરૂપ અંધકારનો નાશ કરવામાં સૂર્યકાંતિસમાન તમારી ઉત્તમ બુદ્ધિની અમે સ્તુતિ કરીએ છીએ કે જે બુદ્ધિના પ્રભાવથી તમે અમારૂં અને સંઘનું રક્ષણ કર્યું." આ પ્રમાણે રાજાની સ્તુતિ કરી ચોરો પોતાને સ્થાનકે ગયા. પછી રાજાએ સવારમાં આગળ પ્રયાણ કર્યું. એવામાં કેટલાક અશ્વારોએ પાછળથી આવીને રાજાને કહ્યું. "હે પથિક! અમારા રાજા દંડીએ રાજપુરનગર ઉપર ચડાઈ કરી જીતી લીધું છે, તે વખતે ત્યાંનો રાજા હંસ ક્યાંઇ નાશી ગયો છે. અમારા રાજાએ તેની શોધ કરવા માટે અમને મોકલ્યા છે, માટે જો તે રાજા કયાંઇ ત્હારા જોવામાં આવ્યો હોય તો અમને કહે, અમે તેને મારી નાંખીએ." અશ્વારોનાં આવાં વચન




સાભળી રાજા વિચારવા લાગ્યો કે, "પોતાના જીવિતને માટે કોણ પુરૂષ મૃષા બોલે? ભલે મારૂં જીવિત નાશ પામે, પરંતુ હું મૃષા ભાષણ નહિ કરૂં" આવી રીતે વિચારી તેણે કહ્યું-"હે સુભટો! હું પોતે હંસરાજા છું, માટે તમારી મરજી હોય તેમ કરો." આ પ્રમાણે કહી રાજા નવકાર મંત્રનું સ્મરણ કરી જેટલામાં ત્યાં સ્થિર થઈ ઉભો રહ્યો, તેટલામાં દેવદુંદુભિના શબ્દસહિત તેના ઉપર પુષ્પવૃષ્ટિ થઈ અને "હે સત્યવાદી હંસરાજા! તું જય પામ્ય! જય પામ્ય!!" એવી આકાશવાણી થઈ પછી એક સમ્યક્દ્રષ્ટિ યક્ષે પ્રગટ થઇ રાજાને કહ્યું-'હે રાજન્! હું હારા સત્યવચનથી પ્રસન્ન થયો છું, મે હારા શત્રુવર્ગનો નાશ કર્યો છે હે નરનાથ! તું જે તીર્થપ્રત્યે જવાની ઇચ્છા કરે છે, ત્યાં યાત્રાનો દિવસ આજે છે, માટે તું મ્હારા વિમાન ઉપર બેસી જા આપણે જિનરાજને વંદના કરવા માટે સાથે જોઈએ" યક્ષના આવા વચનથી હર્ષિત થએલો રાજા દિવ્યઅલંકારવડે સુશોભિત એવા વિમાન ઉપર બેઠો પછી દેવના ગાંધર્વો જેના યશનું ગાયન કરતા હતા, અને જે યક્ષના અર્ધાસન ઉપર બેઠો હતો એવા તે હંસરાજાએ તે તીર્થમાં જઇ કલ્પવૃક્ષના પુષ્પ અને સુગંધી ચંદનથી જિનરાજનું પૂજન કરી દિવ્યનાટકથી યાત્રામહોત્સવ કર્યો પછી યક્ષ, હંસરાજાને તેના રાજપુરનગરે લઇ ગયો અને તેના શત્રુને બાંધી તેની પાસે લાવ્યો હંસરાજાએ યક્ષને વિનંતી કરી શત્રુને છોડાવ્યો પછી યક્ષે પોતાના ચાર દેવસેવકોને આજ્ઞા કરી કે, "તમારે હમેશાં આ હંસરાજાનું દિવ્યભોગથી પોષણ કરવું, કારણ રાજપુરનગરને વિષે એ પુણ્યવાન છે, માટે તેમનું પ્રયત્નવડે વિઘ્નોથી રક્ષણ કરવું" આ પ્રમાણે પોતાના દેવસેવકોને પ્રીતિથી આજ્ઞા કરી અને હંસરાજાની રજા લઈ યક્ષ સ્વર્ગપ્રત્યે ગયો હંસરાજા પણ સત્યવચનના પ્રભાવથી આ મનુષ્યભવને વિષે દિવ્યસંપત્તિ ભોગવીને અંતે સ્વર્ગલક્ષ્મી પામ્યો.

ઇતિ હંસરાજાની કથા





( શ્રી મહાવીરસ્વામી આણંદ વિગેરે શ્રાવકોને કહે છે કે:- ) હે ભવ્યજનો! તમે આ હંસરાજાનું ચરિત્ર સાંભળી ચિંતામણી સરખા બીજા વ્રતને વિષે નિરંતર આદર કરો. જો શક્તિ હોય તો શ્રાવકે સર્વથા મૃષાભાષણ કરવું નહીં, પરંતુ જો શક્તિ ન હોય તોપણ યતના તો કરવી. વળી જો સર્વ પ્રકારે નિયમ કરવાની શક્તિ ન હોય તોપણ શ્રાવકે આ પાંચ પ્રકારના મૃષાભાષણને ત્યજી દેવું; કારણ કે શ્રાવક તે પાંચ પ્રકારનું મૃષાભાષણ કરવાથી બીજા વ્રતનો ભંગ કરે છે. તે પાંચ પ્રકારનું મૃષાભાષણ આ રીતે:—

૧ કન્યા સબંધી મૃષાભાષણ, ૨ ગાય સંબંધી મૃષાભાષણ, ૩ ભૂમિ સબંધી મૃષાભાષણ, ૪ ખોટી સાક્ષી પૂરવા સંબંધી મૃષાભાષણ, ૫ થાપણ ઓળવવા સબંધી મૃષાભાષણ. શ્રાવકે આ પાંચ પ્રકારના મૃષાભાષણને ત્યજી દેવું.

પછી આણંદશ્રાવકે શુદ્ધ ચિત્તથી બીજું મૃષાવાદ વિરમણવ્રત ગ્રહણ કર્યું. શ્રી વીરપ્રભુએ બીજા વ્રતનો આલાવો આણંદશ્રાવકને કહ્યો. તે આ પ્રમાણે:—

थूलगं मुसावायं समणोवासगो पच्चक्खाइ, से मुसावाए पंचविहे पन्नत्ते ॥ तंजहा ॥ कन्नालिए गवालिए भूमालिए नासवहारे कुडसक्खिज्जे ॥ थूलगमुसावायवेरमणस्स समणोवासएणं इमे पंच अइआरा जाणियव्वा न फासियव्वा, न समायरिअव्वा ॥ तंजहा ॥ १सहसाभ्भक्खाणे २रहस्साभ्भक्खाणे ३सदारमंतभ्भेए ४मोसुवएसे ५कूडलेहकरणे ॥

અર્થ:—શ્રાવક સ્થૂલ મૃષાવાદનું પચ્ચખાણ કરે છે, તે મૃષાવાદ પાંચ પ્રકારનો છે. ૧ કન્યા સંબંધી, ૨ ગાય સબંધી, ૩ ભૂમિ સંબંધી, ૪ થાપણ ઓળવવા સંબધી ૫ ખોટી સાક્ષી સંબંધી. શ્રાવકે સ્થૂલ મૃષાવાદ વિરમણવ્રતના પાંચ અતિચાર જાણવા, પણ તે આચરવા નહીં. તે પાંચ અતિચાર આ પ્રમાણે:—

૧ વિચાર કર્યા વિના બોલવુ, ૨ કોઇનો ગુપ્ત વિચાર બી જાને કહેવો, ૩ પોતાની સ્ત્રીની ગુપ્ત વાત પ્રગટ કરવી, ૪ કોઇને ખોટો ઉપદેશ કરવો, ૫ ખોટા લેખ કરવા શ્રાવકોએ આ પાચ અતિચારો જાણવા, પણ તે આચરવા નહી

પછી શ્રી વીર પ્રભુએ આણંદશ્રાવકની આગળ ત્રિજુ અદત્તાદાનવ્રત કહેવાનો આરંભ કર્યો –"જે પુણ્યવંત પુરૂષો કોઇના ભૂમિ ઉપર પડેલા અથવા ખોવાઇ ગએલા દ્રવ્યને લેતા નથી, તે પુરૂષોને આ લોકમા તથા પરલોકમા યશ, ધર્મ અને સર્વ પ્રકારના સુખો પ્રાપ્ત થાય છે અને જે પુરૂષો આ લોકમા બીજાના દ્રવ્યને ગ્રહણ કરે છે તેઓને પરભવે તે ચોરરૂપ વિષવૃક્ષના ફળરૂપ વધ, બંધન અને મારણ વિગેરે અનંત નરકાદિ તીવ્રદુખો ભોગવવા પડે છે જે ધન્ય પુરૂષોએ પરદ્રવ્યને ન ગ્રહણ કરવાનો નિયમ લીધો છે, તે પુરૂષોને લક્ષ્મીપુંજની પેઠે સર્વ પ્રકારની સંપત્તિ આવી મળે છે" પ્રભુના આવા વચનસાભળી આણંદશ્રાવકે પૂછ્યુ –'હે ભગવન્! તે લક્ષ્મીપૂંજ કોણ હતો? તેણે ત્રીજુ અદત્તાદાનવ્રત શી રીતે ધારણ કર્યું હતુ? અને તે અચળલક્ષ્મી શી રીતે પામ્યો?" તેવારે પ્રભુએ કહ્યુ "હે આણંદ! જગતને આશ્ચર્યકારી એવુ તે લક્ષ્મીપુંજનુ ચરિત્ર સાવધાનમનથી સાભળ.

## અદત્તાદાનરૂપ ત્રીજા વ્રત ઉપર

## લક્ષ્મીપુંજની કથા

આ ભરતક્ષેત્રને વિષે પોતાની સમૃદ્ધિથી સર્વ નગરોને નિસ્તેજ કરનારૂ હસ્તિપુર નામનુ નગર છે, ત્યા અતિ દરિદ્રી અને જિનધર્મી એવો કોઇ સુધર્મ નામનો વણિક રહેતો હતો જીવાદિ નવતત્વનો જાણ એવો તે વણિક કોડી કોડીની કાઇ કાઇ વસ્તુ વેચીને હમેશા દુખથી પોતાની આજીવિકા કરતો હતો, તેને બહુ ગુણવાળી ધન્યાનામની સ્ત્રી હતી

એક દિવસ તે ધન્યાએ સ્વપ્નામા પાદડે પાદડે વિવિધ પ્રકા

રની અહા સમૃદ્ધિથી દેદીપ્યમાન, દેવતાએ કરેલા નાટક અને ગીત વિગેરેથી પ્રસન્ન સુખવાળી, કમળ ઉપર બેઠેલી અને જિનરાજનુ પૂજન એવો લક્ષ્મીદેવીસહિત એક કમળનું તળાવ દીઠું. રાત્રીમાં આવું સ્વપ્ન જોઇ જાગી ગએલી અને હર્ષ પામેલી ધન્યાએ તરત તે વાત પોતાના પતિને કહી. ત્યારે પતિએ કહ્યું:-હે પ્રિયા! તને ગુણવાન્, શ્રીમાન્, કલ્યાણકારી, જિનેશ્વરનો ભક્ત, દારિદ્રને દૂર કરનાર અને મ્હોટી કીર્તિવાળો પુત્ર થશે." પતિનાં આવાં વચન સાંભળી પોતાના આત્માને ધન્ય માનતી એવી તે ધન્યાએ બાકીની રાત્રી શ્રી જિનેશ્વરના ગુણ ગાવામાં ગાળી. બીજે દિવસે ગર્ભના પ્રભાવથી સુધર્મવણિકને વેપાર કરતાં બમણો લાભ થયો. આવી રીતે વેપાર કરતાં વૃદ્ધિ પામેલા ધનથી સુધર્મને પ્રથમ થોડું સુખ મળ્યું.

એક દિવસ ધન્યાના શરિરની મનોહર કાંતિથી ઉત્તમ ગર્ભને જાણી હર્ષને લીધે જેના શરીરનાં રૂવાડાં ઉભાં થયાં હતાં એવો તે સુધર્મ વિચાર કરવા લાગ્યો કે, "મારા ઘરને વિષે સંપત્તિ બહુ થોડી છે અને આ ગર્ભ બહુ ઉત્તમ છે, તેથી હું આ ગર્ભને યોગ્ય એવો સીમંતનો ઉત્તમ ઉત્સવ શી રીતે કરીશ?" આ પ્રમાણે ચિંતા કરતાં આર્તધ્યાનમાં ડુબી ગએલો સુધર્મ નિચી દૃષ્ટિ કરી જેટલામાં પગના અંગુઠાથી પૃથ્વીને ખોદવા લાગ્યો, તેટલામાં તેણે મણિ અને સોનાથી ભરેલુ એવુ એક મ્હોટું ભોંયરૂં દીઠું; તેથી તે ફરી વિચારવા લાગ્યો કે, "નિશ્ચે આ ગર્ભનો પ્રભાવ દેખાય છે." પછી તેણે તેમાંથી દ્રવ્ય લઇ તેના વડે ઇંદ્રના ભવનસરખો મનોહર સાત માળનો એક મ્હોટો મહેલ ચણાવ્યો અને રૂપથી રતિસમાન અને ગુણથી કોઈની ઉપમા ન આપી શકાય એવી ઉત્તમ બુદ્ધિવાળી દાસીયો રાખી. પછી તેણે સીમંતનો એવો મ્હોટો ઉત્સવ કર્યો કે જેથી નગરના સર્વે માણસો મનમાં આશ્ચર્ય પામીને કહેવા લાગ્યા કે, "અહો! આતે એણે શું કર્યું?" પછી જેમ કુવામાંથી પાણી કાઢવા માંડે તેમ તે સુધર્મે ભોંયરામાંથી દ્રવ્ય કાઢવા માંડ્યું, પણ તે અક્ષય નવનિધાનની પેઠે ખુટ્યું નહીં. વળી ધન્યાને જે જે વખતે જે જે ડોહોળાઓ

 

 

ઉત્પન્ન થયા તે તે વખતે તેણે તે તે ડોહોળાઓ પુરા કર્યા પછી ધન્યાએ શુભ દિવસે અને સારા લગ્નને વિષે અતિ કાંતિવાળા પુત્રને જન્મ આપ્યો તેવારે સુવર્મે બહુ પ્રકારના દાન આપવાથી અને વિવિધ પ્રકારના ગીત તથા વાજીત્રાદિકથી પુત્રનો જન્મ મહોત્સવ એવો ઉત્તમ કર્યો કે જેથી સર્વે લોકો વિસ્મય પામ્યા.

પછી પિતા સુવર્મે લક્ષ્મીના પુંજ (ઢગલા) સરખા તે પુત્રને જોઇ તેનું મ્હોટો ઉત્સવ કરીને લક્ષ્મીપુંજ નામ પાડયું તે લક્ષ્મીપુંજ જે વખતે જે જે વસ્તુનો મનોરથ કરે તે તે વસ્તુ તરત આવી મળવાથી જરાપણ દુ ખ ન પામતો કામદેવની પેઠે મ્હોટો થવા લાગ્યો. વળી દુ ખનો લેશ પણ ન ઉત્પન્ન થવાથી તે બાળક કયારે પણ રોતો નહિ, તેથી તેના માતા પિતા હમેશા સુખી રહેતા હવે સર્વ પ્રકારની કળાઓનો અભ્યાસ કરતો અને બીજના ચંદ્રની પેઠે વધતો એવો તે પુત્ર અનુક્રમે સર્વે લોકોના નેત્રોને પ્રિય થઈ પડયો પછી આઠ દિશાઓથી આવેલા આઠ શેઠીયાઓએ પોતપોતાની પુત્રી તે લક્ષ્મીપુંજ સાથે પરણાવી ઉત્તમ રૂપવાળા લક્ષ્મીપુંજે રત્નથી બનાવેલા ભુવનમા નિવાસ કરવાથી તાઢ, તડકો, અંધકાર વિગેરે કાંઈપણ જાણ્યુ નહોતુ વળી લોકમા જે જે પ્રીતિ કરનારી વસ્તુ હતી તે તે સર્વ તેણે ભોગવી હતી, અને જે જે દુ ખ કરનારી વસ્તુ હતી તે તે તેણે સ્વપ્નમા પણ દીઠી નહોતી પોતાની સ્ત્રીઓએ કરેલા ગીત ગાયનને સાભળવાથી જેને અનહદ આનંદ ઉત્પન્ન થતો હતો એવા તે લક્ષ્મીપુંજે અનુત્તરવિમાનમા નિવાસ કરનારા દેવતાની પેઠે સુખમા ગયેલા બહુ કાળને જાણ્યો નહીં

એક દિવસ શય્યામા સૂતેલો લક્ષ્મીપુંજ "મને આ અણચિંતવેલી ભોગસપત્તિ શાથી મળી?" એવો વિચાર કરતો હતો, એવામા દિવ્ય શરીરવાળો અને દિવ્યવસ્ત્ર તથા ઘરેણાથી સુશોભિત એવો કોઇ દેવતા પ્રગટ થઈ તેની આગળ હાથ જોડી આ પ્રમાણે કહેવા લાગ્યો —



મનોહર ગુણસમૂહરૂપ કલ્પવૃક્ષના વનરૂપ હે લક્ષ્મીપુંજ !



 

અહિંથી કેટલેક દૂર મણિરત્નોના સમૂહથી ભરપુર એવું લક્ષ્મીપુર નામનું નગર છે, ત્યાં ગુણધર નામનો સાર્થવાહ વસે છે. એક દિવસ કાંઇ કાર્ય નિમિત્તે વનમાં ગયેલા તે બુદ્ધિમાન ગુણધરસાર્થવાહે એક મુનિને દીઠા, તે વખતે શાંત એવા વિદ્યાધરો તેમની આગળ બેશીને ધર્મ સાંભળતા હતા, ત્યાં ગુણધરસાર્થવાહ પણ ત્રણ પ્રદક્ષિણાપૂર્વક મુનિને નમસ્કાર કરી તેમની આગળ બેઠો. તેવારે મુનિએ કહ્યું:-"હે ભવ્યજનો! આ સંસારમાં પરદ્રવ્યહરણ (ચોરી) મૃત્યુથી પણ અધિક દુઃખ આપનારી છે; માટે પુણ્યના અર્થી પુરૂષોએ કયારે પણ ચોરી કરવી નહીં." મુનિનાં આવાં વચન સાંભળી વિદ્યાધરોની સભામાં અતિ પવિત્ર આત્માવાળા ગુણધરસાર્થવાહે ગુરૂ પાસે અદત્તાદાન વિરમણવ્રત લીધું. પછી તે ગુરૂને નમસ્કાર કરી નગરમાં આવ્યો.

કોઇ એક દિવસ ગુણધરસાર્થવાહ ધન મેળવવાની ઇચ્છાથી સાર્થ તૈયાર કરી પાંચસે ગાડાં સાથે લઈ પરદેશ જવા નિકળ્યો. અનુક્રમે સાર્થ એક મ્હોટા અરણ્યમાં આવી પહોંચ્યો, જો કે ગુણધરસાર્થવાહ ઘોડા ઉપર બેસતો હતો, તોપણ તે આ વખતે ધુળ ઉડવાના ભયથી પગે ચાલતો હતો. આગળ જતાં તેણે પૃથ્વી ઉપર પડેલી અને લાખ દ્રવ્યની કીંમતવાળી એક મણિમાળા દીઠી, પરંતુ તે તેણે વ્રતના ભંગથી લીધી નહીં, તેમ તેના સામું પણ જોયું નહીં. વળી "શું સાર્થ દૂર ગયો ? કારણ તેનો ગાઢ શબ્દ દૂર સંભળાય છે." એવો વિચાર કરી જેટલામાં ગુણધરસાર્થવાહ ઘોડા ઉપર બેશી ઉતાવળથી જવા લાગ્યો, તેટલામાં ઘોડાની ખરીથી ઉખડેલી ભૂમીમાં સોનામહોરથી ભરેલો એક તાંબાનો ઘડો દીઠો, તે પણ તેણે વ્રતભંગના ભયથી ત્યજી દીધો. પછી તેણે ફરી ઘોડાને જેટલામાં વેગથી ચલાવા માંડયો તેટલામાં તે ઘોડો રૂધિર વમી તુરત મૃત્યુ પામ્યો, તેથી પાપથી બહુ ભય પામતો એવો તે ગુણધરસાર્થવાહ વિચાર કરવા લાગ્યો કે, "હાય હાય! મેં આ ઘોડાને ઉતાવળો ચલાવવા માંડયો તેથી તે મૃત્યુ પામ્યો. જે પુરૂષ આ મ્હારા ઘોડાને જીવતો કરે તેને હું નિશ્ચે મ્હારૂં સઘળું ધન આપું." આવી રીતે વિચાર કરતો તે સાર્થવાહ પગવડે ઉતાવળો




ચાલવા લાગ્યો આગળ જતાં તે મહા અરણ્યમાં ભૂલો પડયો અને બહુ તરસ્યો થવાથી આમ તેમ ભટકતાં પાણીની શોધ કરવા લાગ્યો, એવામાં તેણે એક ઝાડ સાથે લટકતી પાણીની ભરેલી મશક દીઠી, તેથી તે બહુ હર્ષ પામ્યો પછી ગુણધરસાર્થવાહે "આ પાણીની ભરેલી મશક કોની છે?" એમ જેટલામાં ઊંચા સાદથી કહ્યું, તેટલામાં તેજ ઝાડની ડાળ ઉપર ઉત્તમ પાંજરામાં બેઠેલા એક પોપટે કહ્યું –"હે સત્પુરૂષ ! મ્હારો સ્વામી એક ઉત્તમ વૈદ્ય હોવાથી તે ઔષધિ લેવા માટે અહિંથી દૂર ગયેલો છે, તેની આ મશક છે, એમ તું જાણ્ય" વળી પોપટે કહ્યું –"હે ભદ્ર ! તું બહુ તરસ્યો થયેલો જણાય છે, તો આ મશકમાંથી પાણી પી તું તે વાત કોઈને કહીશ નહીં" પોપટના આવા વચન સાંભળી શુદ્ધ બુદ્ધિવાળા અને ત્રીજા વ્રતના ભંગથી ભય પામતા એવા ગુણધરસાર્થવાહે બન્ને હાથથી પોતાના બન્ને કાન ઢાંકીને કહ્યું – "હે પોપટરાજ ! મ્હારા પ્રાણ તરસથી જતા હોય તો ભલે જાય, પરંતુ હું અદત્તવસ્તુ નહિ લઉં, કારણ કે અદત્તવસ્તુ લેવાથી મહા પાપ થાય છે" ગુણધરસાર્થવાહ આવાં વચન કહી અને સ્થીર મનને ઉભો રહી જેટલામાં જુએ છે, તેટલામાં તેણે પાંજરૂં અને પોપટ એ બેમાંથી એકેને દીઠું નહીં, પરંતુ કોઈ પુરૂષ પ્રગટ થઈ તેને કહેવા લાગ્યો –

"હે ઉત્તમ પુરૂષ ! વૈતાઢયપર્વત ઉપર વિપુલા નામની નગરી છે, ત્યાં સૂર્ય નામનો વિદ્યાધર હું પોતે નિવાસ કરૂં છું, મ્હારા પિતાએ દીક્ષા લીધી છે, તે હમણાં તમારા નગરના ઉદ્યાનમાં આવ્યા હતા, તેમને વંદના કરવા હું ગયો હતો હે ભદ્ર ! મને પારકું અગણિત ધન લઈ લેવાની બુદ્ધિ થઈ હતી, તેથીજ મ્હારા પિતાએ તે વખતે ત્રીજા વ્રત સંબંધી ધર્મદેશના આપી હતી પછી મુનિ પાસે તે અત્રતાદાન વિરમણવ્રત લીધું, તેથી હું મનમાં બહુ આશ્ચર્ય પામી વિચાર કરવા લાગ્યો કે, "અહો ! આ વેપારી દ્રવ્યને માટે બહુ દૂર દેશમાં જાય છે છતાં તે પારકું અગણિત દ્રવ્ય દીઠું હોય તોપણ ન લે એ બહુ આશ્ચર્ય છે, તો હું એ સાર્થવાહની નિશ્ચે પરિક્ષા કરીશ." આવી રીતે વિચાર કરી અદૃશ્ય




રહેલા મેં આજે અવસર જોઈ તને રત્નની માળા અને મ્હોટો નિધિ બતાવ્યો, તોપણ ત્હારૂં મન જરાપણ લોભથી વિટંબના પામ્યું નહીં. પછી મે તને ઘોડાનું મરણ દેખાડયું, અને છેવટ તરસ્યા થએલા તને મૃત્યુને સમય પાસે આવ્યે પાણીની ભરેલી મશક બતાવી, તોપણ તેં જરા લોભ કર્યો નહીં." આ પ્રમાણે કહીને સૂર્યવિદ્યાધરે પોતાના સેવકો જે અદ્દશ્ય રહેલા હતા તેઓને પ્રગટ કર્યા, અને તેમની પાસે મણિની માળા, નિધાન, ઘોડો અને બીજું બહુ ધન મગાવી ગુણધરસાર્થવાહની આગળ મૂકયું, તથા તેને તે સર્વ વસ્તુસહિત તેના (ગુણધર સાર્થવાહના) વિયોગથી વ્યાકુલ એવા સાર્થને વિષે તરત પહોંચતો કર્યો.

પછી ગુણધર સાર્થવાહે "તમે આ ધન કયાંથી આણ્યુ છે ?" એમ પૂછયું, એટલે વિદ્યાધરે કહ્યું કે, "એમાં કાંઇક ધન મ્હારૂં પોતાનું છે અને કાંઇક કુતુહળે કરીને લોકો પાસેથી આણેલુ છે." હે ભદ્ર! મેં મારા પિતા મનિના ઉપદેશથી ચોરી ત્યજી નહોતી તે આજે ત્હારૂં આચરણ જોઇ ત્યજી દીધી છે; આ કારણથી તું મારો ગુરૂ થયો છું, અને આ દ્રવ્ય મેં ગુરૂની પૂજા નિમિત્તે કરેલું છે." તેવારે ગુણધરસાર્થવાહે કહ્યું:-"હે ભદ્ર! તેં જેનું જેનુ તે ધન લીધું છે, તેને તેને પાછુ આપ." સાર્થવાહનાં તે વચન માની સૂર્યવિદ્યાધરે તેમ કર્યું. પછી ગુણધરે પોતાનું સઘળું ધન વિદ્યાધરની આગળ મૂકીને કહ્યું:-"તું આ મ્હારૂં સઘળુ ધન લે, કારણ મેં પ્રથમ એવી પ્રતિજ્ઞા કરી છે કે, "જે પુરૂષ મ્હારા ઘોડાને જીવતો કરે તેને હુ મ્હારૂં સઘળું ધન આપું." ત્યારે વિદ્યાધરે કહ્યું:-"હે સારા ભાગ્યવાળા! તેં આ અઘટિત કહ્યું, હું ત્હારો દેવાદાર છુ, માટે એ ધન હુ નહીં લઉં. હે ભાગ્યશાળી! હું ત્હારા ઉપદેશનો દેવાદાર શી રીતે છુટું? અને મ્હારી પોતાની માયાને માટે ત્હારૂં ધન પણ શી રીતે લઉં? માટે તું મ્હારૂં ધન લે, પરંતુ હું ત્હારૂં ધન નહીં લઉં. હે સાર્થપતિ! જ્યારે તું મ્હારૂ ધન લેતો નથી અને હું ત્હારૂં ધન લેતો નથી તો પછી આ ધનનો સ્વામી કોણ થશે." વિદ્યાધરનાં વચન સાંભળી-ગુણધરે કહ્યું:-"એ ધનનો અધિપતિ ધર્મ છે, કારણ ધર્મ પ્રસન્ન થાય ત્યારે તે ત્રણ

લાભનો લક્ષ્મી આપે છે, તો આ સંપત્તિઓ પણ તેનીજ છે માટે ચાન, તીર્થંકરોએ કહેલા અને જગતના અધિપતિ એવા ધર્મને વિષે લક્ષ્મીને વાપરવી મહાફળ કહીએ" ગુણધર સાર્થવાહના આવા વચન વિચારીને હર્ષથી માન્યા અને પછી તે બન્ને જણાએ ભાવથી માતપિતાને વિષે સર્વ ધન વાપર્યું

(દેવતા લક્ષ્મીપુંજને કહે છે કે) -હે ભદ્ર! પછી તે ગુણધર સાર્થવાહ ધર્મધ્યાનથી મૃત્યુ પામી તું લક્ષ્મીપુંજ થયો અને તે મૂર્તિ સાધુના ઉપદેશથી અદત્તાદાન ત્યાગ કરી આયુષ્ય પૂર્ણ થયે મૃત્યુ પામીને તે વ્રતના પ્રભાવથી વ્યંતરદેવતાનો રાજા થયો ત્હારા પૂર્વભવના પુણ્યની શક્તિથી વશ થએલો તે દેવતા ત્હારા જન્મસમયથી આરંભીને તને જે જે વસ્તુ જોઇયે તે તે આપીને રખને વખત હર્ષ પમાડે છે તે હું પોતે વ્યંતરદેવતા છું.'

વ્યંતરદેવતાના આવા વચન સાંભળી લક્ષ્મીપુંજ તરત મૂર્છા પામ્યો અને સાવચેત થયો, પછી જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થવાને લીધે બહુ હર્ષ પામેલા તેણે પોતાનો પૂર્વભવ જોઇ વૈરાગ્યવાસીત થઇ દીક્ષા લીધી અનુક્રમે શુભભાવથી ચારિત્ર પાળી તે લક્ષ્મીપુંજ અચ્યુતદેવલોકને વિષે દેવતા થયો ત્યાંથી ચવીને મનુષ્યભવ પામી, તે ભવમાં દીક્ષા લઇ મોક્ષપદ જશે.

ઇતિ લક્ષ્મીપુંજની કથા

---

(શ્રી વીરપ્રભુ કહે છે કે) -હે ભવ્યજનો! સર્વ પ્રકારની લક્ષ્મીને મેળવનારા લક્ષ્મીપુંજ સાર્થવાહનું આ દ્રષ્ટાંત સાંભળીને તમે સર્વ પ્રકારે અદત્તાદાનનો નિયમ કરો.

પ્રભુના આવા વચન સાંભળી આણંદશ્રાવકે કહ્યું -"હે ભગવન્! મને આ ત્રીજું વ્રત આપો.' તેવારે પ્રભુએ તેને આવા પ્રકારનું ત્રીજું વ્રત ઉચ્ચરાવ્યું તે આ પ્રમાણે

थूलग अदत्तादाणं समणोवासत्र पच्चक्खाइ । से अदत्तादाणे दुविहे पन्नते ॥ त जहा ॥ सचित्तादाणे

अचित्तादाणेअ । तदतिचारानाह ॥ थूलग अदत्तादाण वेरमणस्स समणोवासएणं पंच अइआरा जाणियव्वा न फासियव्वा ॥ तं जहा ॥ [1]तेनाहडे [2]तक्करप्पओगे [3]विरुधरज्जाइक्कमे [4]कूडतुलकूडमाणे [5]तपडिरुवगववहारे ॥

શ્રાવક સ્થૂલ અદત્તાદાનનું પચ્ચખાણ કરે છે, તે અદત્તાદાન બે પ્રકારનું છે. એક સચિત્ત અદત્તાદાન અને બીજું અચિત્ત અદત્તાદાન. (તેના પાંચ અતિચાર કહે છે.) શ્રાવકે સ્થૂલ અદત્તાદાન વિરમણવ્રતના પાંચ અતિચાર જાણવા, પણ તે આચરવા નહીં. તે અતિચાર આ પ્રમાણે.

૧ ચોર લોકે ચોરી આણેલી વસ્તુ લેવી; ૨ ચોર લોકની સાથે વેપાર કરવો; ૩ રાજયવિરૂદ્ધ કાર્ય કરવુ; ૪ ખોટાં માપ તથા તોલ રાખવાં; ૫ સારી નરસી વસ્તુનો સેગભેગ કરવો. આ પાંચ અતિચારો શ્રાવકે ત્યજી દેવા.

પ્રભુનાં આવાં વચનથી બહુ હર્ષ પામેલા આણંદશ્રાવકે જિનેશ્વરને કહ્યું:—"હે દયાના સમુદ્ર! મને ચોથું વ્રત સંભળાવો." તેવારે શ્રી જિનશ્વરપ્રભુએ કહ્યું:—"હે શ્રાવક! ચોથા વ્રતમાં સાધુઓને સર્વ સ્ત્રીઓનો નિષેધ છે, અને શ્રાવકને પોતાની સ્ત્રી વિના બીજી સર્વ પરસ્ત્રીઓનો નિષેધ છે. શ્રાવક મન, વચન અને કાયાએ કરીને પરસ્ત્રીનેત્યજી દે છે, અને શ્રાવિકા પરપુરૂષને ત્યજી દે છે. જે સ્ત્રી મન, વચન અને કાયાએ કરીને પરપુરૂષને ત્યજી દે-છે, તે સ્ત્રી ત્રણ લોકમાં પૂજવા યોગ્ય અને મદિરાવતીની પેઠે સર્વ સંપત્તિનું સ્થાન થાય છે. તે મદિરાવતીની કથા આ પ્રમાણે.

## ચોથાવ્રતરૂપ મૈથુન ઉપર
## મદિરાવતીની કથા.

જેનો પ્રતાપરૂપસૂર્ય મધ્યરાત્રીને વિષે પણ પ્રકાશ કરતો હતો એવો અને રાજાઓમાં મુકુટમણિરૂપ રિપુમર્દન નામનો રા-




જા ક્ષિતિપ્રતિષ્ઠિતનગરને વિષે રાજ્ય કરતો હતો, તેને સૌભાગ્યથી ઉત્તમ શરીરવાળી, શીલાદિ નિર્મળ ગુણોના મંદિર સમાન અને ગાઢ સ્નેહવાળી મદનરેખા નામની સ્ત્રી હતી પૂર્વ જન્મને વિષે કરેલા પુણ્યને લીધે નિરંતર વિષયસુખ ભોગવતા એવા તે સ્ત્રી પુરૂષને ઉત્તમ કાંતિવાળી મદિરાવતી નામની પુત્રી થઈ હતી તે મદિરાવતી દિવસે દિવસે ચંદ્રની કળાની પેઠે વૃદ્ધિ પામતી અનુક્રમે પુષ્પની કળીની પેઠે માણસોના મનને મોહ પમાડનારી યૌવનાવસ્થા પામી

એક દિવસ રિપુમર્દન રાજા સભામાં બેઠો હતો એવામાં મદનરેખાએ પુત્રીને ઉત્તમ શણગાર પહેરાવી સભામાં મોકલી. પુત્રીને જોઈ હર્ષિતચિત્તવાળા રાજાએ તેને પોતાના ખોળામાં બેસાડી અને ઐશ્વર્યથી મદોન્મત્ત થઈ સભાના લોકોને પુછ્યું — "હે સભાજનો! આવી દીવ્ય સમૃદ્ધિવાળી અને સ્વભાવિક મનોહર કોની સભા છે? વળી ક્હેવાથી અધિક આવી ઉત્તમ શોભાવાળું કુટુંબ પણ કોનું છે? તે મને કહો" ત્યારે લોકોએ કહ્યું — "હે સ્વામિન્! સભા અને કુટુંબ જેવું આપનું શોભે છે તેવું બીજા કોઈ રાજાનું દેખાતું નથી" લોકોના આવા વચન સાંભળી પુત્રી મદિરાવતીએ કાંઈક હસીને માથું ધૂણાવ્યું તે વારે રાજાએ તેને પૂછ્યું —"હે પુત્રી! તેં ત્હારૂં માથું શામાટે ધૂણાવ્યું?" ત્યારે પુત્રીએ કહ્યું — "હે તાત! સાવધાન થઈને સાંભળો આ માણસો જે કહે છે તે ફક્ત તમારા ચિત્તને પ્રસન્ન કરવા માટે છે, પરંતુ તે સર્વ ખોટું છે, કારણ કે તરતમયોગથી રાજાઓ વિવિધ પ્રકારના હોય છે" પુત્રીના આવા વચનથી રાજાએ સભાના માણસોને ફરીથી પૂછ્યું —"હે સભાજનો! તમને આવું સુખ કોના પ્રસાદથી મળ્યું છે?" લોકોએ કહ્યું "મહારાજ! આપના પ્રસાદથી અમને સુખ પ્રાપ્ત થયું છે કલ્પવૃક્ષવિના બીજો કોણ ઈચ્છિત સુખ આપવા સમર્થ થાય? અર્થાત્ કોઈ ન થાય" તે વારે કન્યાએ કહ્યું —"અરે મુર્ખ લોકો! તમે ખોટું કેમ બોલો છો? જીવ શુભ અથવા અશુભ કર્મના વશથી સારૂં અથવા ખોટું ફળ પામે છે" પુત્રીના આવા વચન સાંભળી તેને પોતાની વૈરિણી




માનતા એવા રાજાએ કહ્યુ. “હે પુત્રી! તું કોનાથી સુખ ભોગવે છે?” ત્યારે પુત્રીએ કહ્યું:—હે તાત! મેં પૂર્વભવને વિષે શુભ કર્મ કર્યું છે, તેથી હું આ મ્હોટું સુખ ભોગવું છુ. હે તાત! જો તમે એમ જાણતા હો કે સર્વ લોકોના સુખનું કારણ હું છુ, તો તમે તમારા સઘળા સેવકોને બહુ સુખ કેમ નથી આપતા? હે દેવ! કેટલાક તમારા સેવકો હાથી, ઘોડા ઉપર બેસીને જાય છે, કેટલાક પાલખીમાં બેસીને જાય છે અને કેટલાક દુઃખી સેવકો તમારી આગળ દોડે છે; માટે જે માણસે પૂર્વભવમાં જેટલું કર્મ કર્યું હશે તેને તેટલુંજ સુખ આપવાને તમે સમર્થ છો. પાપીઓને સુખ આપવા સમર્થ નથી, એ તમારે નિશ્ચે જાણવું. હું પણ પૂર્વભવના પુણ્યથીજ તમારા કુળમાં ઉત્પન્ન થઇ છું અને તેથીજ મને આવી સુખસામગ્રી મળી છે.” પુત્રીનાં આવાં વચનથી ક્રોધ પામેલા રાજાએ કહ્યું:-“અરે મૂઢ! આ તું શુ બોલે છે? તું નિશ્ચે પુત્રીરૂપે મ્હારી શત્રુ દેખાય છે. મ્હારી કૃપાથી દરિદ્રી ધનવાન, ધનવંત દરિદ્રી અને ભોગી ભોગરહિત થાય છે. જો તું મ્હારો પ્રસાદ માનીશ તો હું તને ઉત્તમ રાજાની સાથે પરણાવીશ, નહિં તો અતિ દીન, દુઃખી અને કઢ્ઢપાની સાથે પરણાવીશ.” આવાં વચન સાંભળી મદિરાવતીએ હસીને કહ્યું.-“હે તાત! તમે મને મ્હોટા રાજાની સાથે પરણાવશો, પરંતુ જો મ્હારૂ પુણ્ય નહીં હોય તો તે રાંક થઇ જશે અને જો મ્હારૂં પૂર્વપુણ્ય હશે તો મને રાંકની સાથે પરણાવશો તોપણ તે રાજા થશે, માટે તમે સંસારરૂપ વૃક્ષના મૂળરૂપ ગર્વને ત્યજી દો.”

પછી ક્રોધથી રાજાએ પોતાના સેવકોને આજ્ઞા કરી કે, “હે સેવકો! તમે નિચકુળમાં ઉત્પન્ન થએલા, દરિદ્રી અને દુર્ભાગી એવા કોઇ માણસને ઝટ પકડી લાવો. રાજાની આજ્ઞાથી સેવકોએ રાજમાર્ગમાં જઇ એક દરિદ્રીપુરૂષને પકડી લાવી રાજસભામાં ઉભો કરીને કહ્યુ:--“હે સ્વામિન્! અમે આપની આજ્ઞાથી આ પુરૂષને અહિં આણ્યો છે.” પછી રાજાએ ક્રોધદ્રષ્ટિથી નાક કાન વિનાના, ખરી પડેલી આંગળીઓવાળા, કોઢવાળા, જેમ પર્વત ઉપરથી પાણી ઝરે તેમ જેના શરીરથી પાચ ઝરી રહ્યુ છે એવા

અને ગર્વ અંગને વિષે પાટા બાંધેલા તે અતિ હીન, ક્ષીણ અને પુરૂ પુરૂ ગમન કરતા એવા પુરૂષને જોઇ રાજાએ પુત્રીને કહ્યું હે પુત્રી! હારા કર્મે હારા માટે આ વર આણેલા છે, માટે તેની સાથે લગ્ન કર ” રાજાના એવા વચન સાંભળી મદિરાવતીએ તુરત ઉઠી તે કોઢીયાની સાથે પાણીગ્રહણ કર્યું તેવારે સર્વે સભાજનો હાહાકાર કરવા લાગ્યા પછી રાજાએ પુત્રીના સર્વે અલંકારો ઉતારી લઇ તેને પોતાના કોઢીઆસાથેસહિત પોતાના સેવકો પાસે નગરની બહાર કઢાવી મૂકી એ અવસરને વિષે રૂચીવાળી મદિરાવતી પણ તે કોઢીયાની સાથે એક દેવમંદિરમાં જઇ ત્યાં નહિ હર્ષ અને નહિ ખેદ એવા મધ્યમભાવથી સુખે બેસીને ધર્મ ધ્યાન કરવા લાગી

આ વખતે કોઢીયાએ કહ્યુ—હે પ્રિયા! બુદ્ધિરહિત એવા રાજાએ પોતાના કુળને અઘટીત એવું આ વગરવિચારેલું કાર્ય કેમ કર્યું? ક્યાં કેરડાનું ઝાડ અને ક્યાં કલ્પલતા? ક્યાં રત્નની માળા અને ક્યાં કાંકરો? તેઓમાં જેવું મ્હોટું અંતર છે, તેવું આપણામાં પણ છે હું પૂર્વભવને વિષે કરેલા કર્મથી ઉત્પન્ન થએલા કોઢરોગ પીડા પામેલો છું અને તું અતિ લાવણ્યવાળી તથા રૂપસંપત્તિએ કરીને ભરપૂર છું, તો હારો અને મ્હારો યોગ સુખકારી શી રીતે થશે? માટે હે મુગ્ધા! તું કોઈ મ્હોટા સમૃદ્ધિવાળાને પરણ, કે જેથી તું ત્યાં જવાથી રાજહંસીની પેઠે બહુ માન પામીશ તું પોતાના શરીરને વિનાકારણ મ્હારા યોગે સર્વથી નાશ પમાડીશ નહીં ” કોઢીયાના આવાં વચન સાંભળીને રોતી એવી મદિરાવતીએ ગદ્ગદ્ વચનથી કહ્યું—“હે નાથ! આપ કુળવતી કન્યાઓને અયોગ્ય એવું વચન કેમ બોલો છો? પ્રથમ જીવોને અનંત પાપના ઉદયથી સ્ત્રીજન્મ પામે થાય છે, તેમાં કુળસ્ત્રીઓને ઉત્તમ રીતે શીળ પાળવું, એજ એમના જન્મનું નિર્મળપણું છે હે નાથ! ઘરેણાથી સુશોભિત એવી પણ સ્ત્રી જો શીળરહીત હોય તો તે શોભતી નથી આ લોકમાં અથવા તો પરલોકમાં સ્ત્રીઓને શીળ એજ ઉત્તમ આભૂષણ છે હે પ્રાણનાથ! આ સંસારમાં યૌવન, રૂપ અને લક્ષ્મી વિગેરે અને અ

નંતવાર મળ્યું, પરંતુ શીળરૂપ માણિક્યરત્ન મળ્યું નથી. રોગી અથવા નિરોગી, ધનવંત અથવા અધન એવા તમેજ આ લોકમાં મ્હારા પ્રાણનાથ છો, એથી જો વિપરીત કહેશો તો હું અગ્નિનું શરણ લઇશ; માટે હે નાથ! જો મ્હારા જીવિતની ઇચ્છા હોય તો મ્હારા દાસીના ઉપર દયા કરી ફરી આવું વચન ક્યારે પણ બોલશો નહીં."

પછી હૃદયમાં અતિ સંતોષ પામેલો અને બોલતાં અંત થએલો તે કોડીઓ અમૃતથી છંટાએલાની પેઠે ઉંઘી ગયો, તે વખતે મદિરાવતીનાં તેવાં દુઃખને ન જોઇ શકવાને લીધે હોયની! એમ સૂર્ય અસ્ત પામ્યો. પછી કાળાવર્ણવાળી રાક્ષસીએ જાણે જગતને ગળવા માંડયું હોયની! એમ દુર્જન માણસના ચિત્તની પેઠે સર્વ ઠેકાણે અંધકાર ફેલાવા માંડયું; તે વખતે મદિરાવતી પોતાના પતિના પગ ચાંપતી અને પંચપરમેષ્ઠીનું સ્મરણ કરતી જેટલામાં બેઠી હતી તેટલામાં દિવ્ય શણગારથી સુશોભિત એવા કોઇએક પુરૂષસહિત એક દેવી ત્યાં આવીને હસતે મુખે તે કન્યાને કહેવા લાગી.-"હે કન્યા! તું મને આ નગરની અધિષ્ઠાયક દેવી જાણ, ત્હારા પિતાએ ત્હારી ફોગટ વિટંબના કરી તે જોઇ હું દયાથી અહિં આવી છું. મેં આ ભાગ્યવાન્ અને રૂપવાન્ પુરૂષને અહિં આણ્યો છે, તેને તું સેવ અને આ કોડીયાને ત્યજી દે. આ ઉત્તમ પુરૂષ હમેશાં ત્હારી આજ્ઞા પ્રમાણે ચાલશે. આ પોતે મગધદેશના નરકેશરી રાજાનો નરશેખર નામે પુત્ર છે, તે પોતાના પિતાથી છાની રીતે પૃથ્વીઉપર મુસાફરી કરવા નિકળેલો છે. તું ત્હારા પોતાના ઉત્તમ યૌવનને અને ઉપમારહિત એવી રૂપ લક્ષ્મીને આ કોડીયાની સાથે નિષ્ફળ ગુમાવીશ નહીં. તું આ કોડીયાનો સંગ ત્યજી સર્વ સુખના મંદિરરૂપ આ પુરૂષને વરીને સ્વર્ગતુલ્ય મગધદેશની રાજ્યલક્ષ્મીની માલીક થા. હું તમને બંન્નેને જીવિતપર્યંત સુખસંપત્તિ આપીશ." દેવીનાં આવાં વચન સાંભળી મદિરાવતીએ મનમાં ધૈર્ય રાખીને કહ્યું:-"હે માત! તમે મ્હારા ઉપર મ્હોટી કૃપા કરી, મેં મ્હારા માતા, પિતા અને સર્વ નગરવાસી લોકોની સમક્ષ આ કોડીયાનો હાથ પકડયો છે તો



હવે બીજાને શી રીતે વરૂ ? માટે આ લોકમા તો જેના તેવા રૂપવાળો પણ આ કોઢીયો મ્હારો પ્રાણનાથ છે, નહિ તો મ્હારૂ શરણ મરણ છે. હે દેવી ! મ્હારા મનમા એટલો નિશ્ચય છે કે બીજો તો શુ ! પણ ઇંદ્રથી અધિક રૂપવાળો હોય તોપણ આ કોઢીયાને મૂકી તેને નહી વરૂ હે દેવી ! મને આ લોકમા અને પરલોકમા આ કોઢવા પુરૂષથીજ મવ મનોવાછિત ભોગસંપત્તિ મળશે, એ તુ નિશ્ચે જાણજે, માટે કૃપા કરી મ્હારા ભાગ્ય એવા આ નરશેખરને રાજ્યલક્ષ્મીસહિત તેના રાજ્યમા પહોચતો કર ”

મદિરાવતીના આવા વચનથી કોપ પામેલી દેવીએ તુરત તેને પગે પકડી આકાશમા ઉછાળી અને ત્યાથી પડતી એવી તેને ત્રીશુળ ઉપર ધારી રાખીને કહ્યુ –“ હે મુર્ખી ! તુ મ્હારા કહેવા પ્રમાણે કર, નહિ તો હુ ત્હારૂ મરણ કરીશ ” તેવારે કન્યાએ નિશ્ચળ મનથી દેવીને કહ્યુ –“ હે દેવી ! મ્હારૂ વચન સાભળ હુ પ્રાણાતે પણ શીળભ્રષ્ટ નહી થાઉ મે બહુવાર જીવિત અને યૌવન લક્ષ્મીનુ સુખ વિગેરે ઇચ્છિતવસ્તુ મેળવી છે, પરતુ ચિતામણી સમાન નિર્મળ શીળ મેળવ્યુ નથી, માટે હે દેવી ! તુ મને થોડી વાર પછી મારી નાખવાની હોય તો હમણા મારી નાખ, પરતુ હુ ત્હારૂ વચન કોઈપણ રીતે પાળવાની નથી

આ પ્રમાણે કહી મદિરાવતી જેટલામા નવકારમત્રનુ સ્મરણ કરવા લાગી તેટલામા તેણે પોતાને સુખથી ઉભેલી જોઇ, પરતુ ન દીઠી દેવીને કે ન દીઠો નરશેખરને વળી તેણે પેલા કોઢીયાને પણ ન દીઠો, પરતુ વસ્ત્ર અને ઘરેણાથી સુશોભિત એવા કોઈએક બીજા પુરૂષને દીઠો, તે વિના બીજુ કાઇ જોવામા આવ્યુ નહી. તેથી તે મદિરાવતી મનમા વિચાર કરવા લાગી કે, “ આતે શુ સ્વપ્ન છે કે સાચુ છે ? મ્હારો કોઢીયો ધણી ક્યા ગયો ? આ શુ થયુ ? આવી રીતે જેટલામા વિચાર કરે છે તેટલામા પેલા પુરૂષે કહ્યુ —

“ હે કન્યા ! મ્હારૂ ચરિત્ર સાભળ વૈતાઢ્ય નામના પર્વત ઉપર મણિપુર નામનુ નગર છે, ત્યા હુ મણિચૂડ નામનો વિદ્યાધરોનો રાજા નિવાસ કરૂ છુ એક દિવસ રાત્રીમા લોકની ચર્ચા



નમસ્કાર ગણવું, પરંતુ ગોળરૂપ અગ્નિસ્વરૂપ ગણવું નહીં. તેથી આપવા નિર્ભાગી, ભગવંત આપના અંતઃકરણમાં મ્હારા પ્રાણનાથ છો, એથી જો વિપરીત કહીશો તો હું આપનું શરણ લઈશ; માટે હે નાથ! જો મ્હારા જીવિતની ઇચ્છા હોય તો મ્હારા દાસીના ઉપર દયા કરી ફરી આવું વચન કદાપિ પણ બોલશો નહીં."

પછી હૃદયમાં શાન્તિ સંતોષ પામેલો અને ગોળનાં ભક્ષ થએલો તે કોઢીઓ અમૃતથી છંટાએલાની પેઠે ઊંઘી ગયો. તે વખતે મદિરાવતીનાં તેવાં દુઃખને ન જોઈ શકવાથી જ હોય ના! એમ સૂર્ય અસ્ત પામ્યો. પછી કાળાવર્ણવાળી રાક્ષસીની જેમ જગતને ગળવા માંડ્યું હોયની! એમ દુર્જન માણસના ચિત્તની પેઠે સર્વ ઠેકાણે અન્ધકાર ફેલાવા માંડ્યું; તે વખતે મદિરાવતી પોતાના પતિના પગ ચાંપતી અને પરમેષ્ઠીનું સ્મરણ કરતી જેટલામાં બેઠી હતી તેટલામાં દિવ્ય શણગારથી સુશોભિત એવી કોઈએક પુણ્યગર્વિત એક દેવી ત્યાં આવીને હસતે મુખે તે કન્યાને કહેવા લાગી -"હે કન્યા! તું મને આ નગરની અધિષ્ઠાયક દેવી જાણ, ત્હારા પિતાએ ત્હારી કોઈક વિટંબના કરી તે જોઈ હું દયાથી અહિં આવી છું. મેં આ ભાગ્યવાન અને રૂપવાન પુરૂષને અહિં આણ્યો છે, તેને તું સેવ અને આ કોઢીયાને ત્યજી દે. આ ઉત્તમ પુરૂષ હમેશાં ત્હારી આજ્ઞા પ્રમાણે ચાલશે. આ પોતે મગધદેશના નરકેશરી રાજાનો નરશેખર નામે પુત્ર છે, તે પોતાના પિતાથી છાની રીતે પૃથ્વીઉપર મુસાફરી કરવા નિકળેલો છે. તું ત્હારા પોતાના ઉત્તમ યૌવનને અને ઉપમારહિત એવી રૂપ લક્ષ્મીને આ કોઢીયાની સાથે નિષ્ફળ ગુમાવીશ નહીં. તું આ કોઢીયાનો સંગ ત્યજી સર્વ સુખના મંદિરરૂપ આ પુરૂષને વરીને સ્વર્ગતુલ્ય મગધદેશની રાજ્યલક્ષ્મીની માલીક થા. હું તમને બન્નેને જીવિતપર્યંત સુખસંપત્તિ આપીશ." દેવીનાં આવાં વચન સાંભળી મદિરાવતીએ મનમાં ધૈર્ય રાખીને કહ્યું:-"હે માત! તમે મ્હારા ઉપર મ્હોટી કૃપા કરી, મેં મ્હારા માતા, પિતા અને સર્વ નગરવાસી લોકોની સમક્ષ આ કોઢીયાનો હાથ પકડ્યો છે તો






હરે બીજાને શી રીતે વરૂ ? માટે આ લોકમા તો જેવા તેવા રૂપવાળો પણ આ કોડીયો મ્હારો પ્રાણનાથ છે, નહિ તો મ્હારૂ શરણ મરણ છે હે દેવી ! મ્હારા મનમા એટલો નિશ્ચય છે કે બીજો તો શુ ! પણ ઇદ્રથી અધિક રૂપવાળો હોય તોપણ આ કોડીયાને મૂકી તેને નહીં વરૂ હે દેવી ! મને આ લોકમા અને પર લોકમા આ કોડીવા પુરૂષથીજ સર્વ મનોવાછિત ભોગસપત્તિ મળશે, એ તુ નિશ્ચે જાણજે, માટે કૃપા કરી મ્હારા ભાઇ એવા આ નન્દશેખરને રાજ્યલક્ષ્મીસહિત તેના રાજ્યમા પહોચતો કર ”

મદિગવતીના આવા વચનથી કોપ પામેલી દેવીએ તુરત તેને પગે પકડી આકાશમા ઉછાળી અને ત્યાથી પડતી એવી તેને ત્રીશુળ ઉપર ધારી રાખીને કહ્યુ—“હે મુર્ખી ! તુ મ્હારા કહેવા પ્રમાણે કર, નહિ તો હુ ત્હારૂ મરણ કરીશ ” તેવારે કન્યાએ નિશ્ચળ મનથી દેવીને કહ્યુ—“હે દેવી ! મ્હારૂ વચન સાભળ હુ પ્રાણાતે પણ શીળભ્રષ્ટ નહી થાઉ મે બહુવાર જીવિત અને યૌવન લક્ષ્મીનુ સુખ વિગેરે કલ્પિતવસ્તુ મેળવી છે, પરતુ ચિતામણી સમાન નિર્મળ શીળ મેળવ્યુ નથી, માટે હે દેવી ! તુ મને થોડી વાર પછી મારી નાખવાની હોય તો હમણા મારી નાખ, પરતુ હુ ત્હારૂ વચન કોઈપણ રીતે પાળવાની નથી

આ પ્રમાણે કહી મદિરાવતી જેટલામા નવકારમત્રનુ સ્મરણ કરવા લાગી તેટલામા તેણે પોતાને સુખથી ઉભેલી જોઇ, પરતુ ન દીઠી દેવીને કે ન દીઠો નન્દશેખરને વળી તેણે પોતાના કોડીયાને પણ ન દીઠો, પરતુ વસ્ત્ર અને ઘરેણાથી સુશોભિત એવા કોઇએક બીજા પુરૂષને દીઠો, તે વિના બીજુ કાઇ જોવામા આવ્યુ નહી તેથી તે મદિરાવતી મનમા વિચાર કરવા લાગી કે, ‘ આતે શુ સ્વપ્ન છે કે સાચુ છે ? મ્હારો કોડીયો ધણી ક્યા ગયો ? આ શુ થયુ ? આવી રીતે જેટલામા વિચાર કરે છે તેટલામા પેલા પુરૂષે કહ્યુ —

“હે કન્યા ! મ્હારૂ ચરિત્ર સાભળ વૈતાઢ્ય નામના પર્વત ઉપર મણિપુર નામનુ નગર છે, ત્યા હુ મણિચૂડ નામનો વિદ્યાધરનો રાજા નિવાસ કરૂ છુ એક દિવસ રાત્રીમા લોકની ચર્ચા






જોવા માટે ભમતા એવા મેં એક શ્લોક સાંભળ્યો કે:-

सर्वत्र वायसाः कृष्णाः, सर्वत्र हरिताः शुकाः ॥
सर्वत्र सुखिनां सौख्यं, दुःखं सर्वत्र दुःखिनाम् ॥ १ ॥

અર્થ--જેમ સર્વ ઠેકાણે કાગડા કાળા હોય છે અને સર્વ ઠેકાણે પોપટ લીલા હોય છે, તેમ સર્વ ઠેકાણે સુખી પુરૂષોને સુખ મળે છે અને સર્વ ઠેકાણે દુઃખીઓને દુઃખ મળે છે.

"આ સાચું હશે કે ખોટું" એવો વિચાર કરીને હું વિદ્યાના બળથી જેટલામાં કોઢીયાનું રૂપ લઈ નગરમાં ઉભો રહ્યો, તેટલામાં રાજાના સેવકો મને પકડી રાજસભામાં લઈ ગયા. હે સુંદરી! ત્યાં તે મને વર્યો, પણ તેનું કારણ હું કાંઇ જાણતો નથી. તને બહુ દુઃખ ઉપજાવનારી પરિક્ષા મેં કરી હતી, પરંતુ જેમ વાયુથી મેરૂપર્વતનું શિખર ન કંપે, તેમ તું શીળરૂપ ઉત્તમ આચારથી કંપી નહીં. હે કલ્યાણકારી! જેનું શીળરૂપ સોનું દુઃખરૂપ કસોટી ઉપર ઝળહળી રહ્યું છે એવી તુ ધન્ય છે, અને સર્વ જગત્માં વખાણવા યોગ્ય છે. વળી હું પણ ધન્ય છું, તેમજ મ્હારૂં રાજ્ય અને જીવિત વખાણવા યોગ્ય છે કે જેની શીળરૂપ અલંકાર ધારણ કરનારી તું સ્ત્રી થઇ છુ."

વિદ્યાધરરાજાનાં આવાં વચન સાંભળી મદિરાવતી બહુ હર્ષ પામીને મનમાં વિચાર કરવા લાગી કે:-"અહો! શીળનું મહાત્મ્ય જગત્‌ને આશ્ચર્યકારી દેખાય છે." પછી તેણે પોતાના સ્વામીને કહ્યું-"સ્વામિન્! આપ મ્હારા અણધાર્યા પતિ થયા, તે પૂર્વ ભવે જિનેશ્વર પૂજવાથી મેળવેલા ધર્મનુ ચરિત્ર જાણો." પછી વિદ્યાધરરાજાએ ત્યાં સાત માળનો એક મ્હેલ વિદ્યાના બળથી તૈયાર કર્યો, તેમાં જેમ દેવતાની પાસે દેવીઓ રહે તેમ મદિરાવતી વિદ્યાધર રાજાની પાસે રહી.

આ વખતે જાણે મદિરાવતીના શીળને જોવા માટેજ હોયની! એમ પૂર્વ દિશામાં કિરણોના સમુહથી સુશોભિત શરીરવાળા સૂર્યનો ઉદય થયો. પછી મણિચુડ વિદ્યાધરરાજાએ મદિરાવતીને પુછ્યું. "હે પ્રિયા! ત્હારા પિતાને હુ અહિં ભક્તિથી બોલાવું કે






શક્તિથી તે કહે? તેવારે મદિરાવતીએ કહ્યું-"પ્રાણનાથ! મ્હારા પિતાને અહિં ખેડુતના વેષે બોલાવો કે જેથી તેમનો દુર્ગતિના કારણરૂપ મદ ગળી જાય" પછી વિદ્યાધરરાજાએ મ્હોટું સૈન્ય વિકુર્વી એક વાચાળદૂતને રિપુમર્દનરાજા પાસે મોકલ્યો, તે દૂતે ત્યાં જઇ રાજાને કહ્યું-"હે રાજન્! સાભળો વૈતાઢ્યપર્વતનો રાજા મણિચુડવિદ્યાધર તમારા ઉપર ચઢી આવે છે, માટે જો તમે પોતાનું જીવિત અને રાજ્ય ઇચ્છતા હો તો તમે ખેડુતનો વેષ લઇને મણિચુડરાજાના બે પગમા પ્રેમથી નમસ્કાર કરો." આવા વચન સાભળી રિપુમર્દનરાજા જેટલામા કોપ કરી તેને ઉત્તર આપે છે તેટલામા મંત્રીએ રાજાને કહ્યું કે, "હે મહારાજ! નિશ્ચે આ વખતે કોપ કરવો યોગ્ય નથી, જ્યા બે પુરૂષ સરખા હોય ત્યા કોપ કરવો ઘટે છે, પરંતુ વધારે બળવાન્ ઉપર કરેલો કોપ નિશ્ચે દારૂણદુઃખ સ્થાપનારો થાય છે. માટે હે મહારાજ! વિચાર ત્યજી દઈ પોતાનું અને રાજ્યનું રક્ષણ કરવા માટે વૈતાઢ્યપતિને યોગ્યરીતે સત્કાર કરી નમસ્કાર કરો." મંત્રીના આવા વચન સાભળી રિપુમર્દન રાજાએ કોપ ત્યજી દઇ ખેડુતનો વેષ લઈ જેટલામા મણિચુડ પાસે આવી પ્રણામ કરે છે તેટલામા વિદ્યાધર રાજાએ તેને ખેડુતનો વેષ ત્યજી દેવરાવી ઉત્તમ લુગડા અને ઘરેણા વડે બહુ સ્નેહથી સત્કાર કરી માન આપ્યું પછી રિપુમર્દનરાજાએ જેટલામા વિદ્યાધરરાજા મણિચુડની પાસે બેઠેલી પોતાની પુત્રી મદિરાવતીને જોઇ તેટલામા તે બહુ ખેદ પામ્યો. તેવારે મદિરાવતીએ કહ્યું-"હે તાત! તમે ખેદ ન પામો જેને મે પતિ માન્યો હતો, તેજ આ કોઢિયોપુરૂષ છે મ્હારા પૂર્વપુણ્યને લીધે તે અત્યારે ઇંદ્રના સરખી શોભાવાળો થયો છે વળી એણેજ તમારા શરીર ઉપરથી ખેડુતનો વેષ દૂર કરાવ્યો છે"

મદિરાવતીના આવા વચન સાભળી બહુ વિસ્મય પામેલા રિપુમર્દનરાજાએ મણિચુડને કહ્યું-"હે રાજન્! તમે માણસોના ચિત્તને આશ્ચર્ય ઉત્પન્ન કરનારૂ પોતાનું ચરિત્ર કહો" તેવારે મણિચુડવિદ્યાધરે રિપુમર્દનરાજાને પોતાનું ચરિત્ર કહી અને કહ્યું કે, "હે રાજન્! તમારી પુત્રી ઉત્તમ શીળવાળી હોવાથી તમને

ધન્ય છે." એમ કહી તેણે પોતાની સમૃદ્ધિ દેખાડી. ત્યાર પછી તે પોતાના સાસરા એવા રિપુમર્દનરાજાને સત્કારપૂર્વક માન આપી મદિરાવતીને સાથે લઇ તુરત વૈતાઢયપર્વત ઉપર ગયો ત્યાં મદિરાવતી શીળના પ્રભાવથી વિવિધ પ્રકારના ભોગોને ભોગવતી મન, વચન અને કાયાથી ઉત્તમરીતે જિનભાષિત ધર્મનું આરાધન કરવા લાગી. અખંડ રીતે જિનધર્મનું આરાધન કરી શુભ ધ્યાનથી તે મદિરાવતી ઉત્તમગતિ પામી.

ઇતિ મદિરાવતીની કથા.

(શ્રી મહાવીર પ્રભુ આણંદ વિગેરે શ્રાવકોને કહે છે કે:)-હે ભવ્યજનો! તમે આ મદિરાવતીના ચરિત્રને સાંભળી પાપને દૂર કરનારા જિનધર્મરૂપ કલ્પવૃક્ષના મૂળરૂપ શીળને વિષે અતિશય આદર કરો.

પ્રભુનાં આવાં વચન સાંભળી આણંદશ્રાવકે શ્રી મહાવીર પ્રભુને કહ્યું:-" હે ભગવન્! મ્હારા ઉપર કૃપા કરી મને ચોથુંવ્રત આપો." ત્યારે ભગવાને ચોથુંવ્રત આણંદશ્રાવકને આપ્યું. તેનો આલાવો આ પ્રમાણે:—

परदारगमणं समणोवासज पच्चक्खाइ । सदारसंतोसवा पकिवज्जइ ॥ से परदारगमणे डुविहे पन्नते । उरालिअपरदारगमणे वेउव्विअपरदारगमणे अ ॥ सदारसंतोसस्स समणोवासएणं इमे पंच्च अइआरा जाणिअवा न फासिअवा ॥ तंजहा ॥ १इत्तरिअपरिग्गहिआगमणे २अपरिग्गहिआगमणे ३अणंगकीडा ४परविवाहकरणे ५कामभोगेसु तिव्वाभिलासे ॥ आलावो ॥ १इत्तर्परिग्गहित्र्याः गमणं परेसि, विवाहपरिमीलणं मोहा ॥ ४कामभोगेसु तिव्वासत्ती थीअण मुहाइ फासेण ॥ ५तहकामकलणं इअ पंचअइआराचनत्थवये ॥

શ્રાવક પરસ્ત્રીગમનનું પચ્ચખ્ખાણ કરે છે, અથવા સ્વદારા

મતોષને અગિકાર કરે છે, તે પરદારાગમન બે પ્રકારનુ છે એક ઉદારિક પરદારાગમન અને બીજુ વૈક્રીય પરદારાગમન તેમા શ્રાવકે સ્વદારાસતોષના પાચ અતિચાર જાણવા, પરતુ તે આદરવા નહી. તે અતિચાર આ પ્રમાણે —

૧ ભાડુ આપીને થોડો વખત રાખેલી સ્ત્રી વિષે ગમન કરવુ, ૨ બીજાએ નહી રાખેલી વિધવા અથવા વેશ્યાને વિષે ગમન કરવુ, ૩ બીજાઓનો વિવાહ કરાવી આપવો, ૪ શબ્દ, રૂપ, રસ, ગધ, સ્પર્શને વિષે ગાઢ અનુરાગ કરવો, ૫ સ્ત્રીઓના મુખ વિગેરે અગનો સ્પર્શ કરી ખોટી કામચેષ્ટા કરવી આ પાચ અતિચારો ચોથાવ્રતના જાણવા

હવે જે શુદ્ધભાવનાવાળા ભવ્યજનો પાચમા અણુવ્રત (પરિગ્રહ પ્રમાણ) ને પાળે છે, તે મોક્ષસુખને ભજનારા થાય છે, વળી તે ધન્યપુરૂષો જગતમા વખાણવાયોગ્ય થાય છે. જે પુરૂષો સસારસમુદ્રનો પાર પમાડનારા પાચમાવ્રતને આદરે છે, તેઓને ધન્ય છે મથુરાનગરીમા રહેનારા ધનસારની પેઠે માણસો સતોષથી સુખી અને અસતોષથી દુ ખી થાય છે ”

શ્રી મહાવીરપ્રભુના વચન સાભળી આણદશ્રાવકે પૂછયુ –“ હે નાથ ! તે ધનસાર કોણ હતો ? અને તેણે પ્રથમ અસતોષ શી રીતે કર્યો ? અને પછી સતોષ શી રીતે કર્યો ? ” તેવારે પ્રભુએ કહ્યુ “ હે શ્રાવક ! દુ ખને ઉત્પન્ન કરનારો અસતોષ છે, અને સુખને ઉત્પન્ન કરનારો સતોષ છે કારણ જેમા એવુ તે ધનસારનુ ચરિત્ર સાભળ —

## પાચમાવ્રતરૂપ સતોષ ઉપર
## ધનસારની કથા

આ ભરતક્ષેત્રને વિષે મથુરા નામની નગરીમા ધનસાર નામનો શેઠ રહેતો હતો, તેની પાસે બાસઠક્રોડ સોનામ્હોરો હતી, પરતુ તે કોઇ વખત એક તનમાત્ર પણ ધન ધર્મમાર્ગમા વાપરતો નહીં, તેથી લોકોએ તેનુ કૃપણશેઠ એવુ નામ પાડયુ હતુ શ્રી જિનેશ્વરે માણસોની લક્ષ્મી બે પ્રકારની કહી છે એક

પુણ્યાનુબંધિની અને બીજું પાપાનુબંધિની. તે પુણ્યાનુબંધિની લક્ષ્મીથી માણસોની બુદ્ધિ શુદ્ધ થાય છે, અને તે શુદ્ધબુદ્ધિથી જીવ આલોક અને પરલોકમાં સુખી થાય છે; તેમજ પાપાનુબંધિની લક્ષ્મી પરભવે નરકાદિ લાખો દુઃખોમાં પાડે છે અને આ ભવમાં પણ નિરંતર દુઃખ આપે છે.

એક દિવસ ધનસાર શેઠ, પોતાના ભૂમિમાં દાટેલા દ્રવ્યના નિધાનને જોવા લાગ્યો, તો તેણે તેમાં કોડા અંગારા, સાપ અને વિંછી જોયા, તેથી તે ચિંતા કરતો જેટલામાં ઉભો છે, તેટલામાં કોઇ માણસે આવીને તેને ખબર આપી કે, "હે શેઠ! તમારાં વહાણો સમુદ્રમાં ડુબી ગયાં." શેઠ આવા દુઃખ આપનારા સમાચારથી હૃદયમાં વધારે ક્લેશવાળો થઇ જેટલામાં ત્યાંનો ત્યાં ઉભો છે તેટલામાં તેણે પોતાના પરદેશથી જમીનમાર્ગે આવતા માલની ઉપર ધાડ પડ્યાના સમાચાર સાંભળ્યા. આવા વારંવાર માઠા સમાચાર સાંભળવાથી દુઃખરૂપ સમુદ્રમા ડુબી ગયેલો અને ચિંતારૂપ મ્હોટા પર્વતના શિખરઉપર ચડેલો તે ધનસારશેઠ વિચાર કરવા લાગ્યો કેઃ- "હાય હાય! મ્હારા અપુણ્યથી આ શું થયું? નિર્ધનપણાથી મ્હારા કુટુંબનો નિર્વાહ શી રીતે થશે? માટે ચાલ દ્રવ્ય મેળવી કુટુંબનો નિર્વાહ કરૂં. જે થવાનું હતું તે થયું. હમણાં ચિંતા કરવાથી શું વળવાનું છે?" આ પ્રમાણે વિચાર કરી ધનસારશેઠ પોતાના કુટુંબ પાસેથી દશલાખ ધન લઈ ઝટ વહાણે ચડ્યો. આગળ જતાં પૂર્વે કરેલા પાપયોગથી વહાણ ભાગી પડયુ અને શેઠના હાથમાં એક પાટીયુ આવવાથી તે કાંઠે આવ્યો. ત્યાં તે વિચાર કરવા લાગ્યો કેઃ-

खल्वाटो दिवसेश्वरस्य किरणैः संतापितो मस्तके,
गायार्थी समुपेत्य सत्वरमसौ बिल्वस्य मूलं गतः ॥
तत्रोच्चैर्महता फलेन पतता भग्नं सशब्दं शिरः,
मायो गच्छति यत्र भाग्यरहितस्तत्रापदां स्यात्पदम् ॥

અર્થ--કોઈએક ટાલવાળો માણસ સૂર્યના કિરણોથી માથાને વિષે તપી ગયેલો હોવાથી છાયાની ઇચ્છા કરતો તે એક બીલા-

નાઠા પછી ઝાડ નીચે ઉભો રહ્યો, ત્યાંપણ ઉંચેથી પડતા એવા મ્હોટા બીલાના ફળથી તેનું માથું કડાક શબ્દ કરીને ફુટી ગયું માટે ઘણું કરીને જ્યાં ભાગ્યરહિત માણસ જાય ત્યાં આપત્તિનું સ્થાન થાય છે

મ્હારૂં જળમાર્ગે રહેલું, સ્થળમાર્ગે રહેલું, વેપારમાર્ગે રહેલું અને ભંડારમાં રહેલું સઘળું ધન નાશ પામ્યું, વળી હમણાં આ વહાણ પણ ભાગી પડ્યું હાય હાય! હવે હું શું કરૂં?" આવા પ્રકારની ચિંતાથી તે ધનસારને દિવસે ભોજનાદિનું સુખ અને રાત્રિએ નિદ્રાનું સુખ મળ્યું નહી કહ્યું છે કે—

रूपं जरा सर्वसुखानि तृष्णा, खलेषु सेवा पुरुषाभिमानम् ॥
याचा गुरुत्वं गुणमात्मशंसा, चिंता बलं हंति दया च लक्ष्मीं ॥

અર્થ—જરાવસ્થા રૂપને, તૃષ્ણા સર્વ સુખને, ખળની સેવા પુરૂષના અભિમાનને, યાચના મોટાઈને, પોતાના વખાણ ગુણને, ચિંતા બળને અને લક્ષ્મી દયાને નાશ કરે છે

પછી બીજે દિવસે વનમાં ભમતા એવા તે ધનસારે એક આંબાના ઝાડના નિચે જેમને તરત કેવળજ્ઞાન ઉત્પન્ન થયું હતું એવા એક મુનિને દીઠા, તેથી તે બહુ હર્ષ પામીને વિધિથી વંદના કરી તેમની આગળ બેઠો મુનિએ કર્મના ફળરૂપ ધર્મદેશના આપી તે ઉત્તમરીતે સાભળીને અને શોકરહિત થએલા ધનસારે કેવળીને પુછ્યું —હે ભગવન્! મને કયા કર્મથી સમૃદ્ધિ પ્રાપ્ત થઈ? અને કયા કર્મથી નાશ પામી? વળી મને કૃપણપણું શા માટે થયું? એ સઘળું આપ મને કહો." તેવારે કેવળજ્ઞાનીએ કહ્યું —"હે ધનસાર! એ સર્વ પૂર્વભવે કરેલા કર્મનું ફળ છે, એમ તું નિશ્ચે જાણ તે પૂર્વભવનો સંબંધ સાભળ—

ધાતકીખંડને વિષે તમિસ્ર નામની નગરીમાં બહુ સમૃદ્ધિવાળા બે ભાઈઓ રહેતા હતા, તેમાં મ્હોટો ઉદારસ્વભાવવાળો અને ન્હાનો કૃપણસ્વભાવવાળો હતો મ્હોટો ભાઈ નિરંતર દાન આપતો તેથી ન્હાનો તેના ઉપર દ્વેષ કરી સર્વ ધન વ્હેંચી લઈ જુદો રહ્યો હવે મ્હોટો ભાઈ દીન અને અનાથલોકોને જેમ

જેમ દાન આપવા લાગ્યો તેમ તેમ તેના ઘરને વિષે સંપત્તિ વધવા લાગી અને ન્હાનો ભાઇ કૃપણપણાથી જેમ જેમ ધન એકઠું કરવા લાગ્યો તેમ તેમ તેના ઘરમાં ધનનો વધારે વધારે નાશ થવા લાગ્યો. તેથી ન્હાના ભાઈએ વિચાર્યું કે, "મ્હોટા ભાઇને ઘેર લક્ષ્મી વૃદ્ધિ પામે છે અને મ્હારે ઘેર નાશ પામે છે એ શું? પછી તેણે રાજાની પાસે ખોટી ફરીયાદ કરી તેથી રાજાએ મ્હોટા ભાઈનું સઘળું ધન લઈ લીધું. તેવારે મ્હોટા ભાઇએ ન્હાના ભાઈનું આવું ચરિત્ર જોઇ સંસારને અસાર જાણી વૈરાગ્યથી ચારિત્ર લીધું. પાંચ સમિતિથી વ્યાપ્ત અને ત્રણ ગુપ્તિથી યુક્ત, વળી કષાયરહિત એવો તે મ્હોટો ભાઇ પરિસહોને સહન કરી કાળધર્મ પામીને સૌધર્મ દેવલોકને વિષે દેવતાપણે ઉત્પન્ન થયો. અહિં ન્હાના ભાઈનો તેના અવિચારી કામથી લોકોએ બહુ તિરસ્કાર કર્યો, તેથી તેણે પણ તાપસીદીક્ષા લીધી; કારણ કપટી માણસને સુખ ક્યાંથી હોય? પછી બહુ શિક્ષાવાળી તે તાપસી દીક્ષાને પાળી ન્હાનો ભાઇ પણ કાળ કરી અસુરકુમાર દેવલોકને વિષે દેવતાપણે ઉત્પન્ન થયો. ત્યાંથી ચવીને તું ધનસાર નામે શેઠ થયો. પૂર્વભવે કરેલા દાનાંતરાયકર્મના ઉદયથી તને આવું કૃપણપણું પ્રાપ્ત થયું છે. તેં પૂર્વભવને વિષે ત્હારા મ્હોટા ભાઇનું ધન રાજા પાસે લેવરાવી લીધું, તે પાપના ઉદયથી આ ભવમાં ત્હારૂં સર્વ ધન નાશ પામ્યું. જીવ આ ભવને વિષે જેવું કર્મ કરે છે તેવું તે પરભવને વિષે ફળ ભોગવે છે. ત્હારો મ્હોટો ભાઈ સૌધર્મ દેવલોકથી ચવી તામલિપ્તી નગરીને વિષે શેઠના પુત્રરૂપે ઉત્પન્ન થયો, ત્યાં તેને મ્હોટી સંપત્તિ અને સર્વ પ્રકારનું સુખ મળ્યું. પૂર્વે મેળવેલા પુણ્યથી બહુ કાળ સુખ ભોગવી તેણે છેવટ દીક્ષા લીધી છે; વળી તેને હમણાં કેવળજ્ઞાન ઉત્પન્ન થયું છે. તે હું પોતે ત્હારો પૂર્વભવનો ભાઇ છું."

મુનિનાં આવાં વચન સાંભળી ધનસારે તેમના પગમાં પડી પૂર્વે કરેલા પાપનું મિથ્યાદુષ્કૃત લીધું, અને કહ્યું કે:-"હે ભગવન્! આજથી આરંભીને મેળવેલા ધનનો ચોથો ભાગ રાખી બાકીનું સઘળું ધન મ્હારે ધર્મસ્થાનકે વાપરવું; તેમજ પારકા દાપને ક્યારે પણ ઉઘાડવા નહીં." એવો નિયમ લઇ, શ્રાવક ધર્મ

આ રીતે અને દુરોની કેવળીને નમસ્કાર કરી તે ધનસાર તામલિપ્તી નગરીને વિષે આવ્યો

એક દિવસ ધનસાર શુદ્ધ પરિણામથી એક શુન્ય ઘરમા રાત્રીએ મર્યાદા કરીને રહ્યો હતો, એનામા તે વખતે કોઇ દેવતાએ આવીને ધર્મરૂપી ઉત્તમ ધનવાળા તે ધનસારને કીડી, વિંછી અને સાપ વિગેરેથી બહુ ઉપસર્ગ કર્યો, પરંતુ તે જરાપણ ધર્મ ધ્યાનથી મેરૂપર્વતની પેઠે ડગ્યો નહી, તેથી દેવતાએ પ્રસન્ન થઇ તે ધનસારને પ્રણામ કરીને કહ્યું "હે ભાગ્યવંત! પુણ્યવંત એવા તને ધન્ય છે અને ત્હારી માતાને પણ ધન્ય છે કે જે ત્હારો ધર્મને વિષે આવો દૃઢ પરિણામ છે તું મથુરાનગરીમા જા, ત્યા તને ત્હારૂં પૂર્વે નાશ પામેલું સઘળું ધન મળશે" દેવતા ધનસારને આવું વરદાન આપી પોતાને સ્થાનકે ગયો ધનસારે પણ પ્રભાત થયો જાણી કાઉસગ્ગ પારી પારણું કર્યું પછી તે અનુક્રમે મથુરાનગરીએ આવ્યો, ત્યા તેને છાસઠક્રોડ સુવર્ણધન મળ્યું, પરંતુ તેણે પોતાના પરિમાણથી જરા પણ વધારે લીધું નહી, પણ શ્રી જિનેશ્વરે કહેલા જિનભુવન, જિનબિંબ, પુસ્તક, સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપ સાતક્ષેત્રને વિષે વાપરી સફળ કર્યું.

આ પ્રમાણે બહુ દિવસો સુધી પુન્ય કરી આયુષ્યનો ક્ષય થયે માસભક્તનું પચ્ચખ્ખાણ લઇ તે ધનસાર મૃત્યુ પામી ચાર પલ્યોપમના આયુષ્યવાળો સૌધર્મદેવલોકના અરૂણાભ નામના વિમાનને વિષે મ્હોટી સમૃદ્ધિવાળો દેવતા થયો ત્યા દેવતાના સુખ ભોગવી આયુષ્યનો ક્ષય થયે ચવી મહાવિદેહક્ષેત્રમા મનુષ્યભવ પામીને ઉત્કૃષ્ટ દીક્ષા લઇ કેવળજ્ઞાન મેળવી મોક્ષસુખ પામશે

ઇતિ ધનસારની કથા

---

(શ્રી મહાવીરપ્રભુ આનંદ વિગેરે શ્રાવકોને કહે છે કે) — હે ભવ્યજનો! સંતોષ અને અસંતોષ ઉપર ધનસારના દૃષ્ટાંતને જાણી પાચમા પરિગ્રહપરિમાણ નામના વ્રતને વિષે આદર કરો

શ્રી જિનરાજના મુખથી એ તોરના ફળને સાભળી આનંદ

श्रावके पांचमुं अणुव्रत लीधुं अने श्री वीरप्रभुए तेने आला-वासहित पांचमुं अणुव्रत उच्चराव्युं. ते आ प्रमाणेः—

अपरिमिअपरिग्गहं समणोवासओ पच्चक्खाइ ॥ इच्छापरिमाणं वा उवसंपज्जइ ॥ से परिग्गहे दुविहे पन्नत्ते ॥ तं जहा ॥ सचित्तपरिग्गहे अचित्तपरिग्गहे अ । इच्छापरिमाणस्स समणोवासएणं इमे पंच अइआरा जाणिअव्वा न समायरिअव्वा ॥ तं जहा ॥ १खित्तवत्थुपमाणाइक्कम्मे २हिरणसुवन्नपमाणाइक्कमे ३धणधन्नपमाणाइक्कम्मे ४दुप्पयचउप्पयप्पमाणाइक्कमे ५कूप्पप्पमाणाइक्कमे ॥

श्रावक परिमाणरहित परिग्रहनुं पच्चखाण करे छे, अथवा इच्छा प्रमाणे परिग्रहने धारण करे छे. तीर्थंकरोए ते परिग्रह बे प्रकारनो कह्यो छे. एक सचित्त परिग्रह अने बीजो अचित्त परिग्रह. श्रावके परिग्रहना पांच अतिचार जाणवा, पण ते आचरवा नहीं. ते अतिचार आ प्रमाणेः-

१ पच्चखाण लेती वखते लीधेला परिमाणथी खेतर अने घर वधारे राखवां; २ रूपुं के सोनुं अथवा सोना रूपानुं घरेणुं वधारे राखवुं; ३ नाणुं अथवा धान्य वधारे राखवुं; ४ गाय, भेंस, घोडा विगेरे अथवा दासीदास वधारे राखवां; ५ घरवाखरो वधारे राखवो."

भगवानना आवां वचन सांभळीने पछी आणंदश्रावके पांचमुं परिग्रह परिमाणव्रत लीधुं. ते आ प्रमाणेः—

"हे भगवन्! म्हारे भूमिमां, व्यापारमां अने व्याजमां चार चार क्रोड सोनाम्होरो राखवी, ते उपर राखवानो नियम छे. घास अने लाकडां लाववामां ए बेय जूदा जूदा काममां पांचसें पांचसें गाडां राखवां, ते उपरांत राखवानो म्हारे नियम छे. समुद्रनी मुसाफरी माटे पण चार वहाण राखवां, ते उपर रा

ખવા નહી વળી બીજા દેશોમાથી લાવેલ મેવો મુખવાસ અને શાક ન ખાવાના માટે બીજા ચાર વર્ણન રાખવા ઇમવ્રજન ગાયેલુ એક ગોકુળ ગેહુ એ ગોકળ નામનુ ખેતર પ્રમાણમા પાચ ગે હુઓ ઉપર રાખવા નહીં" આ પ્રમાણે શ્રદ્ધાનત એવા આ નદશ્રાવકે પાચમુ અણુવ્રત લીધુ આ પાચમા અણુવ્રતને વિષે શ્રાવકે પાચ અતિચાર વર્જવા

પછી શ્રી મહાવીરસ્વામીએ રાત્રીભોજનવ્રત કહ્યુ કે-"જે ધૈર્યવત પુરુષ સર્વ તાપરૂપ વૃક્ષના બીજ એવા રાત્રીભોજનને ત્યજી દે છે તે પુરુષ પોતાની આયુષ્યના અર્ધા વર્ષ સુધીના ઉપવાસના ફળને પામે છે તે ઉપર યોગશાસ્ત્રમા કહ્યુ છે કે —

करोति विरतिं धन्यो, यः सदा निशिभोजनात् ॥
सोऽर्द्धं पुरुषायुषस्य, स्यादवश्यमुपोषित ॥ १ ॥

અર્થ —જે ધન્ય પુરુષે નિરતર રાત્રીભોજન ત્યજી દીધુ છે, તેણે પોતાના અર્દ્ધા આયુષ્યના વર્ષ સુધી ઉપવાસ કરેલા છે

વળી બીજે ઠેકાણે પણ કહ્યુ છે કે —

चत्वारि खलु कर्माणि, सध्याकाले विवर्जयेत् ॥
आहार मैथुन निद्रा, स्वाध्याय च विशेषतः ॥ २ ॥

અર્થ —માણસે સધ્યાકાળે નિશ્ચે ચાર કામ ત્યજી દેવા જોઈએ પહેલુ આહાર, બીજુ મૈથુન, ત્રીજુ નિદ્રા અને ચોથુ સ્વાધ્યાય તે કામ કરવાથી શુ શુ થાય? તે કહે છે

आहारात् जायते व्याधि, क्रूरगर्भश्च मैथुनात् ॥
निद्रातो धननाशः स्यात्, स्वाध्याये मरणं भवेत् ॥३॥

અર્થ —સધ્યાકાળે આહાર કરવાથી રોગ થાય, મૈથુન કરવાથી ક્રૂર ગર્ભ થાય, નિદ્રા કરવાથી ધનનો નાશ થાય અને સ્વાધ્યાય કરવાથી મરણ થાય

રાત્રીભોજનમા ત્રસ જીવોનુ પડવુ તથા સપાતિમ જીવોનુ પડવુ જિનેશ્વરોએ દીઠુ છે, માટે રાત્રીભોજન પ્રયત્નથી વર્જવુ, સિદ્ધાતમાં પણ કહ્યુ છે કે —

तज्जोणीआए जीवाणं, तहा संपाइमाए य ॥
निसञ्जुत्ते वहो दिठो, मव्वं देसीहि सव्वहा ॥ ४ ॥

અર્થ:—રાત્રીભોજનને વિષે રાત્રીયોનિક જીવોનો તથા સં-પાતિમ જીવોનો નાશ સર્વદર્શી એવા તીર્થંકરોએ દીઠો છે, માટે રાત્રીભોજન સર્વ પ્રકારે ત્યજી દેવું.

વળી હાથ ધોવાના પાત્રમાં કુંથુઆદિ સર્વ જીવોનો ઘાત થાય છે. ઇત્યાદિ રાત્રિભોજનના દોષો કયો પુરૂષ કહેવાને સમર્થ છે? જો કે ભોજન કરવાનું પદાર્થ પ્રાશુક છે, તોપણ કુંથુંઆદિક જીવો જોઇ શકાય તેમ ન હોવાથી જ્ઞાનિપુરૂષે રાત્રીભોજન ત્યજી દીધું છે. લોકમાં પણ કહ્યું છે કે:—

मेधां पिपीलिका हंति, यूका कुर्याज्जलोदरम् ॥
कुरुते मक्षिका वांतिं, कुष्टरोगं च कोलिकः
कंटको दारुखंडं च, वितनोति गलव्यथाम् ॥
व्यंजनांतर्निपतितं, तालु विध्यति वृश्चिकः ॥ ५ ॥

અર્થ:—રાત્રીભોજનમાં કીડી આવે તો તે બુદ્ધિનો નાશ કરે છે; જુ જલોદર કરે છે, માંખી ભોજનમાં આવે તો તેથી ઉ-લટી થાય છે અને કોલિક આવે તો કોઢ થાય છે. વળી શાકમાં પડેલો કાંટો અથવા લાકડાનો કડકો આવે તો ગળામાં પીડા થાય અને વીંછી આવે તો તાળવાને વિંધી નાંખે. વળી પરશાસ્ત્રમાં પણ કહ્યું છે કે:—

त्रयीतेजोमयो भानुरिति वेदविदो विदुः ॥
तत्करैः पूतमखिलं शुभकर्म समाचरेत् ॥ ६ ॥

અર્થ:—'સૂર્ય ત્રણ દેવના તેજરૂપ છે.' એમ વેદના જાણ પુરૂષો કહે છે; માટે તેમના કિરણોથી પવિત્ર એવું સર્વ શુભ કર્મ આચરવું.

नैवहुतिर्न च स्नानं, न श्राद्ध देवतार्चनम् ॥
दानं वा विहितं रात्रौ, भोजन तु विशेषतः ॥ ७ ॥

અર્થ —રાત્રીએ હોમ, સ્નાન, શ્રાદ્ધ, દેવપૂજન, દાન અને વિગેરે ભોજન ન કરવુ.

જે માનુસ રાત્રીભોજન ત્યજી દે છે, તેને કેશવ રાજાની પેઠે ધન્ય છે, અને જે માણસ રાત્રીભોજનના લીધેના નિયમને ભાગે છે તે મૂઢ હુસનામના વણિકની પેઠે બહુ દુખ પામે છે

ભગવાનના આવા વચન સાભળી આણુદશ્રાવકે પુછયુ – "હે ભગવન્! તે હુસ અને કેશવ કોણ હતા અને તેમના રાત્રી ભોજનના દૃષ્ટાન્ત કહો " તેવારે શ્રી વીરપ્રભુએ કહ્યુ –હે પુણ્યા ત્મા સાવધાનપણે સાભળ

## રાત્રીભોજન ઉપર

## હસ તથા કેશવની કથા

જંબુદ્વીપના આ ભરતક્ષેત્રને વિષે કુડીનપુર નામનુ નગર છે, ત્યા યશોધર નામનો ધનવત વેપારી રહેતો હતો, તને રભા નામની સ્ત્રી હતી અને હસ તથા કેશવ નામના બે પુત્રો હતા સુખે વૃદ્ધિ પામેલા તે બન્ને પુત્રોના દિવસો મનુષ્યસુખ ભોગ વતા સુખે જતા હતા

એક દિવસ તે બન્ને ભાઇઓ ક્રીડા કરવા માટે વનમા ગયા, ત્યા તેમણે ભમતા ભમતા એક આબાના ઝાડની નિચે પાચ સમિતિથી સમન, ત્રણ ગુપ્તિથી ગુપ્ત, પાચ મહાવ્રતધારી, ક્ષ માના પાત્ર, જિતેન્દ્રિય અને સાક્ષાત્ ધર્મમૂર્તિ એવા એક સાધુને દીઠા તેમને બન્ને ભાઇઓએ ત્રણ પ્રદક્ષિણાપૂર્વક વદના કરી મુ નિએ પણ ધર્મનાશ કર રાત્રીભોજન કરવાથી થતા દોષનો ઉપ દેશ આપ્યો કે, ' રાત્રીભોજન કરવાથી મહા પાપ લાગે છે અને તેથી જીવ આલોકમા અને પરલોકમા દુખ પામે છે, માટે હે મહાભાગ્યવતો! તમે રાત્રીભોજનનો નિયમ લ્યો "

મુનિનો ઉપદેશ સાભળી તે હુસ અને કેશવ રાત્રીભોજ નનો નિયમ લઇ ઘેર આવ્યા અને ભોજન કરી ચોટામા દુકાને વ્યાપાર કરવા લાગ્યા જ્યારે ચાર ઘડી દિવસ રહ્યો ત્યારે બન્ને ભાઇઓએ ઘરે આવી પોતાની માતા પાસે અવસરવિના ભોજન

માગ્યું. તેવારે માતાએ કહ્યું:-"હે પુત્રો! હજુ ત્રણ ઘડી દિવસ છે અને હમણાં અકાળે ભોજન કેમ માગો છો? તમને જે દુધ વહાલું છે તે દુધ તો રાત્રીએ આવે છે." માતાનાં આવાં વચન સાંભળી પુત્રોએ સત્યવચન કહ્યુ:-"હે માતા! અમોએ ગુરૂની પાસે રાત્રીભોજનનો નિયમ લીધો છે, માટે અમે રાત્રીએ ભોજન કરશું નહીં; જો અત્યારે કાંઇ હોય તો આપો, નહિ તો સર્યું" ત્યારે માતાએ કહ્યું.-"હે પુત્રો! અત્યારે અકાળે કાંઇપણ કરેલુ નથી, રાત્રીએ રસોઇ થશે, માટે તમે તમારા પિતાની સાથે જમજો." તેવારે પુત્રોએ કહ્યું -"અમે કોઈપણ રીતે રાત્રીએ ભોજન કરશું નહીં." પુત્રોનાં આવાં વચન સાંભળી યશોધર વિચારવા લાગ્યો કે, "આ મ્હારા પુત્રોને રાત્રીભોજનનો નિયમ દઇ કયા ધુર્તપુરૂષે છેતર્યા છે? ધિક્કાર છે! ધિક્કાર છે!! મને જે હુ જીવતાં છતાં મ્હારા પુત્રોએ કુળક્રમથી ચાલતા આવેલા ધર્મને ત્યજી દીધો. હવે હું શું કરૂં? જો તેઓ રાત્રીએ ભોજન નહિં કરે તો નિશ્ચે મ્હારા કુળનો ધર્મ સર્વ પ્રકારે ગયો. હું તેમને માટે દિવસે રસોઈ કરાવીશ નહીં, પરંતુ રાત્રીએજ કરાવીશ; તેથી તેઓ પોતાની મેળે ભુખ્યા થવાથી ભોજન કરશે." આવી રીતે વિચાર કરી યશોધરે પોતાની સ્રીને છાની રાતે કહ્યું કે, "આ પુત્રોને દિવસે કાંઈપણ ખાવા આપવું નહીં, તેમ રસોઇ રાત્રીએ કરવી; કદાપિ તેઓ ચવેણું માગે તોપણ આપવું નહીં." યશોધરે આ પ્રમાણે પોતાની સ્રીને આજ્ઞા કરી, તે સર્વ રંભાએ માન્ય કરી. પછી માતાએ પુત્રોની પાસે આવીને કહ્યું:-"હે પુત્રો! રસોઈ રાત્રીએ થશે અને ઘરમાં કાંઇ પકવાન્ન વિગેરે નથી તો તમારે તમારા પિતાની સાથે રાત્રીએ ભોજન કરવું. તેઓજ કુલિનપુત્રો કહેવાય કે જેઓ પિતાના માર્ગે ચાલે." માતાનાં વગન સાંભળી પુત્રોએ કહ્યું.-"હે માત! પિતાનો માર્ગ સારો હોય તો તે માર્ગે પુત્રોએ ચાલવું, પરંતુ પિતા કુવામાં પડયો હોય તો પુત્રોએ પણ શું કુવામાં પડવું?" તેવારે માતાએ કહ્યું. "હે પુત્રો! તમને હમણાં ભોજન મળશે નહી." માતાનાં આવાં વચન સાંભળી બન્ને પુત્રો બોલ્યા વિના ઘરેથી બહાર ગયા.

પછી યશોધરે પોતાની સ્ત્રીને કહ્યું—" હે પ્રિયા ! હારે આ પણ પુત્રોને રાત્રીએ ભોજન આપવું " એમ કહીને સ્ત્રીને ગાઢ આગ્રહથી વારી અનુક્રમે રાત્રી પડી, પુત્રો ઘરે આવ્યા અને રસોઈ તૈયાર થઈ, પછી યશોધરે પુત્રોને બોલાવ્યા ' હે પુત્રો ! ચાલો, ઇચ્છા પ્રમાણે ભોજન કરીએ " તેવારે ધૈર્યધારી પુત્રોએ કહ્યું ' અમે રાત્રીએ જમતા નથી તમને રૂચે તે કરો "

હવે ઉત્તમ પુરૂષોની મધ્યે શ્રેષ્ઠ એવા યશોધરનોકે મનમા કપટ રાખી બીજે દિવસ તે બન્ને નિર્મળ ચિત્તવાળા પુત્રોને લેવા દેવાના વેપાર માટે મોકલ્યા, ત્યા લાભના લોભથી મ્હોટા ઉદ્યમ વડે વેપાર કરતા એવા તે બન્ને ભાઈઓએ ગયેલા દિવસને પણ જાણ્યો નહીં, તેથી તેઓ એક પહોર રાત્રી જતા ઘેર આવ્યા, ત્યારે માતાપિતાએ ભોજન કરવાનુ કહ્યું, પરંતુ પોતાના અભિગ્રહને વિષે એકચિત્તવાળા તેઓએ ભોજન કર્યું નહીં આ પ્રમાણે પિતાની આજ્ઞાથી હર્ષવડે વ્યાપાર કરતા એવા બન્ને ભાઈઓ પાચ દિવસ સુધી ભોજન કર્યાવિના રાત્રીએ સૂઈ રહ્યા

છઠ્ઠે દિવસે રાત્રીએ સત્વધારી બન્ને પુત્રોને યશોધરનોકે પ્રેમથી કહ્યું—" હે પુત્રો ! જે અને સુખકારી હોય તે તમારે ઈષ્ટ જાણવુ, માટે એ નિશ્ચયથી હુ તમને જે મારું કહુ તે તમે કરો તમે રાત્રીભોજનનો ત્યાગ શા માટે કર્યો? અને તમને આવા કલેશકારી વ્યાપારમા કોણે જોડ્યા ? તે હુ જાણતો નથી તમે ભોજન નથી કરતા તેથી તમારી માતા પણ ભોજન કરતી નથી, તેથી તેને પણ આજે છ ઉપવાસ થયા છે તમારે એક ન્હાની છ માસની બ્હેન છે, તે બહુ સુકોમળ શરીરવાળી છે તે પણ તમારી માતાના ભોજન નહિ કરવાના કારણથી દુધ નહિ મળવાને લીધે આજે બહુજ દુબળી થઇ છે લોકોએ તેનુ દુબળી થવાનુ કારણ પૂછ્યુ, ત્યારે મે તેઓની પાસે તમે ભોજન નથી કરતા એ વિગેરે સઘળી વાત નિવેદન કરી, માટે હે પુત્રો ! તમે ભોજન કરો કે જેથી તમારી માતા પણ ભોજન કરે અને તમારી બ્હેન પણ સુખી થાય ગ ત્રીના પહેલા અર્ધા પહોરને પંડિત લોકો પ્રદોષ કહે છે, અને તેજ કારણથી રાત્રીનુ ત્રિયામા એવુ નામ લોકમા પ્રસિદ્ધ થયુ છે,

તેથી તમે અત્યારે ભોજન કરશો તે રાત્રીભોજન કહેવાશે નહીં; કારણ કે હજુ બે ઘડી રાત્રી ગઇ છે, અને જો તમે ભોજન નહિં કરો તો તમારી માતા નિશ્ચે ભુખથી મૃત્યુ પામશે."

પિતાનાં આવાં વચન સાંભળી ભુખથી પીડા પામતા, દીન મનવાળા અને ધૈર્યરહિત એવા મ્હોટા ભાઇ હંસે ન્હાના ભાઇ કેશવના મુખ સામું જોયું, એટલે કેશવે મ્હોટા ભાઇને ધૈર્યરહિત થયેલો જાણીને પછી પિતાને કહ્યું:-"હે તાત! જે જે મને સુખકારી થશે તે તે હું કરીશ. જે મ્હારા પાપને દૂર કરનારૂં છે તે શું તમને સુખકારી નહિં થાય? જે માતાનું વાત્સલ્ય છે તેજ ધર્મ કાર્યનું શલ્ય જાણવું. કોણ કોને માટે પાપ કરે છે? સર્વે પોતાના કર્મના ફળને ભોગવનારા છે. છેલ્લા બે ઘડી દિવસને રાત્રી જાણવી; માટે તે વખતના અંતર્મુહુર્તમાં ભોજન કરવું તે રાત્રીભોજન કહેવાય છે. અને હવણાં તો મૂહુર્તમાત્ર પણ દિવસ નથી. માટે હે તાત! તમારે મને વારંવાર ભોજન કરવાનું કહેવું નહીં."

કેશવે પિતાનું વચન માન્યું નહીં તેથી શાંત એવો યશોધર શેઠ બહુ કષાયયુક્ત થયો, અને ક્રોધ પામી બોલ્યો:-"પુત્ર! તું મ્હારૂં વચન માનતો નથી તો મ્હારી દ્રષ્ટીથી દૂર જા." પિતાનું આવું વચન સાંભળી જેમ પર્વતની ગુફામાંથી સાપ નિકળીને ચાલ્યો જાય, તેમ કેશવ પોતાના ઘરમાંથી નિકળીને મનુષ્યભવના કારણરૂપ મમત્વનો શોક કરતો ચાલી નિકળ્યો. પાછળ પિતાએ હંસનો હાથ પકડી મીઠાં વચનથી લોભ પમાડી કષ્ટથી ભોજન કરાવ્યું.

હવે મુસાફર સરખા વેષવાળો કેશવ ગામ, નગર, ઉદ્યાન, ખાણ વિગેરેને વિષે ફરતો ફરતો સાતમે દિવસે મધ્યરાત્રીને વખતે કોઈ અરણ્યમાં આવી ચડયો, ત્યાં તેણે બહુ યાત્રા કરવા આવેલા લોકોથી ભરપુર એવા એક યક્ષના મંદિરને જોયું. ત્યાં લોકો ઠેકાણે ઠેકાણે રસોઇ કરતા હતા, તેઓએ પોતાની તરફ આવતા એવા કેશવને જોઇ તેને હર્ષથી કહ્યું:-"હે મુસાફર! તું અહીં આવ્ય અને ઉત્તમ ભોજન કરી અમને અતિથીભોજનનું પુણ્ય આપ. અમે પારણું કરવાને તૈયાર થયા છીએ, પરંતુ કોઇ અતિથિની વાટ જોતા હતા એવામાં તને દીઠો છે." તેવારે કેશવે તે યાત્રિક લો-

તેને પૂછ્યું -"હે યાત્રિકો! તમે એવું શું નત કરો છો કે જેનું પારણું રાત્રીને વિષે થાય છે?" ત્યારે લોકોએ કહ્યું "હે મનુષ્ય! આ જયાદ નામે યક્ષ છે, તેની આજે મ્હોટું પુણ્ય આપનારી યાત્રા ભરાય છે માટે દિવસે ઉપવાસ કરી અત્રિરાત્રીએ અતિથિને બહુ આદરથી ભોજન કરાવી પછી પારણું કરાય છે અમે દિવસે ઉપવાસ કરી અત્યારે પારણા માટે રસોઈ કરીએ છીએ, એવામાં તું ઓચિંતો આવી ચડ્યો છું, માટે તું આજે અમારો પરૂણો થા" ત્યારે કેશવે કહ્યું -"આવા પાપકારી પારણામાં હું જમતો નથી, કારણ કે 'રાત્રીભોજન કરવું યોગ્ય નથી' એમ સજ્જન પુરૂષો કહે છે "હે લોકો! આ ઉપવાસમાં પુણ્ય એક ચણોઠી જેટલું થાય છે અને રાત્રીભોજનનું પાપ પર્વતસમાન થાય છે કોઇ ઉપવાસ એવો થતો નથી કે જેનું પારણું રાત્રીએ કરાય નિમે ભોજન કરવાથી અથવા તો રાત્રીએ ભોજન કરવાથી ઉપવાસ કહેવાતો નથી, પરંતુ રાત્રીભોજન કરવાથી મ્હોટું પાપ થાય છે જે કુમતિ પુરૂષો ધર્મશાસ્ત્રથી વિરૂદ્ધ તપ કરે છે, તેઓ કૃદન્ય એરંડુ કરનારાની પેઠે દુર્ગતિના દુખો પામે છે" યાત્રિક લોકોએ કહ્યું -"યોગ્યશાસ્ત્રમાં આ યક્ષના વ્રતનો વિધિ આ પ્રમાણે કહ્યો છે, માટે તેમાં કાંઇ વિચાર કરવા જેવું નથી હે આર્ય! આજે કોઈ અતિથિને જમાડીનેજ જમવું જોઇએ એવી રીત હોવાથી અમે કોઇ અતિથિની વાટ જોતા હતા તે કારણથી અમારે પારણું કરતાં આટલી બધી રાત ગઇ છે માટે હે મહાભાગ! તું અમારી પહેલાં ભોજન કર" આ પ્રમાણે કહીને સર્વે યાત્રિક લોકોએ કેશવના પગમાં પડી નમસ્કાર કર્યાં

પછી કેશવે જેટલામાં તે લોકોનું વચન માન્યું નહીં, તેટલામાં યક્ષના શરીરથી કોઇએક ભયંકર પુરૂષે નિકળીને કહ્યું - "અરે દુરાત્મન્! મ્હારા ધર્મને દૂષિત કરે છે? અને મ્હારા ભક્તજનોની અવગણના કરે છે? ઝટ ભોજન કર, નહિ તો ત્હારા માથાના સો કકડા કરી નાખીશ" આવી રીતે કઠોર વચનથી કેશવનો બહુ તિરસ્કાર કરી જેટલામાં યક્ષ પુરૂષે પોતાનો મુદ્ગર ઉપાડી, તેટલામાં કેશવે હસીને કહ્યું —"અરે યક્ષ! શું તું અને

ભય પમાડે છે? પરંતુ જેને બીજા ભવમાં વિભવ મળવાનો છે એવા મને મરણનો તે ભય ક્યાંથી હોય?" પછી યક્ષે આકાશમાં પોતાના શેવકોને આજ્ઞા કરી કે, "આ દુષ્ટનો ગુરૂ હણવા યોગ્ય છે, માટે તેને શોધી કાઢી અહિં લાવો" .તેવારે શેવકો તુરત કેશવના ગુરૂ ધર્મઘોષમુનિને વિલાપ કરતા ત્યાં લાવ્યા. પછી યક્ષે મુનિને કહ્યું. ' આ ત્હારા મુર્ખ શિષ્યને ભોજન કરાવ્ય, નહિં તો હમણાં હું તને મારી નાખુ છું." તેવારે ગુરૂએ કેશવને કહ્યું:-"હે કેશવ! દેવ, ગુરૂ અને સંઘના કાર્ય નિમિત્તે ધર્મી માણસ પણ અધર્મ આચરે છે, હું ત્હારો ગુરૂ છું, માટે મને આ યક્ષ ન મારી નાંખે એટલા માટે તું ભોજન કર." આવાં વચન સાંભળી કેશવ વિચાર કરવા લાગ્યો કે, 'જે ગુરૂ ધર્મના ઉપદેશને વખતે બીજો વ્યવહાર કહે છે તે ગુરૂ કેવળ મૃત્યુના ભયથી આવી પાપબુદ્ધિ શી રીતે આપે? માટે નિશ્ચે આ મ્હારા ગુરૂ નથી, પરંતુ એ માયાવી યક્ષની કાંઇ માયા દેખાય છે." આ પ્રમાણે વિચાર કરી કેશવ મૌન ધરી રહ્યો. પછી કોપથી વિકાળ નેત્રવાળા યક્ષે મ્હોટુ મુદ્દગર ઉપાડી કેશવને કહ્યું.-"હે પથિક! ભોજન કર, નહિં તો ત્હારા ગુરૂને મારી નાંખું છુ." તેવારે કેશવે કહ્યું.-"અરે યક્ષ! એ મ્હારા ગુરૂ નથી; કારણ કે તેવા ચારિત્રના પાત્ર એવા મ્હારા ગુરૂ ત્હારા સરખાના વશ ન હોય, હુ જ ત્હારો ગુરૂ છું, તું રક્ષણ ન કર." કેશવ આ પ્રમાણે કહેતો હતો એટલામાં યક્ષે ગુરૂને મુદ્દગરનો પ્રહાર કર્યો તેથી તે પૃથ્વી ઉપર પડ્યા. કેશવે ગુરૂને મૃત્યુ પામેલા દીઠા તોપણ તે પોતાની દ્રઢપ્રતિજ્ઞાથી સ્થીર થઇ ઉભો રહ્યો એટલે ફરી મુદ્દગરને ભમાવવાથી ભયંકર એવા યક્ષે કેશવને કહ્યું:-"જો તુ હમણાં ભોજન કર તો હુ ત્હારા ગુરૂને જીવાડુ અને ઇંદ્રાદિકના ગર્વને દૂર કરનારૂં એવુ મ્હોટી સમૃદ્ધિવાળું રાજ્ય તને આપું; નહિં તો આ ભયંકર મુદ્દગરના પ્રહારથી ત્હારા ગુરૂને યમરાજાના મંદિરના માર્ગે મોકલીશ."

પછી પુણ્યરૂપ હૃદમાં ક્રીડા કરતા એવા કેશવે હસીને કહ્યું:-"આ મ્હારા ગુરૂ નથી, પરંતુ મ્હારા ગુરૂ તો મ્હોટા મહાત્મ્યવાળા છે. વળી હે યક્ષેશ્વર! જો તું મૃત્યુ પામેલાને જીવતા કર-




તો હોય તો ત્હારા મૃત્યુ પામેના ભક્તજનોને જીવતા કર તેમજ રાજ્ય આપવા સમર્થ હોય તો ત્હારા સર્વ ભક્તજનોને કેમ રાજા બનાવી દેતો નથી? જે બનાનુ હોય તે નિશ્ચે થાય છે, એમા તુ મને મિથ્યા કરે છે શુ ?"

કેશવના આવા ચાતુર્ય વચનથી શાત થએલા યક્ષે તેને આ વિજ્ઞાન કરી હર્ષથી કહ્યુ -હે મહાધૈર્યવત! તે સત્ય કહ્યુ છે આ ત્હારા ગુરૂ નથી, મૃત્યુ પામેના જીવતા નથી,,તેમજ હુ કોઇને પુનરપિના રાજ્ય આપી શકતો નથી" યક્ષે આ પ્રમાણે કહ્યુ એ ટલે યક્ષનો સેવક જે મુનિનુ રૂપ લઇ પડયો હતો તે તુરત ઉઠી મુનિનુ રૂપ ત્યજીદઈ આકાશમાર્ગે ચાલ્યો ગયો પછી યક્ષની માયાથી અતિ વિસ્મય પામેલા અને પોતાના નિયમને વિષે દૃઢ એવા કેશવને યક્ષપુરૂષે કહ્યુ -"તુ સાત ઉપવાસથી ખિન્ન થયો છે તેમજ માર્ગના શ્રમથી થાકી ગયો છે માટે આ લોકોની સાથે વિશ્રામ કર અને દિવસે ભોજન કરજે" એમ કહી તે યક્ષપુરૂષે પોતે બનાવેલી એક શય્યા તેને બતાવી તે શય્ય ઉપર કલ્યાણની ઇચ્છા કરનાર અને દૃઢપ્રતિજ્ઞાવાળા કેશવે વિશ્રામ કર્યો, પછી યક્ષે પેલા યાત્રિકલોકોને આજ્ઞા કરી તેથી તેઓ તેના પગ દાબવા લાગ્યા, અને દૃઢપ્રતિજ્ઞાવાળો કેશવ ઉધી ગયો

સવાર થઇ એટલે યક્ષે પ્રત્યક્ષ થઇ તે નિદ્રા લેતા એવા કેશવને કહ્યુ -"હે ભદ્ર! રાત્રી ગઇ છે અને સૂર્યનો ઉદય થયો છે માટે નિદ્રાને મૂક. પછી નિદ્રાથી દરિદ્રઆખવાળા અને પોતાના કાર્યને વિષે પ્રવીણ એવા કેશવે દિવસને લીધે પ્રકાશીત થએલા સર્વ વિશ્વને અને સૂર્યથી દેદીપ્યમાન એવા આકાશને જોઇ મન મા વિચાર કર્યો કે, "હુ રાત્રીના પહેલા પહોરને વિષે અથવા છેલા પહોરને વિષે સૂતો હોઉ તોપણ [1]બ્રાહ્મ મુહુર્તને વિષે નિદ્રારહિત થાઉ છુ, અને આજે મ્હારી આખો હજુ કેમ નિદ્રાથી ભરપુર દેખાય છે? વળી હૃદયકમળ પ્રફુલિત થવાનો સુગંધ પણ કેમ દેખાતો નથી?" કેશવ આવી રીતે વિચાર કરતો હતો એ




૧ ચાર ઘડી પાછલી રાત બાકી હોય તેને બ્રાહ્મમુહુર્ત કહેવાય છે




વામાં તેને યક્ષે કહ્યું:-"તું ત્હારૂં વાંકાપણું મૂકી દે, અને પ્રભાત સંબંધી કૃત્ય કરીને પારણું કર." તેવારે કેશવે કહ્યું:-હે યક્ષ! તુ ત્હારી ચતુરાઇથી મને છેતર નહીં, અત્યારે જે દિવસ દેખાય છે તે ફક્ત ત્હારી માયાથી છે." આ પ્રમાણે કેશવ કહેતો હતો એ વામાં તેના માથાઉપર પુષ્પનો વરસાદ થયો, અને "હે બુદ્ધિમાન્! તું વિજયવંત થા." એવી આકાશવાણી થઇ. પછી કેશવે ન દીઠો યક્ષને કે ન દીઠા યાત્રિકલોકોને. પરંતુ સર્વ અંગે સુશોભિત એવા કોઇએક દેવતાને દીઠો. તે દેવતાએ કેશવને કહ્યું:-"હે કેશવ! તું ઉત્તમ પુણ્યવંત પુરૂષોમાં એકજ છે, ત્હારા સરખાનાજ જન્મે કરીનેજ આ પૃથ્વી રત્નગર્ભા કહેવાય છે. હે સાત્વિક શિરોમણિ! સાવધાન થઇને સાંભળ:—

ગુણરૂપી મણિઓને ધારણ કરનારા હે કેશવ! દેવતાની સભામાં ઇંદ્રે હર્ષિત થઇ ત્હારી પ્રશંસા કરી કે, "યુવાવસ્થામાં પણ પવિત્રદેહવાળો, પુણ્યાત્મા અને સુખવડે લાલનપાલન થએલો યશોધરશેઠનો પુત્ર કેશવ સર્વ પુરૂષોની મધ્યે ઉત્તમ છે. જેમ પૃથ્વી ચલાવી શકાતી નથી, તેમ દૃઢનિશ્ચયવાળો એ કેશવ કોઈપણ દેવ કે દાનવથી કોટી ઉપાયવડે રાત્રીભોજન વિરમણવ્રતથી ચળાવી શકાય તેમ નથી." ઇંદ્રનાં આવાં કાનમાં તપાવેલુ તરવું રેડવા જેવાં વચન સાંભળી હુ અગ્નિનામનો દેવતા મહાસમૃદ્ધિવંત હોવાને લીધે બીજાની પ્રશંસાથી દુઃખી થયો અને સ્વર્ગમાંથી અહિં આવી તને મોહ પમાડવા માટેજ મેં યક્ષ અને યાત્રિકલોક દેખાડી ત્હારી પરિક્ષા કરી. પણ જેમ મેરૂપર્વતનું શિખર કંપે નહીં, તેમ ત્રણલોકને ચલાવવાનું સામર્થ્ય ધરાવનારા મ્હારાવડે ત્હારૂ ચિત્ત જરાપણ ચળાયમાન થયું નહીં; તેથી અગ્નિદેવતાથી તપાયમાન શરીરવાળો તું મુલોત્તરગુણને વિષે શ્રેષ્ઠ છું. માટે હે ભાઇ! તું સુવર્ણની પેઠે વખાણવાયોગ્ય થયો છું. મદાદિના ક્ષોભથી મેં ત્હારો જે કાંઇ અપરાધ કર્યો હોય તે મ્હારા ઉપર પ્રસન્ન થઇ માફ કર; કારણ કે તે સર્વ મ્હારૂં દુઃચેષ્ટિત હતું. હે ભાઇ! તું કાંઈ માગ. પરંતુ ત્હારા સરખા સામર્થ્યવાળા પુરૂષને યાચના તે શા? કારણ ત્હારા પગની પાસે રહેલો પુરૂષ રોગી




હોય તો નિરોગી બની જાય તો પછી યાચના તે કોણ માત્ર! ! જ્યારે તુ સકટમા હશ ત્યારે જે ચિતવીશ તે સર્વ થશે, કારણ પુણ્યવત પુરૂષને કાંઈપણ દુર્લભ નથી હે મ્હોટા ભાગ્યવત ! હુ તને હમણા કોઈ નગરની પાસે પહોચાડુ છુ કે જ્યા ત્હારૂ ચાલતુ લોકોના કલેશને નાશ કરનારૂ થાય " એમ કહી દેવતા આકાશમાર્ગે ચાલ્યો ગયો અને કેશવે સવાર થતા પોતાની પાસે કોઈ નગર દીઠુ

પછી કેશવ પ્રભાત સબધી ધર્મકાર્ય કરી નગરની શોભા જોવા ચાલ્યો, રસ્તે ઉદ્યાનમા પ્રતિમાધારી, કાતિથી સુશોભિત, યુગપ્રધાન છે આગમ જેનુ એવા, મધુર વચનવાળા અને ધર્મોપદેશ આપતા એવા સુરનામના ગુરૂને દીઠા તેવારે શુભભાવનાવાળા કેશવે ગુરુની પાસે જઇ પ્રદક્ષિણા કરી યોગ્યઆસને બેશી ધર્મ દેશનારૂપજળથી પોતાના પાપરૂપ કાદવને ધોઈ નાખ્યો પછી ધર્મદેશનાને અતે 'સાકતપુરના રાજા ધનજયે' તે ગુરૂને વિનતી કરી કે-હે ભગવન્ ! મને વ્રત લેવાની બહુ દિવસની ઇચ્છા છે, કારણ જરાવસ્થારૂપ રાક્ષસીથી મ્હારો દેહ પરાભવ પામ્યો છે હુ અપુત્ર હોવાથી કોને રાજ્ય આપુ ? આ ચિતાથી નિરતર દુખી થાઉ છુ હે પૂજ્ય ! આજે રાત્રીએ હુ સુખે સૂતો હતો, એવામા કોઈ મૂર્તિમત દિવ્યપુરૂષે જાણે મ્હારા પુણ્યથીજ હોયની ! એમ આવીને મને કહ્યુ કે, 'હે રાજન્ ! તુ ચિતા ન કર અને મ્હારૂ વચન સાભળ પ્રભાતે ત્હારે ગુરૂને વદના કરવા જવુ, ત્યા પર્ષદાથી આગળ જે પુરૂષ ગુરૂની પાસે બેઠો હોય તેને રાજ્ય આપી ત્હારે દીક્ષા લઈ સુખી થવુ ' એમ કહી તે પુરૂષ ચાલ્યો ગયો પછી જાગી ઉઠેલો હુ પ્રભાત સબધી ધર્મ કૃત્ય કરી અત્રે આવ્યો છુ, તે એવાજ વિચારથી કે હુ તે આચારથી ઉત્તમકૃતિવાળા પુરૂષને લેઉ "

પછી ગુરૂએ રાત્રીભોજન વિરમણવ્રતથી દેવતાએ કરેલી પરિક્ષા સબધી કેશવનુ સમગ્ર આશ્ચર્યકારીચરિત્ર રાજાને સભળાવ્યુ તેવારે રાજાએ ગુરૂને પૂછ્યુ -" હે ભગવન્ ! મને સ્વપ્નમા કોણે કહ્યુ હતુ ? " ગુરૂએ કહ્યુ 'કેશવના શુભતત્વથી હર્ષિત




થએલા અગ્નિદેવતાએ કહ્યું છે, અને તે પુરૂષ પણ આ મ્હારા સામો બેઠો તેજ છે.”

ગુરૂનાં આવાં વચન સાંભળી ધનંજયરાજાએ કેશવને હાથી ઉપર બેસારી મ્હોટા ઉત્સવથી નગરમાં લાવી શુભ મૂહુર્તે પોતાના રાજ્યાસન ઉપર બેસારી પોતે ગુરૂ પાસે દીક્ષા લીધી. પછી વિવેકી એવો કેશવ ગુરૂને અને રાજમુનિને વંદના કરી પ્રધાનાદિસહિત જિનપ્રતિમાને પ્રણામ કરી નગરમાં આવ્યો. પછી શુદ્ધ બુદ્ધિવાળા અને વિવિધપ્રકારના મંગળિકકાર્યોને કરનારા કેશવે ઘરે જઇ દીન અનાથ લોકોને દાન આપીને પારણું કર્યું. પછી પોતાના અતુલ ભુજાબળથી શત્રુઓને વશ કરી નિરંતર પુત્રની પેઠે પ્રજાનું પાલન કરતો એવો કેશવરાજા રાજ્ય કરવા લાગ્યો.

એક દિવસ પોતાના પિતાને મળવાની ઉત્કંઠાવાળો કેશવ ગોખમાં ઉભો હતો, એવામાં તેણે રાજમાર્ગમાં જતાં એવા પોતાના થાકી ગયેલા પિતાને દીઠા, એટલે પોતાના સેવકાદિ લોકો સહિત દોડીને મેહેલથી નિચે ઉતરી રસ્તામાં આવી પિતાના ચરણમાં પ્રણામ કર્યા. પછી “હે પિતા ! તમે તેવી મ્હોટી સમૃદ્ધિવાળા હતા અને આવા રાંકના સરખા કેમ દેખાઓ છો ? એમ ઘણા પ્રેમથી વ્યાકુળચિત્તવાળા કેશવે પૂછ્યું; એટલે પુત્રને રાજપદ ઉપર જોઈ હર્ષ પામેલા યશોધરે દુઃખનાં આંસુ વરસાવતાં પોતાનું વૃત્તાંત કહ્યું:-“હે પુત્ર ! તું ઘરથી ચાલી નિકળ્યો ત્યાર પછી હંસ ભોજન કરવા બેઠો, તે જેટલામાં અર્ધું ભોજન કરી રહ્યો, તેટલામાં ઓચિંતો મૂર્છા ખાઈ પડયો. ત્યારે ‘આ શું થયું ! આ શું થયું.” એમ કહેતી તથા વ્યાકુળ થએલી ત્હારી માતા દીવો લઇ આવી તો અમે ભારવાટ ઉપર એક મ્હોટા સાપને દીઠો, અને ભોજનમાં તેનું ઝેર પડેલું પણ અમારા જોવામાં આવ્યું. પછી અમે તેના કહેવાથી તને વ્રતને વિષે દૃઢ જાણીને ધન્ય માનતા છતા કરૂણસ્વરથી એવો મ્હોટો સોર કરવા માંડયો કે જેથી સઘળું આકાશ ગાજી રહ્યું, અમારો સોર સાંભળી બહુ માણસો એકઠા થયા તેટલામાં હું એક વૈદ્યને બોલાવી લાવ્યો. વૈદ્યે તેને જોઇને કહ્યું કે, “સાપના વિષના પ્રભાવથી આના અંગો ગળી ગ-

ભીને પડી જશે અને તે એક માસ જીવશે, વધારે નહી જીવે તમારે કાંઇ શોક કરવો નહીં પછી સર્વ લોકને રજા આપી હારા ભાઇ હંસને મે મધ્યામા સૂવાર્યો અને તેનુ સ્વરૂપ જોવા માટે હુ પાચ દિવસ ઘેર રહ્યો પછી હંસને રૂવાડે રૂવાડે છિદ્ર પડવા લાગ્યા તેથી તેને મૃત્યુ પામેલો સમજી તને શોધવા માટે ઘરથી ચાલી નિકળ્યો આજે મે તને પુન્યથી દીઠો છે હંસે સાપના વિષનું ભોજન કર્યું તે દિવસથી પૃથ્વીઉપર ભટકતા અને એક માસ પુરો થયો છે, તો હ્હારો ભાઇ આજે મરી ગયો હશે અથવા મરી જશે હાય! હાય! હુ હણાયો છુ ”

પછી કેશવ વિચાર કરવા લાગ્યો કે, “મ્હારૂ નગર અહિંથી સો યોજન દૂર છે, તો બંધુને મળવાને ઉત્સાહવંત એવો હુ આ જેજ ત્યા શીરીતે પહોચી શકુ ?” આવી રીતે કેશવ બહુ આર્ત ધ્યાનથી વિચાર કરતો હતો, એવામા તેણે પોતાને અને પિતાને હંસની આગળ આવી ઉભેલા જોયા. જેના અંગો ગળી ગયા છે અને જેના શરીરમાથી બહુ દુર્ગંધ ઉછળી રહી છે, વળી દુર્ગંધને લીધે જેની પાસે સ્વજનાદિ કોઇ આવતુ નથી, પરંતુ માતા રોતી રોતી બેસી રહી છે, એવી સ્થિતિવાળા, તેમજ નરકપીડાથી પણ અધિક પીડાવડે દુખી થતા, મૃત્યુ પામવાને તૈયાર થઇ રહેલા અને પૃથ્વી ઉપર પડેલા હંસ નામના મ્હોટા ભાઇને કેશવે દીઠો

હવે “હુ આ મ્હારા મ્હોટા ભાઇ હંસની પીડાથી દુખી છુ અને દૂર માર્ગથી તુરત આવેલો છુ છતા મ્હારામા આવી શક્તિ ક્યાથી?” એમ કેશવ વિચાર કરતો હતો, એવામા તેણે પોતાની પાસે અગ્નિદેવતાને દીઠો, એટલે અગ્નિદેવતાએ કહ્યુ “હે રાજન્! વિસ્મય ન પામ્ય, હુ અવધિજ્ઞાનથી હ્હારી પીડા જાણી મ્હારૂ વચન સત્ય કરવા માટે અહિં આવેલો છુ” એમ કહી તે અગ્નિદેવતા સ્વર્ગે ચાલ્યો ગયો પછી કેશવે હર્ષ પામી પોતાના હાથવડે જેટલામા હંસના શરીર ઉપર પાણીનો અભિષેક કર્યો, તેટલામા હંસ રોગરહિત થઇ તરત ઉભો થયો તેના શરીરની કાંતિ પહેલાના કરતા વધારે ઉજ્વલ થઇ, તેથી સર્વ લોકોએ હર્ષથી મ્હોટા ઉત્સવ કર્યો કેશવરાજાનો આવો રોગ દૂર કરવાનો અદ્ભુત

પ્રભાવ જોઇ કયો પુરૂષ તેના પગનું પાણી પોતાના માથાઉપર ન ધારણ કરે? જેના પગ ધોવાનું પાણી સમુદ્રપર્યંતના રાજાઓ પોતાના રોગો દૂર થવાને માટે પોત પોતાના માથા ઉપર ધારણ કરે છે તે કેશવરાજાનાં વખાણ કરવા કોણ સમર્થ છે? ભવિષ્યકાળે થવાના રોગોના અટકાવ કરવા માટે કયા પુરૂષે સોનાના વાસણમાં કેશવના પગ ધોવાનું પાણી ભરીને પોતાના ઘરમાં જીવિતની પેઠે નથી સઘરી રાખ્યુ? કેશવરાજાનો ધર્મથી ઉત્પન્ન થએલો પ્રભાવ જોઇ કયા કયા પુરૂષે રાત્રીભોજનનો નિયમ નથી કર્યો? પછી કેશવરાજા સાકેતપુરને વિષે બહુ કાળ રાજય કરી આ લોક અને પરલોકમાં સુખી થયો.

## ઇતિ હંસ તથા કેશવની કથા.

(શ્રી મહાવીરપ્રભુ આણંદ વિગેરે શ્રાવકોને કહે છે કે:- હે ભવ્યલોકો! તમે હંસને થએલી આપત્તિ અને કેશવને મળેલી રાજયસંપત્તિ સાંભળીને રાત્રીભોજનના વિરમણને વિષે આદર કરો. પછી આણંદશ્રાવકે રાત્રીભોજનની કથા સાંભળી રાત્રીભોજનનો નિયમ લીધો. (આ રાત્રીભોજનનો નિયમ ભોગોપભોગમાં સમાઇ જાય છે તોપણ તે લોકમાં બહુ પ્રસિદ્ધ હોવાથી પાંચ અણુવ્રત પછી જૂદો કહ્યો છે.)

પછી શ્રી મહાવીર પ્રભુએ આણંદશ્રાવકની આગળ ત્રણ ગુણવ્રત કહ્યાં. જે વ્રતને વિષે દશ દિશાના પરિમાણને ત્યજી દેવાતુ નથી તેને જિનેશ્વરોએ શ્રાવકનુ પહેલુ દિગ્વિરમણનામનું ગુણવ્રત કહ્યું છે. એ વ્રતને ધારણ કરનારાથી ત્રસ એવા બેઇંદ્રિયાદિ જીવોની અથવા પૃથ્વીકાયાદિ સ્થાવર જીવોની હિંસા નહિં થવાને લીધે તપેલા લોઢાના ગોળાસરખા શ્રાવકને પણ તે વ્રત કરવું કહ્યું છે. જે સત્પુરૂષે દિગ્વિરમણવ્રત લીધું છે, તેજ પુરૂષ લોકમાં વિસ્તાર પામી રહેલા લોભરૂપિ સમુદ્રનો પાર પામ્યો છે. જે પુરૂષ આ દિગ્વિરમણવ્રત પાળે છે તે આ લોકમાં અને પરલોકમાં સુખી થાય છે, અને જે પુરૂષ આ વ્રતને પાળતો નથી તે ચારૂદત્તની પેઠે દુ:ખી થાય છે.

પ્રભુના મુખથી દેશના સાંભળી આણંદશ્રાવકે પૂછ્યું - 'હે ભગવન્! તે ચારૂદત્ત કોણ હતો? અને તે શા રીતે દુખી થયો? તે વાત મને કૃપા કરીને કહો તેવારે પ્રભુએ કહ્યું—

## દિગ્વિરમણ નામના પહેલા ગુણવ્રત ઉપર
## ચારૂદત્તની કથા

આ ભરતક્ષેત્રમા ચંપા નામની નગરીને વિષે ભાનુ નામનો શેઠ રહેતો હતો, તેને સુભદ્રા નામની સ્ત્રી હતી ભાનુશેઠ મનુષ્યસંબંધી સુખોને ભોગવતો ધર્મકાર્ય કરતો હતો

કોઈ એક દિવસે સારા મૂહુર્તમા સુભદ્રાએ પુત્રને જન્મ આપ્યો, તેવારે શેઠે પુત્રનો જન્મમહોત્સવ કર્યો પછી અગીયારમે દિવસે સૂતક કાઢી બારમે દિવસે કુટુંબી લોકોને જમાડી શેઠે પુત્રનુ ચારૂદત્ત નામ પાડ્યુ ચારૂદત્ત સુખે લાલન પાલન કરાતો વધવા લાગ્યો માતા પિતાએ તેને ગુરૂ પાસે મોકલી સર્વ કળાનો તથા ધર્મશાસ્ત્રનો અભ્યાસ કરાવવા માંડ્યો પછી તે ચારૂદત્ત યુવાવસ્થા પામ્યો એટલે ભાનુશેઠે પોતાના મામાની છોકરી મૃગાવતી સાથે તેનુ લગ્ન કર્યુ, પરન્તુ નિરંતર કળાનો અભ્યાસ કરતો એવો તે ચારૂદત્ત શાસ્ત્રરસના સ્વાદને લીધે પ્રિયાના સંગને પીશાચીના સંગ સરખો માનવા લાગ્યો માતા પિતા પુત્રની સર્વ ચેષ્ટા જોઈ બહુ દુખી થઈને પરસ્પર કહેવા લાગ્યા કે, "જે મૂર્ખ પુરૂષો ધરવ્યવહાર જાણ્યાવિના ફક્ત વિદ્યાભ્યાસ કરે છે તેઓ શાસ્ત્રી રીતે ભણ્યા હોય તોપણ તેમને શીંગડા વિનાના પશુઓ જાણવા આ પુત્રને શાસ્ત્રનો રસ મૂકાવવા માટે નિશ્ચે વેશ્યાના ઘરે મોકલવો કે જેથી તે સઘળો ઘરવ્યવહાર જાણે" આ પ્રમાણે વિચાર કરી ભાનુશેઠે ચારૂદત્તને વસંતસેના નામની વેશ્યાને ઘરે મૂક્યો, કારણ કે અવળુ ભાગ્ય શુ શુ નથી કરતુ? કહ્યુ છે કે—

दैव स्पृष्ट चपेटा किं, निश्राणयति जातुचित् ॥
तां वा निर्हृति दत्ते, यया स्यति स्वस्वत् ॥ १ ॥

અર્થ:—કોપ પામેલુ નસીબ શું કોઇ વખત લપડાકો મારે છે? અર્થાત્ લપડાકો મારતું નથી, પરંતુ તે એવી દુર્બુદ્ધિ આપે છે કે જે બુદ્ધિવડે પ્રાણી રાંકની પેઠે રખડે છે.

પછી વસંતસેનાએ સુરતકળાથી ચારૂદત્તને એવો વશ્ય કર્યો કે કોઇ વખત તે વેશ્યાનું ઘર છોડી દેવા તે ચારૂદત્ત સમર્થ થયો નહીં. ચારૂદત્ત વેશ્યાઘરને વિષે રહીને જેમ જેમ પોતાના ઘેરથી ધન મંગાવવા લાગ્યો, તેમ તેમ ભાનુશેઠ પુત્રના સ્નેહને લીધે આપવા લાગ્યો. આ પ્રમાણે નિરંતર પિતાનું ધન મગાવતાં ચારૂદત્તે બાર વર્ષમાં સોળ ક્રોડ ધન વાપરી દીધું. પછી નિર્ધનપણાને લીધે ભાનુશેઠે ચારૂદત્તને પોતાના ઘરે બોલાવ્યો, પરંતુ તે ક્ષણમાત્ર વેશ્યાનું ઘર છોડવા સમર્થ થયો નહીં; તેથી ભાનુશેઠ આર્તધ્યાનથી એવો રોગી થઇ ગયો કે તે મરણદશાને પહોંચ્યો. આ વાત ખેદ કરવા યોગ્ય છે કે જ્યારે પુત્રો પણ પિતાને દુઃખ આપનારા થાય ત્યારે બીજાઓ થાય તેમાં તો શું આશ્ચર્ય !!!

પછી વેશ્યાએ ધન નહિં આવવાને લીધે ચારૂદત્તનું નિર્ધનપણું જાણી તેને ઘરમાંથી કાઢી મૂક્યો. કારણ કે તેવા પુરૂષોને સુખ ક્યાંથી હોય? ચારૂદત્ત ઘરે આવ્યો અને ઘરની નિર્ધન અવસ્થા જોઈ તેમજ પિતાના મરણના ખબર સાંભળી તે શોકરૂપ સમુદ્રમાં બૂડી ગયો. પછી તે વિચાર કરવા લાગ્યો કે, "મે આ વ્યસનથી પિતાનું ધન ઉડાવી દીધું, એટલુંજ નહિં પણ પાછળથી પિતાના પ્રાણ પણ લીધા. ધિક્કાર છે! ધિક્કાર છે!! મને કુપુત્રને" આવી રીતે વિચાર કરતા તેમજ ધનના નાશથી અને પિતાના મૃત્યુથી બહુજ દીન થઇ ગએલા પોતાના પતિને જોઈ મૃગાવતીએ સ્નેહથી કહ્યું:-"સ્વામિનાથ! આવી રીતે ખેદ ન કરો, જે થવાનું હતું તે થયું, નાશ પામેલા અથવા ખોવાઇ ગયેલા પદાર્થનો સત્પુરૂષો શોક કરતા નથી. આ મ્હારાં પોતાનાં ઘરેણાં લઇ વેપાર કરો, વેપાર એ લક્ષ્મીરૂપ વેલનું મૂળ છે, આપણને વેપારીઓને વેપાર કલ્પવૃક્ષસમાન છે." સ્રીનાં આવાં મધુર વચનથી હર્ષ પામેલો ચારૂદત્ત ઘરેણાં લઇ પોતાના મામાની સાથે બીજા દેશમાં વેપાર કરવા ગયો. અનુક્રમે સમુદ્રમાં ભમતાં ભમ-

તા તેઓ સીમાવર્ત નામના નગરે આવી પહોંચ્યા ત્યાંથી તેમણે થોડા મૂલ્યથી કપાસ ખરીદ કરી ગાડીઓ ભરી પગરસ્તે તામલિપ્તીનગરી તરફ ચલાવ્યા રસ્તે ઓચિંતો અગ્નિ સળગી ઉઠયો તેથી સઘળો કપાસ બળી ગયો પછી "આ ચારૂદત્ત નિર્ભાગી છે તેનાથી મ્હારૂ ધન પણ ગયું" એમ વિચારી મામાએ તેને પાછળ મૂકી પોતે આગળ પ્રયાણ કર્યું ચારૂદત્ત ઘોડા ઉપર બેશી પૂર્વદિશા તરફ ચાલવા લાગ્યો, એવામાં અકસ્માત્ તેનો ઘોડો મરણ પામ્યો, તેથી ઘોડાને રસ્તામાં પડતો મૂકી પગવડે પૃથ્વીઉપર ભમતા ભમતા તે ચારૂદત્ત પ્રિયંગુ નામના નગરને વિષે આવી પહોંચ્યો

બીજે દિવસે સધ્યાકાળે ત્યાંના રહેવાશી સુરેદ્રદત્ત નામના શેઠે તે ચારૂદત્તને દીઠો, તેથી તેને પોતાના મિત્રનો પુત્ર જાણી બહુ માનવડે પોતાના પુત્રની પેઠે ઘરે તેડી ગયો બીજે દિવસ સુરેંદ્ર તેના કહ્યાં તોપણ દુષ્ટકર્મથી ખેંચાયેલો તે ચારૂદત્ત ધનની તૃષ્ણાથી વહાણે ચડ્યો અનુક્રમે સમુદ્રને પાર ઉતરી કોઇ દ્વીપમા આવી પહોંચ્યો, ત્યા તેણે તેત્રીસક્રોડ સુવર્ણધન એકઠું કર્યું પછી 'મ્હારા મેળવેલા આ ધનથી શું કે જેનો ઉપયોગ મ્હારા કુટુંબી લોકોએ કર્યો નહીં" એમ વિચાર કરી તે સર્વ ધનથી એક વહાણ ભરી દેશ તરફ આવવા માટે વહાણે ચડ્યો રસ્તે ખરાબ વાયુથી વહાણ ભાગી પડ્યું, પણ ચારૂદત્તના હાથમા આયુષ્યના બળથી એક પાટીયું આવ્યું તેથી તે કેટલેક દહાડે રાજપુર નામના નગરની પાસે ઉતર્યો, ત્યા સમુદ્રને કાંઠે ભમતા એવા તેણે કોઇ એક ઝાડની નિચે સૂર્યની પેઠે દેદીપ્યમાન કાંતિવાળા કાપડીને દીઠો "નિશ્ચે આવા તેજથી તેનામા કાંઇપણ કળા હશે" એમ ધારી ચારૂદત્તે તે કાપડીને પ્રણામ કર્યા કાપડીએ તેને વિશ્વાસ પમાડવા કહ્યું કે, હે વત્સ! આવ મ્હારા સરખુ જંગમકલ્પવૃક્ષ છતા તું આવો દુખી કેમ દેખાય છે?" કાપડીના આવા વચનથી મનમા સંતોષ પામેલા ચારૂદત્તે કહ્યું—"હે ભગવન્! આપના દર્શનથી મ્હારૂં દારિદ્ર નાશ પામ્યું" એમ કહી ચારૂદત્ત તે કાપડીના પગ ચાંપવા લાગ્યો અહા! ધનના અર્થી પુરૂષો કોની કોની સેવા

નથી કરતા?

પછી બીજે દિવસે તે પાખંડીકાપડીએ ચારૂદત્તને કહ્યું:- " તું મ્હારી પાછળ પાછળ ઝટ ચાલ, હું ત્હારા દારિદ્રનો નાશ કરૂં. " એમ કહી કાપડી આગળ અને ચારૂદત્ત પાછળ એમ બન્ને જણા ચાલ્યા અને મ્હોટા પર્વતવાળા એક અરણ્યમાં આવી પહોંચ્યા. તે પર્વતના મધ્ય ભાગમાં એક ગુફાને વિષે ભોંયરૂં હતું, તેનું બારણું ઉઘાડી બન્ને જણા તુરત અંદર પેઠા. આગળ જતાં જાણે નરકનું સ્થાન હોયની! એવો એક ચાર હાથ પહોળા મોંઢાવાળો ભયંકર કૂવો આવ્યો; એટલે પાખંડીકાપડીએ ચારૂદત્તને કહ્યું:- " હે ચારૂદત્ત પુત્ર! તું આ કૂવાની અંદર પેસી તેમાંથી આ તુંબડીવતી રસ કાઢ, એ રસ જગત્માં સારરૂપ છે, વળી તે દેવતાઓને પણ દુર્લભ છે; કારણ કે જે રસના એક ટીંપાથી બહુ તાંબુ સોનું થઈ જાય છે. પછી ચારૂદત્ત લોભથી તુંબડી લઇ એક માંચી ઉપર બેઠો, તેવારે કાપડીએ માંચીને ચારે બાજુ દોરડી બાંધી તેને કુવાની અંદર ઉતાર્યો. પછી રસની પાસે આવેલો ચારૂદત્ત જેટલામાં તુંબડું હાથમાં લઇ રસ ભરવા જાય છે તેટલામાં કોઇએ તેને વાર્યો કે, " અરે! તું રસ ન લે. " તેવારે ચારૂદત્તે કહ્યું. " હુ ભાનુશેઠનો પુત્ર છુ, મુનિની આજ્ઞાથી અહિં આવ્યો છું, પણ તુ કોણ છે કે જે તું મને રસ લેતાં વારે છે. એ સઘળું મને કહે? " ચારૂદત્તનાં આવાં વચન સાંભળી જેણે તેને વાર્યો હતો તેણે કહ્યું:-" હું સમુદ્રમાં મુસાફરી કરનારો વેપારી છું, મ્હારૂં વહાણ ભાગી ગયુ, અને હું પાટીયું હાથ આવવાથી સમુદ્રની બહાર આવ્યો, ત્યાં આ સન્યાસીએ મને લોભ પમાડી કૂવામાં ફેંકી દીધો અને રસ પોતે લઇ ગયો. હે વત્સ! એ દુષ્ટ, માણસને લોભ પમાડી કૂવામાં ફેંકી દે છે અને પોતે રસ લઈ ચાલ્યો જાય છે. વળી આ રસ જે માણસના શરીરને અડકે છે તેનું સર્વ શરીર ગળી જવાથી તે માણસ થોડા વખતમાં વેદનાથી વ્યાકુળ થઈ મરણ પામે છે; માટે તું આ રસને અડીસ નહીં. પણ તુંબડી મને આપ, હું તે ભરીને તને આપું. જગત્માં જીવિત સર્વને વહાલું હોય છે. " આવાં વચન સાંભળી ચારૂદત્તે તેને તુંબડુ આપ્યુ

અને તે માણસે પણ રસથી ભરી તે તુબડું પાછું ચારૂદત્તને આપ્યુ. પછી ચારૂદત્તે શબ્દ કર્યો એટલે ઉપરથી કાપડીએ દોરડું મૂક્યુ, તે દોરડાની સાથે પેલુ રસ ભરેલું તુબડું બાધ્યુ પછી તુબડાસહિત ચારૂદત્ત જેટલામા કૂવાના મોઢા આગળ આવ્યો તેટલામા કાપડીએ આવીને બાધેલા દોરડા તોડી નાખ્યા તેથી ચારૂદત્ત રસથી ભરેલા તુબડાસહિત પાછો કૂવામા ગબડાયો, પરંતુ પુણ્યના યોગથી રસમા નહિ પડતા પડખેના ભાગ ઉપર પડયો. હવે ચારૂદત્ત વિચાર કરવા લાગ્યો કે, "પહેલો ધનનો નાશ થયો, પછી પિતાનુ મરણ થયુ, ત્રીજુ વહાણ ભાગ્યુ અને આ ત્રીજી વખત મરણના મુખમા પણ આવી પડયો છુ હાય હાય! દીન એવો હુ હવે શુ કરૂ?"

પછી ધીરજ ધરી માથાઉપર હાથ જોડી ચારૂદત્તે જિન, સિદ્ધ, સાધુ અને ગુરૂ વિગેરેને નમસ્કાર કર્યો ત્યાર પછી તેણે કહ્યુ કે—"હુ પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન, અને પરિગ્રહને વોસરાવુ છુ વળી જો આ શરીર નાશ પામે તો આ સ્થાનકે અશન, શરીર અને ઉપગરણાદિકને મન, વચન અને કાયાથી વોસરાવુ છુ" આ પ્રમાણે આગારસહિત અનસન લઈ વ્રતને અગિકાર કરી ચારૂદત્તે પોતના આત્માને ઉત્તમસમાધિને વિષે સ્થાપન કર્યો. પછી તેણે ચતુર્વિધ શરણ કર્યું કે, "મ્હારે જિનેશ્વર, સિદ્ધ, સાધુ અને કેવળીપ્રરૂપિત ધર્મ શરણ થાઓ જીવોને માતા, પિતા, ભાઈ, સ્ત્રી, પુત્ર અને મિત્ર વિગેરે ગાઢસ્નેહવાળા હોય તોપણ આપત્તિને વિષે શરણ થતા નથી જેમણે તૃણની પેઠે પોતાની સ્વાધિન એવી લક્ષ્મી ત્યજી દીધી છે તે ધન્યપુરૂષોને નમસ્કાર થાઓ. પોતે કરેલી આશા અને લોભથી આધળા થએલા પ્રાણીઓ જેવી રીતે સસારરૂપ સમુદ્રને વિષે બૂડે છે, તેવી રીતે મ્હારા સરખા ધનની ઇચ્છા કરનારા પુરૂષો પણ મરણ પામે છે"

આ વચને કૂવામા રહેલા પુરૂષે કહ્યુ—"હે ભદ્ર! તુ ખેદ ન કર કેમકે પણ પૂર્વે કરેલા કર્મને ભોગવ્યાવિના છુટવાને સમર્થ થતો નથી, તેમજ જીવ પૂર્વે કરેલા કર્મને ભોગવે છે હુ બહાર તને નિકળવાનો ઉપાય દેખાડુ તે સાભળ—ગયે દિવસે ઘો આ

કૂવામાંથી રસને પીને ગઇ છે, તે ફરીને જ્યારે રસ પીવા માટે આવશે ત્યારે આ કૂવામાંથી ત્હારૂં નિકળવું થશે; એ વિના બીજો કોઈ ઉપાય નથી.” આવાં જીવિતના મૂલરૂપ તે પુરૂષનાં વચનને સાંભળી ચારૂદત્ત મનમાં બહુ હર્ષ પામ્યો અને તે પુરૂષનાં વખાણ કરવા લાગ્યો. એવામાં તે કૂવામાં રહેલો પુરૂષ શરીરે રસ લાગવાથી ગળી જઇને પંચપરમેષ્ટીનુ ધ્યાન કરતો કરતો મૃત્યુ પામ્યો. તેથી દિવસ છતાં પણ રાતની પેઠે ઘોર અંધારાવાળી ગુફાની અંદર રહેલા કૂવામાં પડેલો ચારૂદત્ત બહુ ભય પામવા લાગ્યો, એવામાં 'સર સર શબ્દ કરતી ઘો આવી, તેને જોઇ તે બહુ હર્ષ પામ્યો. ઘોસારરૂપ રસને પીને જેટલામાં કૂવાથી બહાર નિકળવા લાગી તેટલામાં પાછળ ઉભા રહેલા ચારૂદત્તે તેનું પુંછડું પકડ્યું, તેથી ઘસડાતો તે ચારૂદત્ત ગર્ભથી નિકળતા જીવની પેઠે ઘોની સાથે બહાર નિકળ્યો. પછી ઘોના પૂંછડાને ત્યજી દઈ સ્વસ્થ થએલો તે નવકારમંત્રનું સ્મરણ કરતો જેટલામાં આગળ ચાલવા લાગ્યો તેટલામાં તેને વનના કોઇએક ભયંકર પાડાએ દીઠો. પાડો તેને મારવા માટે દોડ્યો એટલે ચારૂદત્ત પથ્થરના ટેકરા ઉપર ચડી ગયો, પછી જેટલામાં પાડો તેનો માર્ગ રોકીને બેઠો તેટલામાં તેજ પાડાને વનનો કોઇ અજગર ગળી ગયો.” જે માણસ બીજા કોઇનું ભુંડું ચિંતવે છે તો તે ભુંડું ચિંતવનારનું પ્રથમ ભુંડું થાય છે.” એમ કહી ચારૂદત્ત તેઓનું સ્વરૂપ જોઇ પથ્થરના ટેકરાઉપરથી નિચે ઉતર્યો અને 'અનાથ લોકોનું ભાગ્ય જાગતું હોય છે એવી લોકમાં વાત સંભળાય છે' એમ વિચાર કરતો કરતો અરણ્યમાંથી પાસેના કોઇ ગામમાં ગયો, ત્યાં તેને તેના મામાના મિત્ર રૂદ્રદત્તે દીઠો. રૂદ્રદત્ત તેને ઓળખી પોતાને ઘેર લઈ ગયો અને તેણે તેને બહુ દિવસ સુધી રાખ્યો.

કોઇએક દિવસે રૂદ્રદત્ત અને ચારૂદત્ત ધનના લોભથી સુવર્ણભૂમિ તરફ ચાલ્યા. રસ્તામાં વેગવતી નદીને ઉતરી તેઓ ટંકણ દેશમાં આવી પહોચ્યા. તે દેશનો માર્ગ બહુ વિષમ હતો, તેથી તે માર્ગને ઉલ્લંઘન કરવા માટે તેઓએ બે બકરા ખરીદ કર્યા; પછી રૂદ્રદત્તે હાથ જોડી ચારૂદત્તને કહ્યું કે:-“આપણે પગે ચાલીને સુવ-





ર્ણભુમિએ પહોચી શકના સ ર્થ નથી, માટે આ બે બકરાને મા રી તેના ચામડાની મશક બનાવીને તેમા આપણ બન્ને જણા પેશીએ, કારણ અહિયા ભારંડપક્ષીઓ બહુ આવે છે, તેઓ માસના લો ભથી ચાચવડે મશકને ઉપાડી આપણને ક્ષણવારમા સુવર્ણભૂમિએ પહોચાડશે, તેથી આપણે તેમના પ્રસાદથી આ અરણ્યને સહેજ વારમા પાર ઉતરીશુ ” તે સાભળી ચારૂદત્તે કહ્યુ -“આપણે તેમના લીધે આટવી ભૂમી આવ્યા છીએ તો તેમને મારી નાખના એ શુ યોગ્ય છે? વળી આપણુને પોતાને શરીરે જેવી પીડા થાય છે તેવી પીડા બીજાને શરીરે પણ થાય છે, માટે હિંસાથી નિવૃત્તિ પામો ધનને અર્થે જે હિંસા કરવી તે હિંસા બીજા ભવને વિષે તમને અને મને નરકાદિક દુ ખ આપનારી થાય છે ”

પછી રૂદ્રદત્તે “આ અમારા માતા પિતા નથી, તેમ નથી સ્વજન કે ગોત્રી” એમ કહી પોતાના બકરાને મારી નાખ્યો તેવારે ચારૂદત્તે પોતાના બકરાની પાસે આવી દયાથી આ પ્રમાણે ધાર્મિકવચન તેના કાનમા સભળાવ્યુ કે, “હે મહાભાગ ! તે નિશ્ચે પૂર્વભવને વિષે પશુવધ કર્યો છે, તે કારણથી આજે તને આ રૂદ્ર ત્ત મારશે જે પ્રાણીઓ મન, વચન, કાયાથી જે ઘોરકર્મ ઉ પાર્જ્યુ હોય તે કર્મ તેને બીજા ભવમા નિશ્ચે ભોગવવુ પડે છે માટે હે ભાઇ ! તુ મન, વચન અને કાયાથી પ્રાણાતિપાત વિરમણને ધારણ કર, ત્હારે કદારે પણ જુઠુ બોલવુ નહી, કાઇપણ અદત્ત લેવુ નહીં, બ્રહ્મચર્યને વિષે આગ્રહ રાખજે અને પરિગ્રહને વિષે સંતોષ ધરજે અર્હંત, સિદ્ધ, સાધુ અને જિનધર્મ તને શરણ થાઓ તુ સર્વ જીવોને ખમાવ અને ક્ષમા કર સર્વ જીવો ઉપરથી વૈર ત્યજી દઇ તેમને પોતાના મિત્રો માન્ય ” આ પ્રમાણે ચારૂદત્તે બકરાને ધર્મ સભળાવી તેને જેટલામા વારવાર નવકારમત્ર સ ભળાવવા માડ્યો, તેટલામા રૂદ્રદત્તે તેને મારી નાખ્યો પછી રૂદ્રદત્તે તેમના ચામડાની બે મશક તૈયાર કરી એકમા ચારૂદત્તને નાખ્યો અને બીજામા પોતે પેઠો થોડે વખતે ત્યા ભારંડપક્ષીઓ આવ્યા, તેમણે માસના લોભથી મશકો ઉપાડી આકાશમા ઉડવા માડયુ રસ્તે તેમને બીજા ભારંડપક્ષીઓ સાથે યુદ્ધ થયુ, તેથી તેઓએ



મશકોને મોઢામાંથી પડતી મૂકી, તેથી તે મશકો કોઇ મ્હોટા તળાવમાં પડી. પછી ગર્ભથાંથી નિકળતા એવા જીવની પેઠે મશકોને ફાડી બન્ને જણા બહાર નિકળ્યા અને તળાવને ઉતરી તે દિવસે વનમાં ભમવા લાગ્યા. આગળ જતાં ચારૂદત્તે આતાપના કરતા એવા ઉંચા હાથવાળા એક મહાધૈર્યવંત મુનિને દીઠા. ચારૂદત્તે તેમની પાસે જઇ હાથ જોડી જેટલામાં હર્ષથી નમસ્કાર કર્યો તેટલામાં મુનિએ કાયોત્સર્ગ પારીને તેને પુછયું:-હે મહાનુંભાવ! તું કોણ છુ? કયાંથી આવ્યો છું? અને શા કારણ માટે આવ્યો છું? આ કુંભકંઠ નામના દ્વીપમાં કર્કોટપદ્મ નામના વિશાળ પર્વતને તું જાણે છે? આ મ્હોટા દ્વીપમાં દેવ, વિદ્યાધર અને ચારણો આવી શકવાને સમર્થ નથી તો પછી માણુસ તો કયાંથીજ આવી શકે? માટે તું અહિં શીરીતે આવ્યો છું? મુનિરાજે આ પ્રમાણે પૂછયું એટલે ચારૂદત્તે પોતાનું સર્વ વૃતાંત્ત ગદ્ગદ્ વાણીથી કહી સંભળાવ્યું. તેવારે મુનિરાજે દયાથી કહ્યું.-"હે ભદ્ર! આ સસારમાં વસનારા પ્રાણીઓને આપત્તિઓ સુલભ અને સંપત્તિઓ દુર્લભ હોય છે, ઈંદ્ર પણ ભાગ્યને ફેરવી શકવા સમર્થ નથી. હે મહાભાગ! ભાગ્ય અવળું હોય ત્યારે પ્રાણીઓને શું શું દુઃખ નથી પડતું? માટે તું મનમાંથી શોક ત્યજી દે." મુનિરાજ આ પ્રમાણે ચારૂદત્તને કહેતા હતા, એટલામાં બે વિદ્યાધરો આકાશમાંથી ઉતર્યા અને પોતાનું નામ ગોત્ર વિગેરે કહી તે મુનિરાજને વંદના કરી.

પછી ઉત્તમ રૂપ અને લાવણ્યવાળા તેઓને કુશળ સમાચાર પૂછીને ચારૂદત્તે પુછયું:-"તમે કોણ છો? અને કયાંથી આવ્યા છો?" તેવારે તે બન્ને વિદ્યાધર પુરૂષોએ કહ્યું.-"હે ભલા માણુસ! અમે વૈતાઢયપર્વતથી આવ્યા છીએ, અને આ મુનિરાજના પુત્રો છીએ. અમારૂં આવવું ફક્ત તેમને વંદના કરવા માટે થયું છે." આ પ્રમાણે તે વિદ્યાધરો પોતાની વાત કહેતા હતા, એવામાં તેઓએ આકાશમાર્ગે દિવ્યવાજીંત્રોના શબ્દ સાંભળ્યા; તેથી તે સર્વે ઉચું જોવા લાગ્યા તો તેમણે તેજથી સૂર્યમંડળની પેઠે દિશાઓ પ્રકાશ કરનારા એક વૈમાનને દીઠું. તે વિમાનમાંથી દેવદેવીઓના પરિવારવાળા કોઇએક દેવતાએ ઉતરી પ્રથમ ચારૂદત્તને




ત્રણ પ્રદક્ષિણાપૂર્વક નમસ્કાર કર્યો અને પછી મુનિરાજને વંદના કરી તે વખતે વિદ્યાધરોએ કહ્યું —"હે દેવરાજ ! દેવતાઓએ દેખાડેલા માર્ગે માણસો ચાલે છે, તો તમે સાધુરાજને મૂકી પ્રથમ શ્રાવકને,શામાટે વંદના કરી ? તમારા સરખાનું આવું અયોગ્યકાર્ય કયા પુરૂષને ખેદ નહિ પમાડે ?" ત્યારે દેવતાએ કહ્યું –હે વિદ્યાધરો ! મને ધર્મ સંભળાવનારા એ મ્હારા ધર્મગુરૂ છે અને એ ધર્મના પ્રસાદથીજ હું આવી દિવ્યસમૃદ્ધિ પામ્યો છું, આ કારણથીજ મેં તે મહાત્માને પ્રથમ નમસ્કાર કર્યો છે, જે જેનાથી ધર્મ પામે તે તેને નમસ્કાર કરવાયોગ્ય છે " વિદ્યાધરોએ કહ્યું "હે દેવેશ્વર' આ શ્રાવક તમારો ગુરૂ શી રીતે થયો ? અને તમે આ દિવ્ય સમૃદ્ધિ કેમ પામ્યા ? એ અમને યથાર્થ કહો " તેવારે દેવતાએ પશુઘાત વિગેરે સર્વ વાત કહી અને પછી હાથ જોડી ચારૂદત્તને કહ્યું –"હે ચારૂદત્ત ! અમારાથી તમારો શો ઉપકાર થઈ શકે તેમ છે ? તોપણ લક્ષ્મી રાજ્ય વિગેરે જે કાંઇ જોઇતુ હોય તેની આજ્ઞા આપો " આ વખતે વિદ્યાધરોએ દેવતાને કહ્યું –"હે સુરેશ્વર ! તમે ચિંતા ત્યજી દો અમે તે ઉત્તમપુરૂષને તેને સ્થાનકે પહોંચાડશું " વિદ્યાધરોના આવા વચન સાંભળી દેવતા ચારૂદત્તની સ્તુતિ કરવાપૂર્વક નમસ્કાર કરી તુરત સ્વર્ગે ગયો

પછી મુનિરાજે ચારૂદત્તને સમ્યક્ દિશાવિરમણવ્રત સંભળાવ્યું તે સાંભળી ચારૂદત્તે હર્ષ પામીને કહ્યું –"હે ભગવન્ ! મે દિશાવિરમણવ્રત નહિ લેવાથી ઘણા ગાઢ દુઃખો અનુભવ્યાં છે, માટે હું મ્હારા નગરે જઇને તે વ્રત ધારણ કરીશ "

હવે બન્ને વિદ્યાધરો મુનિરાજને વંદના કરી ચારૂદત્તને સાથે લઈ વૈતાઢ્યપર્વત ઉપર આવ્યા ત્યાં તેમણે ચારૂદત્તને પોતાને ઘેર રાખી પૂજા સત્કારાદિક કરી પોતાની પુત્રીઓનું તેની સાથે લગ્ન કર્યું પછી ચારૂદત્ત ત્યાં મેંકરો સુખ ભોગવતો બહુ કાળ રહ્યો

એક દિવસ વિદ્યાધરના રાજાએ ચારૂદત્તને કહ્યું કે, "હરીવંશને વિષે ઉત્પન્ન થએલ કૃષ્ણ વાસુદેવ આ મ્હારી પુત્રીનો વર થશે, એમ મને નિમિત્તિએ કહ્યું છે, માટે તું આ મ્હારી પુત્રીને લઇ દ્વારકામાં કૃષ્ણ વાસુદેવ પાસે પરણાવ " ચારૂદત્તે તેની હા




કહી એટલે વિદ્યાધરરાજાએ એક વિમાનમાં મણિ સુવર્ણ વિગેરે ભરી કન્યાસહિત ચારૂદત્તને બેસારી આકાશમાર્ગે વિદાય કર્યો. પછી દિશાઓને વાજીંત્રોના શબ્દથી ગજાવતો તે ચારૂદત્ત દ્વારકામાં પોતાના મામાને ઘેર ગયો, ત્યાં મામાએ તેનો બહુ આદરસત્કાર કર્યો; ત્યાંથી કૃષ્ણ વાસુદેવ પાસે જઇ તેમને વિદ્યાધર પુત્રી આપી કૃષ્ણે ચારૂદત્તને રહેવા માટે સુંદર મહેલ આપ્યો અને બહુ લક્ષ્મી પણ આપી તેથી ચારૂદત્ત પોતાની બન્ને સ્ત્રીઓ સહિત ત્યાં સુખે નિવાસ કરી આનંદ પામ્યો. અનુક્રમે બહુ કાળ વિષયસુખ ભોગવી તે ચારૂદત્તે દિશાવિરમણવ્રત આરાધ્યું, તેના પ્રભાવથી તે સ્વર્ગને વિષે ગયો.

ઇતિ ચારૂદત્તની કથા.

---

શ્રી મહાવીરપ્રભુ આણંદ વિગેરે શ્રાવકને કહે છે કેઃ-હે ભવ્યજનો! પ્રથમ દિશાવિરમણવ્રત નહિ કરનારા અને પછી તે વ્રત લેનારા એવા ચારૂદત્તનું ચરિત્ર સાંભળીને તમે દિશાપરિમાણવ્રત આદરો.

પછી આણંદશ્રાવકે મન વચન કાયાવડે શ્રી જિનેશ્વરના મુખથી દિશાવિરમણવ્રત ધારણ કર્યું તેનો આલાવો આ પ્રમાણેઃ—

दिसापरिमाणं समणोवासए पच्चक्खाइ ॥ से दिसापरिमाणे तिविहे पन्नते ॥ तं जहा ॥ १उड्ढदिसापरिमाणे २अहोदिसापरिमाणे ३तिरिअदिसापरिमाणे ॥ समणोवासएणं पंच अइआरा जाणियव्वा न समायरिअव्वा ॥ तं जहा ॥ १उड्ढदिसप्पमाणाइक्कमे २अहोदिसप्पमाणाइक्कमे ३तिरिअदिसप्पमाणाइक्कमे ४सखित्तवुड्ढी ५सइअंतद्धाणं ॥

શ્રાવક દિશાપરિમાણનું પચ્ચખ્ખાણ કરે છે. તે દિશાપરિમાણ ત્રણ પ્રકારનું કહ્યું છે. ૧ ઉપરની દિશાનું પરિમાણ, ૨ નિ

ચેની દિશાનું પરિમાણ, ૩ નાસીદિશાનું પરિમાણ શ્રાવકે દિશાપરિમાણવ્રતના પાંચ અતિચાર જાણવા, પણ આચરવા નહી તે અતિચાર આ પ્રમાણે —

૧ ઉપરની દિશાના પરિમાણને ત્યજી દેવું, ૨ નિચેની દિશાના પરિમાણને ત્યજી દેવું, ૩ ત્રાસીદિશાના પરિમાણને ત્યજી દેવું, ૪ એક તરફ પરિમાણ વધારવું અને એક તરફ ઘટાડવું, ૫ ભુલી જવાથી ધારેલું પરિમાણ ત્યજી દેવું

પછી શ્રી વીરપ્રભુએ આણંદશ્રાવકની આગળ ભોગોપભોગ વ્રત કહ્યું કે, જે એકવાર ભોગવાય તે ભોગ કહેવાય છે, અને જે વારંવાર ભોગવાય તે ઉપભોગ કહેવાય છે, એમ તત્ત્વોના જાણ એવા તીર્થંકરોએ કહ્યું છે જે શ્રાવક ભાવથી ભોગોપભોગ વ્રતનું પરિમાણ કરે છે, તે આ લોકમાં ભોગોપભોગનું સ્થાનક થાય છે જે સાતમાવ્રતરૂપ ભોજનાદિકને વિષે પરિમાણ કરે છે તે ધર્મકુમારની પેઠે જલદી ઘણા કર્મરૂપરોગથી મૂકાઈ જાય છે તેવારે આણંદશ્રાવકે પુછ્યું "હે ભગવન્! તે ધર્મકુમાર કોણ હતો? અને તેણે ભોજનાદિકને વિષે શીરીતે પરિમાણ કર્યું હતું?" ત્યારે શ્રી મહાવીરપ્રભુએ કહ્યું —

## ભોગોપભોગ નામના બીજા ગુણવ્રત ઉપર ધર્મકુમારની કથા

---

જંબુદ્વીપના આ ભરતક્ષેત્રમાં મહામુનિના કાવ્યની પેઠે બહુ અર્થ (ધન) થી ભરપૂર અને આશ્રમ વિગેરે તીર્થોથી પરિપૂર્ણ તેમજ શૃંગારાદિ અનેક પ્રકારના રસથી સંપૂર્ણ એવું કમળપુર નામે નગર છે, ત્યાં સર્વ રાજાઓને વિષે મુકુટમણિરૂપ અને યુદ્ધમાં ખડ્ગથી વિજય મેળવનારો સત્યાક્ષ નામનો રાજા રાજ્ય કરતો હતો

એક દિવસ કોઈ નિમિત્તના જાણ પુરુષે આવી રાજાને કહ્યું કે, "આ દેશમાં બાર વર્ષનો દુકાળ પડશે" નિમિત્તના જાણ પુરુષના આવા વચન સાંભળી 'તેમના વચન ખોટા ન હોય' એમ

ધારી રાજા મનમાં બહુ કંપવા લાગ્યો, અને મણિ, સોનું, રૂપું વિગેરે સર્વ ધન ખરચી ધાન્ય અને ઘાસનો સંગ્રહ કરવા લાગ્યો; કેટલાક લોકો ધન અને ધાન્ય નહિ હોવાને લીધે બીજા દેશમાં જવા લાગ્યા; કેટલાક વાહાણે ચડ્યા; કેટલાક બીજે દ્વીપે ગયા; અને કેટલાક નગરવાસી લોકો ઘરેણાં વેચી અનાજ ખરીદવા લાગ્યા. આ પ્રમાણે સર્વ નગરવાસી લોક નિર્ધનપણાથી ફાગણમાસમાં ખરીપડેલા પાંદડાવાળા આંબાના ઝાડની પેઠે શોષાવા લાગ્યા. રાજા પણ "હાય હાય! મ્હારી આ નિર્ધન પ્રજા ક્યાં જશે" એવા શોકથી પોતાના પ્રભુપણાને નિંદવા લાગ્યો. આવી રીતના ગાઢશોકથી રાજા અત્યંત તપી રહ્યો હતો, એવામાં અષાડ માસના પહેલા દિવસને વિષે પૂર્વદિશાનો સુખકારી પવન વાવા લાગ્યો અને થોડે વખતે સુગાળરૂપ કલ્પવૃક્ષના અંકુરાની પેઠે પૂર્વ દિશામાં વાદળાંનો જથ્થો તેના જોવામાં આવ્યો; પછી જેમ પુણ્યવંત પુરૂષની લક્ષ્મી વધવા લાગે તેમ જોતાં જોતાં વાદળાંનો જથ્થો વધવા લાગ્યો; તેની સાથે રાજાનો હર્ષ પણ વધવા લાગ્યો. અને ગાઢ વિજળીરૂપ આંગળીએ કરીને જાણે વરસાદને બંધ કરનારા ગ્રહોને તિરસ્કાર કરતો હોયની! જોશીઓરૂપ બગલાના સમૂહના નેત્રોને હર્ષ પમાડતો હોયની! અને દુકાળરૂપ મ્હોટા ચોરને ભય પમાડવા માટેજ ગર્જના કરતો હોયની! એવો મેઘ પોતાના ધારારૂપ મુશળ (સાંબેલા) વડે જાણે પૃથ્વીને ખાંડવા લાગ્યો હોયની! એમ માણસોને હર્ષ પમાડતો છતો એવી રીતે વરસવા લાગ્યો કે જેથી 'પૃથ્વી પાણીમાં બૂડી જશે.' એમ લોકો માનવા લાગ્યા અને પરસ્પર હાથમાં તાળીઓ દઈ પેલા નિમિત્તના જાણ પુરૂષની મશ્કરી કરતા કહેવા લાગ્યા કે, "નિશ્ચે આ વરસાદથી દુકાળ ગયો." પછી મેઘ સર્વ પૃથ્વીને પાણીવડે કૃતાર્થ કરી જાણે લોકની સ્તુતિના ભયથીજ હોયની! એમ કોઇ ઠેકાણે ચાલ્યો ગયો. મ્હોટાની રીત એવીજ હોય છે.

એક દિવસ વનપાળે રાજાની પાસે આવી હાથ જોડીને આ પ્રમાણે વિનંતી કરી કે:-"હે નાથ! આપના ઉદ્યાનમાં ચાર માસનો નિવાસ કરીને રહેલા યુગધર નામના મુનિને આજે કેવળ-




જ્ઞાન ઉત્પન્ન થયું છે” આવાં વચન સાંભળી વનપાળને ઘરેણાં વિગેરે આપીને સંતોષ પમાડી રાજા સત્યાક્ષ મુનિને વંદના કરવા માટે તુર્ત ઉદ્યાનમાં આવ્યો ત્યાં તેણે મુનિને ત્રણ પ્રદક્ષિણાપૂર્વક વંદના કરી ધર્મદેશના સાંભળી પછી રાજાએ હાથ જોડીને હર્ષથી પૂછ્યું “હે ભગવાન્! નિમિત્તના જાણપુરૂષનું વચન ખોટું શાથી થયું?” ત્યારે કેવળી યુગંધરમુનિએ કહ્યું-‘હે રાજન્! સાવધાન થઈને સાંભળ જો કે ગ્રહયોગથી બાર વર્ષનો દુકાળ પ્રગટ થયો હતો, પરંતુ જે કારણથી તે નિષ્ફળ થયો તે નિમિત્તનો જાણપુરૂષ જાણતો નહોતો હે રાજન્! જેણે બાર વર્ષનો દુકાળ તોડી નાખ્યો, તેનો સંબંધ સાંભળ—

આ ભરતક્ષેત્રના પુરિમતાન નામના નગરમાં ચૈતનાનસ્થાને વિષે પણ કર્મના દોષને લીધે મહારોગથી પીડા પામતો એવો કોઈ પ્રવર નામનો પુરૂષ રહેતો હતો, તે પુરૂષ રસનાઇંદ્રિયના લોભથી જે જે રસ ખાતો તે તે રસ તેને બહુ પીડા કરનારો થઈ પડતો હતો એક દિવસે તે પુરૂષે વિચાર્યું કે “જે ભોજન મ્હારા શરીરને બહુ પીડા કરનારૂં થાય છે તેનું પચ્ચખ્ખાણ લઉં છું અનાહારનું ફળ શામાટે ન લઉં? ઉત્તમનેત્રવાળી સ્ત્રી પણ મ્હારી સેવા કરતી નથી, એટલુંજ નહીં પણ તે મ્હારા સામું નહિં જોતાં દૂર નાસતી ફરે છે, તો તે સ્ત્રીનું પણ પચ્ચખ્ખાણ લઉં છું આ મ્હારા મનુષ્યજન્મને શામાટે ન સફળ કરૂં?” આ પ્રમાણે વિચાર કરીને બુદ્ધિવંત પુરૂષોને વિષે મુકુટમણિ સરખા અને ઉજ્જવળ બુદ્ધિવાળા તે પુરૂષે ગુણવંત ગુરૂઓની પાસે જઈને કહ્યું-‘હે સ્વામિન્! આજથી આરંભીને હું દૂધ, દહીં, ઘી, તેલ, ગોળ વિગેરે મીઠા, ચીકણા, ખારા, ખાટા આહારને નહિં ખાઉં, વળી હમેશાં ઉણોદરીતપ કરીશ, તેમજ જેઓની પાસે રહેવાથી પુરૂષ ક્યારે પણ મુક્તિ પામી શકતો નથી એવી સંસારના મૂળરૂપ સ્ત્રીઓનું પણ પચ્ચખ્ખાણ લઉં છું.”

પછી ધારેલા વ્રતને સુખે પાળતો એવો તે પુરૂષ કેટલેક દિવસે વ્રતના પ્રભાવથી નીરોગી થયો અને અનુક્રમે તેને બહુ લક્ષ્મી પણ પ્રાપ્ત થઈ રૂપથી જાણે સમુદ્રની લહેરોજ હોયની!





એવી દાસીઓ, જાણે થોડી સમૃદ્ધિવાળા સ્વર્ગને ત્યજીને દેવનાની સ્ત્રીઓજ આવી હોયની! એમ તેના ઘરને વિષે ક્રીડા કરતી હતી. આ પ્રકારની સમૃદ્ધિ છતાં વૈરાગ્યના રંગથી રંગાઇ ગયેલુ તે પ્રવરનુ ચિત્ત કયારેપણુ ઇંદ્રિઓને સ્વાધીન થયું નહીં. તેના ઘરને વિષે બહુ બહુ માર્ગોથી અસંખ્ય ધન આવવા લાગ્યું, તેવીજ રીતે તે પાત્રદાન, દયાદાન અને ઉચિત્તદાન એ ત્રણ માર્ગથી જતું પણ હતું.

કોઇ વખત એવો મ્હોટો દુકાળ પડયો કે જેમાં માતા પિતા અને ભાઈ બ્હેન અનાજને માટે લડવા લાગ્યાં, અને બિચારા ગરીબ લોકો તો અનાજવિના યમરાજની નગરીમાં પહોંચ્યા જેમ ઉનાળાની ઋતુમાં સામાન્ય તળાવો સુકાઈ જાય અને સમુદ્ર વૃદ્ધિ પામે તેમ સામાન્ય દાનેશ્વરીનાં દાન બંધ થઇ ગયાં અને પ્રવરનું દાન વૃદ્ધિ પામવા લાગ્યું. તેથી જેમ સંસારથી ભય પામતા પ્રાણીઓ વિતરાગના ધર્મને સેવે તેમ દુકાળથી ભય પામેલા લોકો પ્રવરની સેવા કરવા લાગ્યા. ચારે દિશાઓ તરફથી આવેલા લાખો મુનિઓને પ્રવર હર્ષથી પકવાન, દુધ, દહીં, ઘી, વિગેરે પ્રાસુક વસ્તુઓ વોરાવવા લાગ્યો; તેમજ માતા, પિતા, ભાઇઓ, બ્હેનો અને બીજા કાર્ય કરનારા અસંખ્ય માણસોને નિરંતર પોતાના ઘરે જમાડવા લાગ્યો. પછી અખંડિત વ્રતવાળો, દાન આપવામાં પ્રીતિવાળો અને વખાણવાયોગ્ય ગુણવાળો તે પ્રવર કાળ કરી સ્વર્ગને વિષે ગયો. ત્યાં દેવભવમાં શાશ્વતજિનેશ્વરની મહાયાત્રા કરવાથી નિર્મળ બુદ્ધિવાળા અને ઇંદ્રના સરખી સમૃદ્ધિવાળા તે દેવતાએ વિચાર્યું કે, "હુ અહિંથી ચવીને કોઇ યુગપ્રધાન શ્રાવકને ઘેર પુત્રપણે ઉત્પન્ન થાઉં, પણ કોઈ અધમ કુળવાળાને ત્યા ઉત્પન્ન નહીં થાઉં."

કેવળી યુગંધરમુનિ સત્યાક્ષરાજાને કહે છે કે:-હે રાજન્! આ ત્હારા નગરના ચિત્રશાળા નામના પરામાં જિનધર્મને વિષે તત્પર અને દયાવંત એવો બુદ્ધ નામનો શ્રાવક રહે છે, તેને વિમળા નામની સ્ત્રી છે. એ શ્રાવકે બાર વર્ષનો દુકાળ જાણ્યા છતાં પણ ધાન્યનો સંગ્રહ કર્યો નહોતો. હવે તે બુદ્ધની સ્ત્રી વિમળાના ઉદરમાં

પેટો પનર કે જે દેવતા થયો હતો તે ઉત્તમસ્વપ્ન આપી અવતર્યો અને પૂરા માસ પૂર્ણ થયા એટલે શુભનક્ષત્રને વિષે જન્મ્યો છે, તે પુત્રના જન્મના પુણ્યથી આ બાર વર્ષનો દુકાળ દૂર થઈ ગયો

કેવળીના આવા વચન સાંભળી બહુ હર્ષ પામેલો રાજા સત્યાક્ષ તેમને વંદના કરી બુદ્ધશેઠને ઘેર આવ્યો, ત્યાં તેણે પુત્રના ખોળામાં માથું મૂકીને કહ્યું કે, "દુર્ભિક્ષરૂપસમુદ્રમાં પડતા જગતને તારવામાં વહાણસરખા હે બાળક! હું તને નમસ્કાર કરૂં છું મ્હારા રાજ્યનો રાજા તું પોતે છે અને હું ત્હારો તળાર છું" પછી રાજાએ "દુર્ભિક્ષને દૂર કરવાથી આ કુમાર મૂર્તિવંત ધર્મસમાન છે" એમ વિચાર કરી તેનું ધર્મ એવું નામ પાડ્યું ધર્મકુમારનું આવું આશ્ચર્ય કરનારૂં ચરિત્ર સાંભળી બીજા રાજાઓએ પણ પોતાના દેશમાં દુર્ભિક્ષને દૂર કરનારી ધર્મકુમારની આજ્ઞા ફેરવી, અને નદીઓ જેમ સમુદ્રને મળે તેમ અનેક રાજકન્યાઓ ધર્મકુમારને પરણી હવે સર્વ પૃથ્વીઉપર પોતાની આજ્ઞા ફેરવનારો અને ગુરૂની સેવામાં પ્રીતિવાળો ધર્મકુમાર સ્વર્ગલોકમાં દેવતાની પેઠે આ લોકમાં વિષયસુખ ભોગવવા લાગ્યો, બહુ કાળ વિષયસુખ ભોગવી, પછી ગુરૂ પાસે દીક્ષા લઈ અનુક્રમે કેવળજ્ઞાન પામીને તે ધર્મકુમારમુનિ મોક્ષ પામ્યા

ઇતિ ધર્મકુમારની કથા

---

શ્રી મહાવીરપ્રભુ આણંદ વિગેરે શ્રાવકોને કહે છે કે -હે ભવ્યજનો! તમે આ ધર્મકુમારના ચરિત્રને સાંભળી સાતમા વ્રતને વિષે આદર કરો.

પ્રભુના આવા વચન સાંભળી આણંદશ્રાવકે કહ્યું -હે જિનરાજ! હું એ વ્રત ધારણ કરૂં છું, તે આ પ્રમાણે ભોગોપભોગવ્રતમાં મ્હારે રાખવા પછી શરીર લુવા માટે એક સુગંધી રાતો રૂમાલ, દાતનો મેલ ઉતારવા માટે મહુડાનું દાતણ, શરીરે ચોળવા માટે શતપાક તથા સહસ્રપાક તેલ પુષ્પ વિગેરેના સુગંધવાળી સુવાસનાળુ ઘઉંના લોટનું ઉવટણું, ન્હાવામાં બહુ મ્હોટા

નહીં અને બહુ ન્હાના નહીં એવા આઠ ઘડા પાણી અને શરીરે ઓઢવામાં એક રેશમી લુગડું તથા બે સુતરાઉ લુગડાં, તેમજ મલીયાગર ચંદનનો વિલેપ એ પ્રમાણે મ્હારે કલ્પે; તે વિના બીજું કાંઇ કલ્પે નહીં. વળી ભોગને વિષે પુષ્પોમાં કમળનું પુષ્પ, માળામાં માલતીના પુષ્પની માળા, આભરણમાં ચિતર વિનાના બે કુંડળ અને એક નામવાળો વીંટી કલ્પે; તેમજ ભોગને અર્થે અગર અને તુરૂક વિગેરેનો ધુપ પણ મ્હારે કલ્પે. હે નાથ! હું મ્હારી શક્તિ પ્રમાણે ભોજનવિધિનું પરિમાણ આ પ્રમાણે કરૂં છું. મ્હારે મગના અથવા ચોખાના ઘી કે તેલમાં તળીને થાય છે તે પેયા કલ્પે, બીજા પેયાનો હું નિયમ કરૂં છું. પકવાન્નમાં ખાંડ પાયેલા ઘેબર, ચોખાની જાતિમાં કમોદના ચોખા, વીદળમાં મગ, અડદ અને ચણા કલ્પે; એ વિના બીજા વીદળધાન્યનો મ્હારે નિયમ છે. આસો અથવા કારતક માસમાં થએલું ગાયનું સુગંધીદાર ઘી કલ્પે, એ શિવાય બીજું ઘી કલ્પે નહીં. શાકોમાં ૧ ચચુ, ૨ મંડુકિકા અને ૩ સોવસ્તિ એ ત્રણ જાતનું શાક કલ્પે. ફળોમાં ૧ પલ્લંક અને ૨ બીલીફળ વિગેરે મીઠાં ફળો તેમજ વડકપટી તથા પૂરણ કલ્પે, બીજા નહીં. જાયફળ, કંકોલ, કપુર, લવિંગવાળું પાન કલ્પે, એ વિના બીજા પાન ન કલ્પે. આકાશના પાણી વિના બાકીના પાણીને ત્યજી દઉં છું. ભોગોપભોગને વિષે આ નિયમો હું જાવજીવસુધી પાળવાનું ધારૂં છું. ત્યારે ભગવાને સાતમા વ્રતનો આલાવો ઉચરાવ્યો. તે આ પ્રમાણે:—

उवनोगपरिनोगवयं समणोवासऊ पच्चरकाइ से डुविहेपन्नत्ते ॥ तंजहा ॥ नोअणऊय कम्मऊ अ ॥ नोअणऊ समणोवासएणं इमे पंच अइआरा जाणियवा न समायरियवा ॥ तं जहा ॥ १सच्चिताहारे, २सच्चितपमिबद्धाहारे, ३अप्पऊलिऊसहिनरकणया, ४डुप्पऊलिऊसहिनरकणया, ५तुच्छोसहिनरकणया ॥ कम्मऊणं समणोवासएणं इमाइं पन्नरस कम्मादाणाइ जाणिय-

वाइं न समायरियव्वाइं ॥ तं जहा ॥ १इंगालकम्मे २वणकम्मे, ३साडीकम्मे, ४भाडीकम्मे, ५फोडीकम्मे, ६दंतवाणिज्जे, ७लक्खवाणिज्जे, ८रसवाणिज्जे, ९केसवाणिज्जे, १०विसवाणिज्जे, ११ जंतपीलणकम्मे, १२निल्लंछणकम्मे, १३दवग्गिदावणया, १४सरदहतलायसोसणया, १५असइपोसणया ॥

શ્રાવક ભોગોપભોગવ્રતનુ પચ્ચખ્ખાણ કરે છે, તે વ્રત બે પ્રકારનુ છે એક ભોજનથી અને બીજુ કર્મથી તેમા પહેલા ભોજનથી ભોગોપભોગવ્રતના પાચ અતિચાર છે, તે શ્રાવકે જાણવા પણ આચરવા નહીં તે અતિચાર આ પ્રમાણે ૧ પૃથ્વીકાય, અપ્કાય અને વનસ્પતિકાય સચિત્તપદાર્થોને ખાવા ૨ ઝાડ વિગેરે સચિત્તપદાર્થને વળગી રહેલા ગુંદ વિગેરે અચિત્ત પદાર્થને ખાવા ૩ અગ્નિથી નહિ પાકેલા ચોળા વિગેરેને ખાવા ૪ અગ્નિથી બરાબર નહિ રંધાયેલી વસ્તુને રંધાયેલી બુદ્ધીથી ખાવી ૫ મગફળી વિગેરે બહુ બીજવાળી અને થોડી તૃપ્તિ કરનારી તુચ્છ વસ્તુ ખાવી બીજા કર્મથી ભોગોપભોગવ્રતના પંદર અતિચાર છે તે આ પ્રમાણે —

૧ અંગારા કરવા અને વેચવા એ વિગેરે અગ્નિકાયનો સમારંભ કરવો, ૨ ઝાડો કપાવવા અને વેચવા, ૩ ગાડા કરાવવા અને વેચવા, ૪ ભાડા કરવા, ૫ કોદાળા વિગેરેથી પૃથ્વી ખોદીને આજીવિકા કરવી, ૬ હાથીના દાંત અથવા શંખ વિગેરેનો વેપાર કરવો, ૭ લાખનો વેપાર કરવો, ૮ દારૂ વેચવો, ૯ ચમરીગાયના વાળ વેચવા, ૧૦ ઝેરી વસ્તુ વેચવી અથવા બીજાનો ઘાત થાય એવા શસ્ત્ર વેચવા, ૧૧ યંત્રથી તલ અથવા શેરડી પીલવી, ૧૨ બળદ ઘોડા વિગેરેને ખસી કરવા અથવા તેમના નાક કાન વિંધવા, ૧૩ ખેતરમા લાય કરવી, ૧૪ સરોવર અથવા તળાવોને સુકવી દેવા એટલે પોતાના ખેતરમા ઘઉં વિગેરે ધાન્ય વાવવાના હેતુથી તેમા પાણી લઇ જવા માટે તળાવને ફોડી નાખવુ, ૧૫

પોતાની આજીવિકા ચલાવવા માટે અસતીઓનું પોષણ કરવું. ઉપરના પાંચ અતિચાર અને આ ૫ દર કર્માદાન શ્રાવકે ત્યજી દેવા

---

હવે શ્રી મહાવીરપ્રભુ કહે છે કે, જે શ્રાવક અનર્થદંડ વિરમણરૂપ આઠમા વ્રતને પાળે છે, તે આ ભવમાં આપત્તિ પામતો નથી અને પરભવમાં નરકાદિ ગતિ પણ પામતો નથી. જે પુરૂષો અનર્થદંડથી વિરામ પામે છે તેઓ સુરસેનની પેઠે સુખી થાય છે, અને જે પુરૂષો અનર્થદંડથી વિરામ પામતા નથી તેઓ મહાસેનની પેઠે દુઃખી થાય છે. તેમની કથા આ પ્રમાણેઃ—

### અનર્થદંડ નામના ત્રીજા ગુણવ્રત ઉપર

## સુરસેન અને મહાસેનની કથા.

આ ભરતક્ષેત્રમાં જિનધર્મરૂપ સુભટથી જેમાં વિઘ્નરૂપ શત્રુઓ પ્રગટ થતા નથી એવી, તેમજ જિનરાજના મંદિરોથી મનોહર અને ઉત્તમ લક્ષ્મીવાળી મધુરા નામની નગરી છે, તે નગરીમાં સર્વ વીરપુરૂષોને વિષે મુકુટમણિ સમાન, તથા શસ્ત્ર અને શાસ્ત્રવિદ્યામાં કુશળ એવો વીરસેન નામનો રાજા રાજ્ય કરતો હતો; તે રાજાને પ્રતાપ અને યશથી સૂર્ય તથા ચંદ્રના પ્રભાવને જીતનારા સુરસેન અને મહાસેન નામના બે પુત્રો હતા. રૂપ અને સૌભાગ્યના સમૂહુથી તે બન્ને કુમારોને બીજા કોઈની ઉપમા યોગ્ય ન હોવાથી તે બન્ને કુમારોજ એક બીજાને ઉપમા આપી શકાય તેવા હતા. તે બન્ને કુમારોનાં નેત્રો પ્રાણીઓને જોવામાં, હાથો મોહરૂપ શત્રુને તોડી પાડવામાં અને પગો સારે માર્ગે ચાલવામાં શોભતા હતા.

કોઇ વખતે મહાસેનકુમારને જીભ ઉપર આશ્ચર્યકારી મ્હોટો રોગ ઉત્પન્ન થયો, તે રોગને મટાડવા માટે વીરસેન રાજાએ બહુ બહુ વૈદ્યો તેડાવ્યા. તે વૈદ્યો રોગ ઉપર વારંવાર ઔષધ લગાડવા લાગ્યા, પરંતુ તે ઔષધથી જીભ લોભની પેઠે બહુ કઠોર બની ગઈ. પછી વૈદ્યો "આ કુમારને હવણાં ધર્મરૂપ ઔષધ કરવાની

જરૂર છે" એમ કહી તે મહાસેનકુમારને દરિદ્રની પેઠે ત્યજી દઇ પોતપોતાને ઘેર ગયા અનુક્રમે રાજકુમારની જીભમાંથી બહુ દુર્ગંધ નિકળવા લાગી, અને તેના ઉપર બહુ માખીઓ બેસવા લાગી, તેથી મહાસેન બહુ દુર્ગંધીનુ સ્થાન થઇ પડ્યો, આથી માતા પિતાદિ સર્વ સ્વજનોએ તેને ચડાવવાના પાત્રની પેઠે ત્યજી દીધો, પરતુ પોતાના ભાઇની આવી દુખી અવસ્થા જોઇ ભાઇ ના સ્નેહથી પરવશ થએલો સુરસેન એકલો તે દુર્ગંધને સહન કરી તેની પાસે રહ્યો, અને 'જો એ ભાઇ ભોજન કરશે તોજ હુ ભોજન કરીશ, અને જો તે મરી જશે તો હુ પણ અનશન લઇ મરીશ" એવો નિશ્ચય કરીને ભાઇના સ્નેહથી બહુ દુખી થએલો સુરસેન લુગડાવડે તેના મ્હો ઉપરથી માખીઓ ઉડાડતો તેની પાસે બેઠો પછી તેને વારવાર નવકારમંત્ર સભળાવતા તેના મ્હોમા નવકારમંત્રથી મંત્રેલુ પાણી મૂકવા લાગ્યો જેવી રીતે ભુખ્યા માણસના મ્હોમા કોળીયે કોળીયે અનાજ મૂકવાથી તેની ભુખ ભાગતી જાય છે તેવી રીતે સુરસેન જેમ જેમ મહાસેનના મ્હોમા પાણીના ટીપા મૂકતો ગયો, તેમ તેમ તેની પીડા ભાગવા લાગી થોડે વખતે મહાસેનની સઘળી પીડા જતી રહી, જીભ રોગ વિના થઈ ગઇ અને મ્હો ઘણુ સુગધીવાળુ થયુ. અહા! ધર્મ કોને આશ્ચર્ય કરનારો થતો નથી? જે રોગને મટાડવામા વૈદ્યોની કાઇ પણ શક્તિ ચાલી નહી, તે રોગ ફક્ત ધર્મરૂપ ઓષધથી દૂર થયો ફક્ત સૂર્યથીજ દૂર કરી શકાય એવા અંધકારને વિષે શુ તારાઓની શક્તિ ચાલે ખરી? ના નજ ચાલે હવે જેમ રાહુથી મૂકાયલા સૂર્યને જોઈ પૂર્વ દિશાના દેશો ઝળહળતા થાય તેમ રોગરહિત થયેના મહાસેનને જોઇ સર્વે સ્વજનલોકો સુખી થયા પછી બન્ને ભાઇઓ સ્રી અને ધનનો અનાદર કરી ધર્મને વિષે વિશેષ આદરવાળા થયા

હવે ચદ્રપ્રતિબિબ જેમ આકાશને શોભાવે તેમ કોઇ વખતે અવધિજ્ઞાનથી પૂર્ણ એવા શ્રી ભદ્રબાહુસૂરિએ તે નગરના ઉદ્યાનને વિષે સમાસરી સુશોભિત કર્યુ ગુરૂનુ આવવુ જાણી સુરસેન તથા મહાસેન બન્ને ભાઇઓએ ઉદ્યાનમા જઈ ગુરૂને પ્ર

દક્ષિણાપૂર્વક વંદના કરી. પછી ગુરૂએ આપેલા ધર્મોપદેશરૂપ ઉત્તમ સ્વાદવાળા અમૃતનું પાન કરીને સુરસેનકુમારે પોતાના ભાઇ મહાસેનને જીભે રોગ થવાનું કારણ પૂછયું; એટલે ગુરૂએ પ્રવચનરૂપ ક્ષીરસમુદ્રના કલ્લોલ સરખું અને સંસારના કલેશને દૂર કરનારૂં વચન કહ્યું કે:-"હે મહાભાગ! સાવધાન થઇને સાંભળ.

આ ભરતક્ષેત્રમાં દેવપુરીસમાન મનોહર મણિપુર નામના નગરમાં જિનધર્મને વિષે પ્રીતિવાળો મદન નામનો કોઇ સુભટ રહેતો હતો, તેને સરખી આકૃતિવાળા, સરખા બળવાળા, સરખા ધનવાળા અને સરખા તેજવાળા જાણે બન્ને હાથ હોયની! એવા ધીર અને વીર નામના બે પુત્રો હતા. જિનપ્રવચનરૂપ અમૃતરસનો સ્વાદ લેનારા તે બન્ને ભાઇઓને જો કે સંસારરૂપ સાપ ડસ્યો હતો તોપણ તેઓ તે સંસારરૂપ સાપના મોહરૂપ વિષથી મૂર્છા પામ્યા નહોતા.

કોઇએક દિવસ તે બન્ને ભાઇઓ પોતાના ઉદ્યાનમાં ગયા, ત્યાં તેમણે પોતાના વસંત નામના મામા કે જેમણે દીક્ષા લીધી હતી, તે મુનિને ભૂમિ ઉપર પડી ગયેલા, અને જેમની આસપાસ બહુ માણસો ઉભા હતા, તેવી અવસ્થામાં દીઠા. તેથી "આ શું થયું! આ શું થયું?" એમ વ્યાકુલ થયેલા ધીરકુમારે પૂછયું; એટલે કોઇએક પુરૂષે કહ્યું કે, "કાયોત્સર્ગ કરીને ઉભેલા આ મુનિને કોઇએક દુષ્ટ સાપ કરડી રાજાના અપરાધીની પેઠે આ મ્હોટા રાફડામાં પેસી ગયો છે." પછી મામા ઉપર મોહને લીધે સ્નેહથી વીરે કોપ કરીને કઠોરવચન કહ્યું કે, "અરે! એ નાશી જતા દુષ્ટસાપને તેં કેમ ન મારી નાખ્યો?" તેવારે ધીરે વીરને કહ્યું. "ભાઈ સાપ તો જીવતો ચાલ્યો ગયો અને હવે તું જીભથી શામાટે પાપ બાંધે છે?" ત્યારે વીરે કહ્યુ.-હે ધીર! જેણે મુનિને ડસ્યા તે દુષ્ટસાપને મારી નાંખવાથી નિશ્ચે ધર્મ થાય છે. દુષ્ટને શિક્ષા કરવી અને સારાને પાળવા એ ક્ષત્રિયનો ધર્મ છે હું આ જે કહું છું તે ખોટું હોય તો ભલે મ્હારી જીભને વિષે પાપ લાગે." પછી દયાસમુદ્ર એવા ધીરે વીરના વચનનો તિરસ્કાર કરતાં મણિ, મંત્ર અને ઔષધિના બળથી મુનિને જીવતા કર્યા. મુ

નિ છવતા થયા તેથી બહુ હર્ષ પામેલા તે બન્ને ભાઈઓ સર્વ લોકોને વખાણવાયોગ્ય થયા પછી જિનધર્મને પાળતા, ગાઢ પાપરૂપ વનને બાળી નાખતા અને પોતાની કીર્તિથી જગતને ઉજ્વળ કરતા એવા તે બન્ને ભાઈઓ બહુ કાળ સુધી સુખ ભોગવી અને આયુષ્ય પૂર્ણ થયે મૃત્યુ પામી, અનુક્રમે ધીરનો જીવ તે તુ પુણ્યને લીધે સુરસેન થયો અને વીરનો જીવ તે આ ત્હારો ન્હાનો ભાઇ મહાસેન થયો

શ્રી ભદ્રબાહુસૂરિ સુરસેનને કહે છે કે-"હે સુરસેન ! તે આ ત્હારા ભાઇને પાપવચનથી ઉત્પન્ન થએલા કર્મને લીધે વૈ ચોથી પણ ન મટી શકે તેવો જીભ ઉપર રોગ થયો વળી સાધુ રાજને જીવાડવાથી તને જે પુણ્ય ઉત્પન્ન થયુ તે પુણ્યથી તે ત્હારા ભાઇના રોગને તરત દૂર કર્યો છે "

સૂરિના આવા વચન સાભળી જાતિસ્મરણ જ્ઞાન પામેલા તે સુરસેન અને મહાસેન નામના બન્ને ભાઈઓએ જિનદિક્ષા લીધી, પછી ઉત્તમ ચારિત્રરૂપ અમૃતવડે વ્રતરૂપ વેલનુ સિંચન કરી અને તેથી ધર્મરૂપ ફૂલ મેળવી અતે તે બન્ને ભાઇઓ મુક્તિ રૂપી પામ્યા

ઇતિ સુરસેન તથા મહાસેનની કથા

---

શ્રી મહાવીરપ્રભુ આણંદ વિગેરે શ્રાવકોને કહે છે કે—"હે ભવ્યજનો ! તમે આ સુરસેન અને મહાસેનના દ્રષ્ટાતને સાભળીને શુદ્ધ અધ્યવસાયથી ત્રીજા ગુણવ્રતને પાળવામા બહુ આદર કરો

જે કર્મથી લોકમા ધર્મ, અર્થ અને કામ ન મેળવી શકાય તેને અનર્થદડ કહેવાય છે તે અનર્થદડ ચાર પ્રકારના છે ૧ પ્રમાદાચરિત, ૨ અપધ્યાનાચરિત, ૩ હિંસાપ્રદાન, ૪ પાપકર્મોપદેશ તેમા જે પ્રમાદથી જીવહિંસા કરાય તે પ્રમાદાચરણ કહેવાય છે આર્તરૌદ્રધ્યાનથી જે ચિંતવન કરાય તે અપધ્યાન કહેવાય છે પ્રાણીઓના વધ થાય એવા યત્ર, શસ્ત્ર, ખાણીઓ, સાબેલુ,

ઘાસ અને લાકડાં વિગેરેનું આપવું તે હિંસાપ્રદાન કહેવાય છે. બીજાને પાપકર્મનો ઉપદેશ કરવો તે પાપકર્મોપ્રદેશ કહેવાય છે.” પછી આણંદશ્રાવકે ચાર પ્રકારના અનર્થદંડ વિરમણવ્રતને આદર્યું. તેનો આલાવો આ પ્રમાણે.—

**अणट्ठदंमयं समणोवासउ पच्चक्खाइ ॥ से अणट्ठदंमे चउव्विहे पन्नते ॥ तं जहा ॥ १अवज्झाणायरिए, २पमायायरिए, ३हिंसप्पयाणे, ४पावकम्मोवएसे ॥ अणट्ठदंमवेरमणस्स समणोवासएण इमे पंच अइआरा जाणिअव्वा न समायरिअव्वा॥ तं जहा॥ १कंदप्पे,२कुक्कुइए, ३मोहरीए,४संजुत्ताहिगरणे,५उवजोगपरिजोगतिरित्ते॥**

શ્રાવક અનર્થદંડનું પચ્ચખ્ખાણ કરે છે, તે અનર્થદંડ ચાર પ્રકારનો કહ્યો છે. ૧ અપધ્યાનાચરિત; ૨ પ્રમાદાચરિત; ૩ હિંસાપ્રદાન; ૪ પાપકર્મોપદેશ. શ્રાવકે અનર્થદંડના પાંચ અતિચાર જાણવા, પણ તે આચરવા નહીં. તે આ પ્રમાણે:—૧ કંદર્પ-તે કામવિકાર ઉત્પન્ન થાય તેવી વાણી બોલવી અથવા તો રાગના ઉચ્છાળાથી હાસ્યવાળું અને મોહને ઉત્પન્ન કરે તેવું મશ્કરીનું વચન બોલવું. ૨ કૌકુચ્ય—તે હાસ્યને ઉત્પન્ન કરે તેવા અનેક પ્રકારના મુખ નેત્રની ચેષ્ટા કરવાપૂર્વક ભાંડચેષ્ટા કરવી. ૩ મૌખર્ય-તે નિર્લજ્જપણે નહિં મળતું આવે તેવું અસત્યવચન બોલવું. ૪ સંયુક્તાધિકરણ-તે કામ કરવાનાં સાધનો તૈયાર કરી રાખવાં. જેમ ખાંણીયો અને સાંબેલું, ધનુષ્ય અને બાણ, હળ અને ફાળ, એ વિગેરે. ૫ ઉપભોગ પરિભોગાતિરિક્ત- તે પોતાને ખપમાં આવતી વસ્તુ વધારે તૈયાર કરી રાખવી.

---

શ્રી મહાવીરપ્રભુ કહે છે કે:—“હે આણંદશ્રાવક! હવે તું અનુક્રમે ચાર શિક્ષાવ્રત સાંભળ.—સાવદ્યયોગને ત્યજી દઈ એક અંતર્મુહુર્ત સુધી મનમાં શુભ ધ્યાન કરવું તેને પહેલું સામાયક નામનું શિક્ષાવ્રત કહેવાય છે. હે ભવ્યજનો! યતિધર્મરૂપ લક્ષ્મીને નિવાસ કરવાનું સ્થાન અને સંસારને દૂર કરનારૂં જે સામા-

યત્નન તેને તમે ભાવથી મેરા જો કે મુનિઓ અથવા શ્રાવકો સર્વવિરતિરૂપ ચારિત્ર બહુ કાળસુધી પાળે તોપણુ તેમને સામા યકનિના તે ચારિત્ર બરાબર ફળ આપનારૂ થતુ નથી અતિ ક્રૂર કર્મ કરનારો, બહુ પાપ કરનારો અને માઠા કર્મ કરનારો એવો પણ જીવ કેસરીચોરની પેઠે સામાયિકથી શુદ્ધ થાય છે ” તેવારે આણુ શ્રાવકે પૂછ્યુ ‘ હે ભગવન્’ તે કેસરી કોણ હતો? અને તેણે સામાયિક શી રીતે પાળ્યુ ? તે કૃપા કરીને કહો ત્યારે ભગવાને કહ્યુ સાભળ —

## સામાયિક નામના પેહેલા શિક્ષાવ્રત ઉપર

## કેસરીચોરની કથા

આ ભરતક્ષેત્રમા સામપુર નામના નગરને વિષે ન્યાયરૂપ વનને પોષણ કરનામા મેઘસમાન, વૈરી એવા રાજાઓને અગ્નિ સમાન, સવ સ્થાનકે વિજય મેળવનાર અને રાજાઓની મધ્યે ચદ્રસમાન એવો વિજય નામનો રાજા રાજ્ય કરતો હતો તે નગરમા સિહદત્ત નામનો એક શેઠ રહેતો હતો, તેને કેસરી નામનો પુત્ર હતો તે કેસરી હમેશા નગરમા ચોરી કરતો હતો જો કે તેના પિતાએ તેને બહુ બહુ વાર્યો હતો, તોપણુ તે પોતાના ધંધાને ત્યજી દેતો નહોતો

એક દિવસે સિહદત્તશેઠે વિજયરાજાની પાસે આવી પ્રણામ કરીને કહ્યુ કે –“ મહારાજ ! મ્હારે કેસરી નામનો પુત્ર છે, તે હમેશા નગરમધ્યે ચોરી કરે છે, મે તેને બહુ વાર્યો તોપણ તે પોતાનો ધધો ત્યજી દેતો નથી તેથી મ્હારે તે પુત્રનો ખપ નથી, માટે તેના કુકૃત્યનો ઠપકો મને આપરો નહીં ” પછી રાજાએ તે કેસરીને તિરસ્કાર કરી તુરત નગરમાથી બહાર કાઢી મૂકયો કેસરી પણ રાજાના ભયથી બીજા દેશ તરફ જવા ચાલી નિકળ્યો. આગળ જતા તેણે અરણ્યમા શીતળપાણીથી ભરપુર એવુ એક સરોવર દીઠુ, તેમા તે જેવો પાણી પીવા જાય છે તેવો તેને વિચાર થયો કે, “ અરે ધિક્કાર છે ! ધિક્કાર છે ! મે આજસુધી કોઇ

દિવસ ચોરી કર્યા વિના પાણી પીધું નથી અને આજે પીવું પડે છે.” આવી રીતે વિચાર કરી માર્ગે ચાલવાથી થાકી ગએલો તે કેસરી પાણી પી અને પછી તળાવમાં નાહ્યો; ત્યાર પછી તેણે તળાવની પાળ ઉપર રહેલા અને બહુ ફળોને લીધે નમી રહેલા એક આંબાના ઝાડ ઉપર ચડી કેરીઓ ખાધી. પછી ગર્વધારી તે વિચાર કરવા લાગ્યો કે, “હાય હાય! આજે મ્હારો દિવસ ચોરી કર્યા વિના જશે.” આવી રીતે તે વિચાર કરતો હતો, એ વામાં પગમાં ચાંખડી પહેરનારો કોઈ પુરૂષ આકાશમાર્ગેથી તળાવને કાંઠે ઉતર્યો. તેણે આકાશમાર્ગમાં સૂર્યના તાપથી આકુળ વ્યાકુળ થએલા નેત્રોને આમ તેમ ફેરવી પગમાંથી ચાંખડીઓ કાઢી તુરત ન્હાવા માટે પાણીમાં પ્રવેશ કર્યો. તે વખતે “નિશ્ચે આ ચાંખડીઓ હું ચોરી લઉં.” એમ વિચાર કરી આંબા ઉપર બેઠેલો કેસરી તુરત નિચે ઉતરી પગમાં ચાંખડીઓ પહેરી આકાશમાર્ગે ચાલી નિકળ્યો. પછી પગમાં ચાંખડીઓ ધારણ કરનારો તે કેસરી વનના કોઈ પ્રદેશમાં દિવસ ગાળી રાત્રીએ આકાશમાર્ગે થઇ પોતાના ઘરે આવ્યો; ત્યાં તેણે પોતાના પિતાને “મ્હારી ચોરીની વાત રાજાને કહી તમે મને નગરની બહાર કાઢી મૂકયો છે.” એમ કહી લાકડીવડે બહુ માર્યો, તેથી તે મૃત્યુ પામ્યો. પછી તેને ત્યજી દઇ મહા સમૃદ્ધિવાળા શેઠના ઘરમાંથી સારી સારી મૂલ્યવાળી વસ્તુની ચોરી કરી તે કેસરી ફરી આકાશમાર્ગે થઇ પેલા સરોવરને કાંઠે આવ્યો. આ પ્રમાણે તે દુષ્ટચિત્તવાળો હમેશાં નગરને વિષે ચોરી કરવા લાગ્યો, સાધુ સાધ્વીઓને પણ લુંટવા લાગ્યો; તેથી તે નગરને રાત્રી યમરાજના આવવા સરખી દેખાવા લાગી.

પછી મહાજન લોકોના કહેવાથી નગરની તેવી હકીકત જાણી રાજાએ કોટવાળને બોલાવી એવો ઠપકો આપ્યો કે જેથી તે નિચુ મુખ કરી રાજાને આ પ્રમાણે કહેવા લાગ્યો:–“મહારાજ! આકાશમાં ચાલનારો કોઇ ચોર આપણા નગરમાં ચોરી કરે છે; કારણકે પૃથ્વી ઉપર તેનું પગલું કોઇ ઠેકાણે જોવામાં આવતું નથી.”

હવે પ્રજાના દુ:ખથી દુ:ખી થએલો રાજા વિચાર કરવા લાગ્યો કે—"હાય હાય! હું રાજ્યકરતા છતાં મ્હારી પ્રજા દુ:ખ પામે છે. સઘળા તપસ્વીઓના તપના અને મહાસતીઓના શીળના પ્રભાવથી સર્વ માણસોને દુ:ખ ઉત્પન્ન કરનારો જે આ ચોર તે મ્હારા હાથમાં આવો." આ પ્રમાણે કહી થોડા પરિવાર સાથે લઇ રાજા ચારે તરફ ચોરની શોધ કરવા લાગ્યો. અનુક્રમે ફરતા ફરતા નગરમાં કોઇ ઠેકાણે તેણે ચોરનું પગલું વિગેરે કાંઇ પણ દીઠું નહીં, તેથી ખેદ પામી નગરની બહાર કૂવા, તળાવ વિગેરે જોયાં, તોપણ તે ચોરનો પત્તો ન લાગ્યો. પછી વનમાં ફરતાએવા રાજાને કોઈ ઠેકાણેથી કપુર, અગર વિગેરેના ધૂપનો સુગંધ આવ્યો, તે સુગંધને અનુસારે રાજા આગળ ચાલ્યો તો તેણે એક ચંડિકાનું મંદિર દીઠું. તે મંદિરમાં ચંપાના પુષ્પ વિગેરેથી પૂજા કરેલા ચંડિકાદેવીના તેણે દર્શન કર્યાં. તે વખતે ઉત્તમ લુગડાં અને ઘરેણાંવાળો કોઈ પુજારીપુરૂષ દેવીની આગળ ધૂપ મૂકી હાથ જોડીને પ્રણામ કરતો તેના જોવામાં આવ્યો. તેને રાજાએ પૂછ્યું કે, "આ ચંડિકાદેવીની કયા પુરૂષે શા કારણથી પૂજા કરાવી છે? અને તેં આ ઉત્તમ લુગડાં અને ઘરેણાં કોણે આપ્યાં છે?" તેવારે પૂજારીએ કહ્યું—"મહારાજ! હું દરિદ્રીનારીનો પુત્ર છું, હું ચંડિકાદેવીની પૂજા કરૂં છું, તેથી તે દેવી મને પ્રસન્ન થયાં છે. હું જ્યારે જ્યારે સવારમાં પૂજા કરવા આવું છું, ત્યારે ત્યારે દેવીના પગ નિચેથી મણિ, સોનું વિગેરે વસ્તુ મને મળે છે. હું ચંડિકાદેવીની ત્રણ કાળ પૂજા કરૂં છું અને તેમના નામનો જપ કરૂં છું, માટે તે દેવીના પ્રસાદથી મ્હારા ઘરને વિષે બહુ લક્ષ્મી છે.

રાજાએ પૂજારાના વચનથી "આ મંદિરે રોજ ચોર આવે છે" એવો નિશ્ચય કરી પોતાનું દિવસનું કામ કરવા માટે તે પોતાના રાજમંદિરે આવ્યો, અને રાત પડી એટલે તે રાજા પોતાના સારા સારા સુભટપુરૂષોને સાથે લઇ ચંડિકાના મંદિરે આવ્યો. ત્યાં સુભટોને થોડે થોડે છેટે છાની રીતે ઉભા રાખી પોતે મંદિરના બારણાની પાસે સંતાઇને ઉભો રહ્યો. પછી અર્ધી રાતને વખતે ચાખડી પહેરીને આકાશમાંથી ઉતરતો ચોર તેના જોવામાં આ

વ્યો. હવે ચોર મંદિરની બહાર પગમાંથી કાઢી નાંખેલી બન્ને ચાંખડીને ડાબા હાથમાં લઇ મંદિરની અંદર ગયો, ત્યાં તેણે મણિના સમૂહથી દેવીની પૂજા કરીને કહ્યું કે:-"હે માત! ચોરી કરનારા અને સ્વચ્છંદચારી એવા મને ખાતર પાડવામાં તુ બહુ સમૃદ્ધિ આપનારી થજે." ચોર આ પ્રમાણે કહી જેટલામાં પાછો વળ્યો તેટલામાં રાજાએ મંદિરનું બારણું બંધ કરીને કહ્યું કે.-અરે નિર્દય! મેં તને જીવતો મૂકયો છતાં તુ મ્હારી નગરીને ત્યજીને જતો નથી?" રાજાએ આ પ્રમાણે તિરસ્કાર કર્યો એટલે તે ચોરે ક્રોધથી તેના સામી ચાંખડી ફેંકી, તેથી રાજા ચાંખડીના ઘા તરફથી દૂર ખસી ગયો એટલે ચોર બારણું ઉઘાડી નાઠો. તેવારે રાજાએ "હે સુભટો! દોડો દોડો!! આ કેસરીચોર નાશી જાય છે." એમ કહ્યું, એટલે સર્વે સુભટો તુરત ચોરની પાછળ દોડયા. રાજા પણ ચોરની ચાંખડીઓ પોતાના સેવકને સોંપી તે ચોરની પાછળ દોડયો. ચોર બહુ દૂર ગયો, પછી તે કાંકરા અને કાંટા વિગેરેથી પોતાના પગનું રક્ષણ કરવા માટે નગરના રસ્તા ઉપર આવ્યો; ત્યાં ભયથી આકુળ વ્યાકુળ ચિત્તવાળા તેને વૈરાગ્ય ઉત્પન્ન થયો, તેથી તે વિચારવા લાગ્યો કે:-"નિશ્ચે મ્હારૂં પાપ મને આજ ભવમાં ફળ્યુ." આ પ્રમાણે વિચાર કરતો તે ચોર નગરની પાસે આવ્યો. એવામાં તેણે ઉદ્યાનમાં કોઇ મુનિને ધર્મોપદેશ આપતા જોયા, તેમની પાસે તે કેસરીચોર શુદ્ધ ભાવથી ધર્મ સાંભળવા લાગ્યો. તે વખતે મુનિરાજે ધ્યાનનો ઉપદેશ આપ્યો:-"જે પુરૂષ રાગ દ્વેષ ત્યજી દઇ સમતાભાવથી ધ્યાન કરે છે, તે નિશ્ચે સર્વે પાપથી મૂકાઇ જાય છે." મુનિના આવા ઉપદેશનો મનમાં વિચાર કરતો તે કેસરી ત્યાં ઉભો થયો, તેના શરીરનાં રૂંવાડાં હર્ષથી ઉંચાં થયાં, અને સારા પુરૂષો જેની સ્તુતિ કરતા હતા અને ખરાબ પુરૂષો જેની નિંદા કરતા હતા એવો તે કેસરી કોઇ ઉપર રાગ દ્વેષ ન ધરતાં સમતાભાવને વિષે એવો લીન થઇ ગયો કે તેનાં બહુ પાપો તેજ વખતે નાશ પામ્યાં. આવી રીતે સમતાભાવમાં તે એક આખો દિવસ અને રાત સ્થિર થઇને ઉભો રહ્યો. તેના પવિત્ર ચિત્તમાં સમતા એવી ઉત્તમ થઇ ગઈ હતી

કે જેથા તેને ગાઢ ઘાતી-કર્મનો ક્ષય થવાથી ઉત્તમ એવું કેવળજ્ઞાન ઉત્પન્ન થયું આ વખતે વિજયરાજા તે કેસરીચોરની મર્ગે કેમ ને ગોતતો ગોતતો ત્યાં આવ્યો, ત્યાં તે ચોરને જોઈ તેને મારવાના નિશ્ચયથી સુભટોસહિત દોડ્યો, એટલામાં કેવળીને નમસ્કાર કરવા આવેલા દેવતાઓએ તેમને મુનિનો વેષ આપી સુવર્ણ કમળ રચ્યું કેસરીમુનિ સુવર્ણ-કમળ ઉપર બેઠા એટલે રાજાદિ જે લોકો તમને મારવા માટે આવ્યા હતા તે તેમને વંદના કરવા લાગ્યા પછી કેસરીમુનિએ જ્ઞાનની કાંતિથી સૂર્યના તેજને તિરસ્કાર કરતા છતા પાપના સમૂહને દૂર કરનારી અમૃતસમાન ધર્મ દેશના આપી, તે દેશનાને અંતે રાજાએ પૂછ્યું કે 'હે નાથ! તમારૂં ચોરીરૂપી કુકર્મ ક્યાં? અને આ કેવળજ્ઞાન ક્યાં?" તેવારે કેવળીએ કહ્યું—"હે રાજન્! જન્મથી આરંભીને ચોરી કરવામાં તત્પર એવા મને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું એમાં ઉત્તમ એવું સામાયિક કારણ છે જે કર્મ ક્રોડ વર્ષ તપ કરવાથી ક્ષય ન પામે તે કર્મ નિશ્ચે સામાયિકથી નાશ પામે છે" કેવળીના આવા વચન સાંભળી હર્ષ પામેલો રાજા પોતાને ઘેર ગયો અને કેવળી ભગવાન્ ભવ્યજીવોને પ્રતિબોધ કરતા પૃથ્વીઉપર વિહાર કરવા લાગ્યા

## ઇતિ કેસરીચોરની કથા

શ્રી મહાવીર પ્રભુ આનંદ વિગેરે શ્રાવકોને કહે છે કે—"હે ભવ્યજનો! જેણે પિતાનો ઘાત કર્યો હતો અને જે બહુ લોકોને તાપ પમાડવામાં ચતુર હતો તે કેસરીચોર પણ જેનાથી મોક્ષ સુખ પામ્યો તે સામાયિક તમે આચરો સામાયિક પાપયોગને વિનાશનારૂં અને પુણ્યયોગને વધારનારૂં છે સામાયિકના અધિકારને વિષે બે પ્રકારની શિક્ષા છે *ઉત્પત્તિ, સ્થિતિ, ગતિ અને ભાવ તેમાં કેટલીક કર્મપ્રકૃતિને બાંધે છે અને કેટલીક કર્મપ્રકૃતિને વેદી નાખે છે તેના પાંચ અતિચાર છે શિક્ષા બે પ્રકારની છે એક આસેવના અને બીજી ગ્રહણા. તેમાં પહેલી શિક્ષાનો આશ્રય કરીને શ્રાવકને દશ ભેદે સામાચારી કહી છે ૧ પ્રતિલેખના, ૨

* આ ચારે ભેદનું સ્વરૂપ આગળ કહેવામાં આવશે

૨માર્જના, ૩ ભિક્ષા, ૪ ચર્યા, ૫ આલોચના, ૬ ભોજન, ૭ પાત્રકધાપન, ૮ વિહરણ, ૯ સ્થંડિલશુદ્ધિ, ૧૦ આવશ્યકી. આ પ્રકારની સામાચારી તો હમેશાં સાધુ પાળી શકે છે. શ્રાવક તો એવી સામાચારી સામાયિકમા પણ પાળી શકતા નથી. હવે સુત્રા-ગ્રહણા નામની બીજી શિક્ષાનો આશ્રય કરી તેના ભેદ દેખાડે છે. તેમાં સાધુઓ જઘન્યથી સૂત્ર અને અર્થસહિત આઠ પ્રવચનમાતાના અધ્યયનપર્યંત અને ઉત્કૃષ્ટથી ચોદપૂર્વપર્યંત અભ્યાસ કરે છે, અને શ્રાવકતો જઘન્યથી સૂત્ર અર્થ સહિત આઠ પ્રવચનમાતાના અધ્યયન સુધી અને ઉત્કૃષ્ટથી શ્રી દશવૈકાલીકસૂત્રના ચોથા ષટ્જીવનિકાય અધ્યયન સુધી અભ્યાસ કરે છે; તેમજ અર્થથીતો આચારાંગમાં કહેલા ૧૫ ડેપણા અધ્યયનને પણ સાંભળે છે. શ્રાવક ઉત્કૃષ્ટથી બારમા અચ્યુતદેવલોકમાં જાય છે અને સાધુ ઉત્કૃષ્ટથી સર્વાર્થસિદ્ધ વૈમાનમાં જાય છે જઘન્યથી સાધુ અને શ્રાવક બન્ને જણા પેહેલા સૌધર્મદેવલોકમાં જાય છે. સૌધર્મદેવલોકમાં શ્રાવકની સ્થિતિ જઘન્યથી એક પલ્યોપમ છે, અને ઉત્કૃષ્ટથી અચ્યુતદેવલોકમાં બાવીશ સાગરોપમની છે. તેમજ સાધુની સ્થિતિ જઘન્યથી સૌધર્મદેવલોકમાં બે પલ્યોપમથી નવ પલ્યોપમ સુધીની અને ઉત્કૃષ્ટથી સર્વાર્થસિદ્ધમાં તેત્રીશ સાગરોપમની છે. સાધુ ઉત્કૃષ્ટથી મોક્ષને વિષે જઇ શકે છે. કપાયના ઉદયનો આશ્રય કરીને સાધુ સંજ્વલનની ચોકડીવાળા પણ હોય. ક્રોધ ન હોવાને લીધે ત્રણ સંજ્વલનવાળા હોય. ક્રોધ અને માન ન હોવાથી બે સંજ્વલનવાળા હોય. ક્રોધ, માન અને માયા ન હોય તો એક સંજ્વલનવાળા પણ હોય, અથવા કપાયના ઉદયવિના પણ હોય.

શ્રાવક અવિરતી અથવા દેશવિરતી પણ હોય છે, તેમાં અવિરતી શ્રાવક બાર કપાયવાળો અને દેશવિરતી શ્રાવક આઠ કપાયવાળો હોય છે. સાધુ મૂલ પ્રકૃતિની અપેક્ષાયે છેલ્લા ત્રણ ગુંણઠાણે આઠ પ્રકારના કર્મને, સાત પ્રકારના કર્મને અને છ પ્રકારના કર્મને બાંધે છે; અથવા તો છેલ્લા ત્રણ ગુંણઠાણે એક પ્રકારના કર્મને બાંધે છે. શ્રાવક આયુષ્યના બંધકાળને વિષે આઠ પ્રકારના કર્મને બાંધે છે, અને બીજે વખતે સાત પ્રકારના કર્મને બાંધે છે.




સાધુ દશમા ગુણઠાણા સુધી આઠ કર્મપ્રકૃતીને વેદે છે, અગીયારમે અને બારમે સાત કર્મપ્રકૃતીને વેદે છે, તેરમે અને ચૌદમે ચાર કર્મ પ્રકૃતીને વેદે છે શ્રાવક નિયમથી આઠ કર્મપ્રકૃતીને વેદે છે મુનિ પાંચવ્રતને એક સાથે અંગિકાર કરે છે શ્રાવક એક, બે, ત્રણ, ચાર એમ બાર અણુવ્રત ધારી શકે છે સામાયિક કરવાથી શ્રાવક સાધુના સરખો થાય છે, માટે બહુવાર સામાયિક કરવું 'હું સર્વ પાપનું પચ્ચખાણ લઉં છું" એમ કહી જે સર્વવિરતી પામ્યો નથી છતાં "હું સર્વવિરત થયો છું" એમ જે કહે છે, તે દેશવિરતીથી અને સર્વવિરતીથી ભ્રષ્ટ થાય છે પછી આણંદ શ્રાવકે સામાયિકવ્રત આદર્યું.

શ્રાવકે સામાયિકના પાંચ અતિચાર જાણવા, પરંતુ તે આચરવા નહીં તે પાંચ અતિચાર આ પ્રમાણે—૧ મનમાં ખોટા વિચાર કરવો, ૨ ખરાબ બોલવું, ૩ શરીરનું ખોટી રીતે પ્રવર્તાવવું, ૪ સામાયિક લીધેના વખતનું ભુલી જવું, ૫ આદરવિના સામાયિક કરવું

---

શ્રી મહાવીર પ્રભુ કહે છે કે—"હે ઉત્તમ શ્રાવક આણંદ! હવે તું દેશાવકાશિક નામનું બીજું શિક્ષાવ્રત સાંભળી તે અંગિકાર કર પૂર્વે જે વ્રતોનું પરિમાણ કર્યું છે, તેમાંથી જે સંક્ષેપ (ઓછું) કરવું, તેનું નામ "દેશાવકાશિક" એમ જિનેશ્વરોએ કહ્યું છે અથવા તો છઠ્ઠું જે દિગવિરમણવ્રત તેના જે સો યોજનનું પ્રમાણ લીધું હોય તેમાંથી દિવસે દિવસે ઓછું કરવું, તેને દેશાવકાશિક નામનું વ્રત વિતરાગ પુરૂષોએ કહ્યું છે જે શ્રાવક શુદ્ધભાવથી દેશાવકાશિકવ્રત કરે છે, તેણે બીજા ક્ષેત્રમાં એટલે ધારેલા ક્ષેત્રની ઉપરના ક્ષેત્રમાં જીવોને નિશ્ચે અભયદાન દીધું છે એ વ્રતના પ્રભાવથી સુમિત્રમંત્રીની પેઠે જીવોના સઘળા વિઘ્નો નાશ પામે છે, તેમજ આ લોકમાં અને પરલોકમાં મહાલક્ષ્મી પ્રાપ્ત થાય છે"

પછી આણંદશ્રાવકે પૂછ્યું—"હે ભગવન્! એ સુમિત્રમંત્રી કોણ હતો? અને તેણે શી રીતે દેશાવકાશિકવ્રત પાળ્યું હતું?" ત્યારે ભગવાને કહ્યું હે શ્રાવક! સાવધાન થઇને સાંભળ




## દેશાવકાસિક નામના બીજા શિક્ષાવ્રત ઉપર
## સુમિત્રમંત્રીની કથા.

આ ભરતક્ષેત્રમાં સર્વ નગરીઓમાં શ્રેષ્ઠ, પૃથ્વીરૂપ સ્રીને આભૂષણસમાન અને સર્વ પ્રકારના આનંદને આપનારી ચંદ્રવતી નામે નગરી છે, તે નગરીમાં પ્રગટ પ્રતાપરૂપ પવનથી શત્રુના સમૂહરૂપ આકડાના રૂને ઉડાડી દેનારો તારાપીડ નામે રાજા અખંડિત રીતે રાજ્ય કરતો હતો. તે રાજાને રાજ્યભાર ઉપાડવામાં હાથી સમાન, સર્વ પ્રકારની બુદ્ધિને વિષે ચતુર અને અક્ષયબુદ્ધિનુ સ્થાન એવો સુમિત્ર નામે મંત્રી હતો. એક દિવસ નવા યૌવનથી ભરપુર અને નાસ્તિક એવા રાજાએ વૃદ્ધ એવા તે મંત્રીને કહ્યું કે:—“હે મંત્રી! તમે દેવપૂજન, ધર્મનુ સાંભળવું અને પાત્રને દાન આપવું ઇત્યાદિ ધર્મકામ કરીને પોતાના આત્માને શા માટે વૃથા ખેદ પમાડો છો? કયો પુરૂષ વૃદ્ધાવસ્થાથી ઘેરાઈ રહેલા આત્માને આવા નિષ્ફળ ધર્મકાર્યવડે કરીને વારંવાર ખેદ પમાડે?” રાજાનાં આવાં વચન સાંભળી મંત્રીએ હસીને કહ્યું:—“મહારાજ! આપ વિચક્ષણ થઇને આવું અયોગ્ય વચન કેમ કહો છો? હું આપને ધર્મકાર્ય કરવામાં ઉપદેશ દેવાની વારવાર ઇચ્છા કરૂં છુ અને આપ તો મને ધર્મકાર્ય કરતાં અટકાવવાનો ઉપદેશ આપો છો એનુ શુ કારણ? શું એ ધર્મ નિષ્ફળ થાય છે? ના, કદાપિ ધર્મ નિષ્ફળ થતો નથી. હે નાથ! ધર્મના પ્રસાદથી બુદ્ધિવંત પુરૂષો સ્વર્ગ અને મોક્ષનાં સુખને પામે છે.” ત્યારે રાજાએ કહ્યું:—હે મહામંત્રી! તમે મને ધર્મનું ફળ પ્રત્યક્ષ દેખાડો, તેમજ ધર્મ કરવાથી લક્ષ્મી મળે છે અને ન કરવાથી નથી મળતી તે પણ દેખાડી આપો.” રાજાનાં આવાં વચન સાંભળી મંત્રીએ કહ્યું:—“હે સ્વામિન્! આપ રાજા થયા અને બીજા આપના સેવક થયા એ શી રીતે બન્યું? અર્થાત્ એજ ધર્મનું પ્રત્યક્ષ ફળ છે.” તેવારે રાજાએ કહ્યું. “એક મ્હોટી શિલાના બે કકડા કરીને એકનું પગથીયુ બનાવાય અને બીજાની દેવમુર્તિ બને તેમાં

શું કારણ? તેવું જ આ તમારૂં વચન છે એક શિલાના બે કકડા તેમાં એકે પુણ્ય શું કર્યું? અને બીજાએ શું પુણ્ય ન કર્યું? જે તો જગતમાં સ્વભાવથીજ ભવ્ય અને અભવ્યની સ્થિતિ છે અર્થાત્ એમાં કાંઈ ધર્મ અધર્મનું નિમિત્ત નથી રાજાના આવાં વચન સાભળી સુમિત્રમંત્રીએ કહ્યું —' સ્વામિન્! આ ઠેકાણે અજીવ એવા પથ્થરનું દૃષ્ટાંત લાગુ પડતું નથી, કારણકે ધર્મનિ વિષે ધર્મની સ્થાપના થાય છે " પછી કાંઈક વિનમ્ર થએલા રાજાએ કહ્યું "મંત્રી! તમે પોતાની મન વચનની શક્તિથી મને નિરૂત્તર[*] કર્યો છે, પરંતુ હે મંત્રી! તમે જ્યારે મને પ્રત્યક્ષ પ્રભાવથી સંદેહવિનાનો કરશો ત્યારે હું ધર્મ કરીશ પ્રત્યક્ષ પ્રભાવવિના હું ક્યારે પણ ધર્મકાર્ય કરનાર નથી" આ પ્રમાણે રાજા અને પ્રધાનનો સભા મધ્યે માણસોને અધિક અધિક પ્રીતિ ઉત્પન્ન કરનારો બહુ સંવાદ થયો

એક દિવસ પ્રધાન દિવસે રાજ્યકાર્ય કરી ગામે ઘેર આવ્યો, તે દિવસે ચૌદસ હતી, તેથી તેણે પોસો લઈ અને "હવે હું ઘરની બહાર નહીં જાઉં." એમ વિચારી દેશાવગાસિક લીધું દેશાવકાશિક લીધા પછી તેણે પરમેષ્ઠીમંત્ર જાપ કરવા માંડ્યો

હવે એમ બન્યું કે રાજાને કાંઈક મ્હોટું કાર્ય આવી પડયું, તેથી તેણે પ્રધાનને બોલાવવા માટે પ્રતિહારીને મોકલ્યો પ્રતિહારીએ પરમેષ્ઠીમંત્રનો જાપ કરતા એવા મંત્રીને કહ્યું કે, "અત્યારે કાંઈ જરૂરનું કામ આવવાથી તમને રાજા બોલાવે છે " ત્યારે મંત્રીએ કહ્યું —" મે સવાર સુધીનું પચ્ચખ્ખાણ લીધું છે, માટે હું સવારે ઘરબહાર નિકળીશ " એમ કહી મંત્રીએ પ્રતિહારને પાછો મોકલ્યો પછી પોતે એક ચિત્તથી નવકારમંત્રરૂપ અમૃતના સિંચનથી મનુષ્યના અવતારરૂપ વૃક્ષને સફળ કરવા લાગ્યો વારંવાર પછી પ્રતિહારીએ ફરી મંત્રી પાસે આવીને કહ્યું —' હે મંત્રીશ્વર! તમારા નહી આવવાથી અને પોતાના હુકમનો ભંગ થવાથી રાજા તમારા ઉપર બહુ કોપ પામ્યા છે, તેથી તેમણે કહ્યું

* ઉત્તર ન આપી શકે તેવો

છે કે, જો મંત્રી અત્યારે અહિં ન આવે તો તેની પાસેથી પ્રધાનમુદ્રા પાછી લઇ ત્હારે મ્હારી પાસે ઝટ આવવું. આ પ્રમાણે કહી રાજાએ મને તમારી પાસે મોકલ્યો છે.” પ્રતિહારીનાં આવાં વચન સાંભળી મંત્રીએ હસીને તે વખતે દુષ્ટ દાસીની પેઠે પ્રધાનમુદ્રા પાછી આપી. પ્રતિહારી મુદ્રા લઇ ઘરની બહાર ગયો એટલે મંત્રી રાજયચિંતાનો ભાર જવાથી સુખે ધર્મકાર્ય કરવા લાગ્યો.

હવે પ્રતિહારી પ્રધાનમુદ્રા લઇ, હાથની આંગળીમાં પેહેરી પોતાને ઘરે આવ્યો, અને હસીને સેવકોને કહેવા લાગ્યો કેઃ—“હું મંત્રી થયો છું.” સેવકોએ પણ “હે મંત્રીરાજ ! ધીમે ધીમે ચાલો” એમ હસીને કહ્યું. પછી પોતાના સેવકોસહિત મંત્રી રાજ્યમંદિરે જવા માટે ઘરના બહાર નિકળ્યો, એવામાં દુષ્કર્મના ઉદયથી કેટલાક હથિયારવાળા લોકો પ્રગટ થયા અને તેમણે પ્રતિહારીને એવો માર્યો કે જેથી તે ત્યાંજ મૃત્યુ પામ્યો. પ્રતિહારીના સુભટોએ પણ તે શત્રુસુભટોને માર્યા. તે વખતે ત્યાં “પ્રતિહારી મરાયો, પ્રતિહારી મરાયો”-એવો મ્હોટો કોળાહળ થયો. આ વાત રાજાએ સાંભળી, તેથી તે ક્રોધરૂપ અગ્નિથી બળવા લાગ્યો. તેણે ધાર્યું કે, “મ્હારૂં કાર્ય કરવા ગયેલા પ્રતિહારીને તે કપટી મંત્રીએ મારી નાંખ્યો, માટે જો એ વૃદ્ધમંત્રીને હું મ્હારી પોતાની તરવારથી મારી નાંખું તોજ મ્હારા ચિત્તમાં શાંતિ થાય.” આવી રીતે ક્રોધથી બોલતો રાજા જ્યાં પ્રતિહારી અને બીજા સુભટો પડયા હતા ત્યાં આવ્યો. પછી તેણે દીવો મંગાવી જોયું તો મંત્રીના સેવકો દીઠા નહીં, પણ કોઇ પરદેશી સુભટો દીઠા; તેથી તેણે “આ મંત્રીના સુભટો નથી પણ કોઇ પરદેશી છે” એમ ધારી તે સુભટોને પૂછયું કે, “તમે મ્હારા પ્રતિહારીને શામાટે મારી નાંખ્યો?” ત્યારે ક્રોધથી હોઠને ડસતા અને દુઃખથી પીડા પામતા એવા તે સુભટોએ કહ્યું. “હે રાજન્! અમને શું પૂછો છો?” દુષ્ટ દૈવે અમારા રાજાના અને અમારા મનોરથો ઝટ નિષ્ફળ કરી નાંખ્યા છે. હે રાજન્! સાવધાનપણે સાંભળો.

ધાગવાસ નગરના રાજા સુરસેને મ્હોટી ઇચ્છાથી પોતાના સેવકો સુમિત્રમંત્રીને મારવા માટે મોકલ્યા છે, એ સુમિત્રમંત્રી

અમારા રાજા સુરસેન પામ્યા કેમ નવ ભણ્ણુ દડ લે છે અને અમારા રાજાના શત્રુ એવા તમને નિરતર પોષણ કરે છે, તેથી અમે અમારા રાજાની આજ્ઞાથી સુમિત્રમત્રીનો રસ્તો રોકીને ઉભા હતા, એનામા મત્રીને ઠેકાણે આ પ્રતિહારી માર્યો ગયો ” સુભટોના આવા વચન સાભળી તે પ્રગટ વાત કહેનારા બાકી રહેલા ચાર સુભટોને રાજાએ મારી નાખ્યા પછી રાજા તારાપીડ પસ્તાવો કરતો કરતો પરિવારસહિત સુમિત્રમત્રીને ઘેર ગયો, ત્યા તેણે મત્રીનો હાથ પકડી કહ્યુ કે –“હે મહાભાગ! પિતા તુલ્ય એવા તમારા ઉપર મે દુષ્ટાચાર કર્યો તે મ્હારો અપરાધ ક્ષમા કરો ” એમ કહી ક્ષમા માગી વળી કહ્યુ કે –“જો તમે આજે આ વ્રત ન લીધુ હોત તો નિશ્ચ તમારૂ મૃત્યુ થાત તો પછી તમારા વિના આ પિતાથી ચાલતા આવેલા વશવાળા રાજ્યનુ શુ થાત? માટે મે પવિત્ર અને વળી જગત્નુ મગળકારી એવુ જે વ્રત તેનુ પ્રત્યક્ષ ફળ દીઠુ છે હે તાત! આ વ્રતે તમારા જીવિતને પુષ્ટ કર્યુ છે, અને મ્હારા સર્વ પાપ નિરતર શોષી નાખ્યા છે હે સાત્વિક પુરૂષોમા શિરોમણિ! તમે મ્હારા અપરાધ ક્ષમા કરો અને પ્રસન્ન થઇ મને સુધર્મને વિષે સ્થાપન કરી સસારસમુદ્રથી તારો ” ત્યારે મત્રીએ કહ્યુ “મહારાજ! એમા તમારો અપરાધ નથી, કારણ કે તમે પસ્તાવો કરતા છતા ધર્મને વિષે બુદ્ધિને ધારણ કરો છો ” પછી જેને ફરી પ્રધાનમુદ્રા મળી છે એવા સુમિત્રમત્રીએ પૂર્ણચદ્ર નામના ગુરૂ પાસે રાજાને શ્રાવકધર્મ લેવરાવ્યો પોતાના અપરાધને લીધે સુમિત્રમત્રીથી શકા પામતો એવો સુરસેનરાજા પણ રાજ્યલક્ષ્મીથી શોભતો છતો કઠમા કુહાડો ધારી તેમને શરણે આવ્યો. પછી સુમિત્રમત્રીએ કહેલા જિનપૂજન, પાત્રદાન, જિનધ્યાન, તીર્થયાત્રા વિગેરે ઉત્તમકાર્ય કરી તેણે પોતાનો અવતાર સફળ કર્યો

આ પ્રમાણે સુમિત્રમત્રી અને રાજા બન્ને જણા જિનધર્મ પાળી અતે કાળ કરી મહાવિદેહક્ષેત્રમા ઉત્પન્ન થઇ સિદ્ધિપદ પામશે

ઇતિ સુમિત્રમત્રીની કથા

શ્રી મહાવીરપ્રભુ કહે છે કે:—" હે ભવ્યજનો! તમે સુમિત્રમંત્રીનુ દૃષ્ટાંત સાંભળી સુખકારી એવા દેશાવકાશિકવ્રતને વિષે સર્વ પ્રકારે આદર કરો. છઠ્ઠા દિગ્પરિમાણવ્રતનું દિવસે દિવસે સંક્ષેપ ( ઓછું ) કરવું તેને દેશાવકાશિકવ્રત કહેવાય છે. શ્રાવકે તે વ્રતના પાંચ અતિચાર જાણવા પણ તે આચરવા નહીં. તે આ પ્રમાણે.—

૧ ધારેલા દેશની ઉપરના દેશમાંથી કાંઇપણ વસ્તુ મગાવવી, ૨ ધારેલા દેશની ઉપરના દેશમાં કાંઇપણ વસ્તુ મોકલવી, ૩ ખુખારાદિ શબ્દ કરી કોઇને પોતાની ખબર આપવી, ૪ પોતાનું સ્વરૂપ દેખાડી બીજાને પોતાની ખબર આપવી, ૫ ધારેલા દેશની બહાર કાંકરો વિગેરે નાંખી પોતાની ખબર આપવી.

આ પાંચ અતિચાર દેશાવકાશિકવ્રતના જાણવા. પછી આણંદશ્રાવકે જિનેશ્વરના મુખથી દેશાવકાશિકવ્રત લીધું. પછી જિનરાજે કહેલુ પૌષધવ્રત તે આણંદશ્રાવક સાંભળવા લાગ્યો.

---

શ્રી મહાવીર પ્રભુ કહે છે કે:-હે ભવ્યજનો! જે વ્રતમાં દુષ્ટ વ્યાપાર, આહાર, મૈથુન અને શરીરસત્કાર ન કરાય તેને જિનેશ્વરોએ પૌષધવ્રત કહેલું છે. એ પૌષધવ્રત પુણ્યરૂપ શરીરને પોષણ કરનારૂં, જ્ઞાનાવરણાદિ સર્વ કર્મોને શોષણ કરનાર, અને કુવ્યાપારાદિકને દૂર કરનારૂં છે. જે શ્રાવક પર્વને દિવસે શ્રદ્ધાથી પૌષધવ્રત કરે છે, તે શ્રાવક આ ભવને વિષે અને પરભવને વિષે રણસૂરની પેઠે સુખસંપતિ પામે છે" તેવારે આણંદશ્રાવકે પુછ્યુ:-"હે ભગવન્! તે રણસૂર કોણ હતો? અને તેણે પૌષધવ્રત શીરીતે પાળ્યું હતું?" ત્યારે મહાવીરસ્વામીએ કહ્યું:—

## પૌષધ નામના ત્રીજા શિક્ષાવ્રત ઉપર

## રણસૂરની કથા.

કાંચનપુર નગરને વિષે રણસૂર નામનો રાજા રાજ્ય કરતો હતો, તેને ચોસઠકળાની જાણ એવી શ્રીકાંતા નામે સ્ત્રી હતી. પ્રિયાને વિષે આશક્ત એવા રાજાએ બહુકાળ ગમાવ્યો, તે તેના




જાળવામા આવ્યો નહો, તેથી તેણે સ્વપ્નમા પ ા સુપાત્રદાનાદિ પુણ્ય કર્યું નહો

એક દિવસ રાજા રણસૂર રાજસભામા બેઠો હતો, એવામા કોઇ સુભટે ત્યા આવી ક્રોધથી કહ્યુ કે -"હે રાજન્! તુ જિનધર્મ કેમ નથી સેવતો? અને ગુરુ વિનાનો થઇને વિષયોને કેમ સેવે છે? શુ પોતાના ગર્વને લીધે યમરાજાથી હ્નોયી તુ ભય પામતો નથી? અરે! તે યમન થવા દ્વેષ કે જેઓમા દેવ અને દાનવોને મર્દન કરવાની શક્તિ છે તેનો દૂર રહો, પરંતુ જો ત્હારા હાથમા બળ હોય તો એક મ્હારી સાથે તો યુદ્ધ કર વળી હાથી, ઘોડા, રથ, સુભટ સબળનો જે કાઇ ત્હારૂ સામર્થ્ય હોય તે પણ પ્રકટ કર્, કે જેને હુ ક્ષણમાત્ર જોઉ તો ખરો!" સુભટના આવા વચન સાભળી રાજસુભટો જેટલામા તેને મારવા માટે દોડયા, તેટલામા તે સુભટે પોતાનુ એવુ બળ દેખાડયુ કે જેથી તે સર્વે તુરત નાશી ગયા પછી જેમ સિંહ હરણને પકડી વનમા લઇ જાય તેમ ક્રોધ પામેલો તે સુભટ રાજા રણસૂરને માથાના વાળ પકડી વનમા લઇ ગયો તેવારે રાજા બહુ ખેદ પામી વિચાર કરવા લાગ્યો કે -"હાય હાય! એ પુરૂષે મ્હારૂ બળ શી રીતે નાશ કર્યું? હુ શુ કરૂ? ક્યા જાઉ? અને કોની આગળ પોકાર કરૂ? અરે! મ્હારી શ્રીમતી પ્રિયા અને મ્હોટુ રાજ્ય એ સઘળુ ક્યા ગયુ? આવી રીતે ખેદ પામેલા રાજા જેટલામા નિર્ભય થઇ વનમા ભમવા લાગ્યો તેટલામા તેણે એક જ્ઞાનીમુનિને દીઠા રાજાએ તેમને વદના કરીને મુનિના વચનથી ધર્મદેશના સાભળી ત્યારપછી તેણે મુનિની ઉત્તમરૂપ સપત્તિ જોઈ પૂછ્યુ કે -"હે ભગવન્! આ શરીર સપત્તિથી તમે કોઇ રાજકુળમા જન્મ પામ્યા હોય એમ દેખાય છે આપે આ પહેલી યૌવનાવસ્થામા કેમ દીક્ષા લીધી છે?" ત્યારે મુનિએ કહ્યુ -રાજ્ય ભોગવે છતે તેમજ બહુ ભુજબળ તથા કોટી સુભટ છતા ત્હારી પેઠે હુ મ્હારા આત્માને મૃત્યુથી કોઇ રક્ષણ કરનારો ન દેખીને અતિ વૈરાગ્યની ભાવનાથી ભાવેલા હૃદયમા વિચાર કરીને મે દીક્ષા લીધી છે, તેવી હુ જગતનુ અને આત્માનુ શરણ થયો છુ" પછી રાજા ચિત્તમા ચમત્કાર પામી વિચાર કર




વા લાગ્યો કે, "નિશ્ચે આ મુનિરાજ જ્ઞાનબળથી લોકાલોકને જાણી શકે છે." આવી રીતે વિચાર કરી તેણે મુનિને પૂછ્યું કે-"હે ભગવન્! મ્હારી પાસે કોટી સુભટ છતાં મને અહિં કોણ લાવ્યું?" આ પ્રમાણે રાજાએ પૂછવાથી મુનિએ કહ્યું:-

"હે રાજન્! પાંચમા દેવલોકમાં અમૃતપ્રિય નામનો દેવતા રહે છે, તેણે અહિં મને વંદન કરવા આવ્યો હતો, તેણે મને એમ પૂછ્યું કે, "જ્યારે હું ચવીશ ત્યારે મ્હારા વિમાનને વિષે કોણ ઉત્પન્ન થશે?" ત્યારે મેં કહ્યું.-"હે દેવનાથ! રણસૂર નામનો રાજા ત્હારા સ્થાને દેવતા થશે." પછી દેવતાએ કહ્યું. "તે તો પોતાની શ્રીકાંતા નામની સ્ત્રીને વિષે આશક્ત થયેલો છે, તો તે શી રીતે બોધ પામશે?" મેં કહ્યું. "હે દેવરાજ! તું તેને અહિં લાવીશ ત્યારે તે બોધ પામશે."

હે રણસૂર! મ્હારાં આવાં વચનથી તે સ્નેહવાળો દેવતા તને અહિં લાવ્યો છે, તો હવે તું આલોક અને પરલોકના હિતને અર્થે જિનરાજના ધર્મને આદર." પછી રાજાએ જેટલામાં સમકિતમૂળ બાર પ્રકારનો શ્રાવકધર્મ આદર્યો, તેટલામાં દેવતાએ પ્રગટ થઇ તેને ફરીથી તેના રાજ્યાસન ઉપર બેસાર્યો. પછી રણસૂરરાજા "જીવિત સુધી આઠમ ચૌદસ વિગેરે પર્વને દિવસે પૌષધ વ્રત કરીશ." એવો ઘોર અભિગ્રહ લઇ જિનધર્મ પાળવા લાગ્યો.

એક દિવસ રાજા રાત્રી વખતે પોતાના ઘરમાં ગયો, ત્યાં તેણે લક્ષ્મીના સરખી પોતાની શ્રીકાંતા પ્રિયાને દીઠી નહીં; તેથી ચિંતા પામેલો તે રાજા પોતાના માણસોસહિત ચારે તરફ શોધ ખોળ કરવા લાગ્યો; પરંતુ પ્રિયાની ખબર મળી નહીં. પછી તેણે હાથમાં ફળ ફુલ વિગેરે લઇ નિમિત્તના જાણપુરૂષ પાસે જઇને પૂછ્યું કે:-"હે મહાભાગ! મ્હારી સ્ત્રી ક્યાં ગઇ છે? અને તે મને કઈ દિશા તરફથી મળશે?" તેવારે નિમિત્તના જાણ પુરૂષે કહ્યું:- "હે રાજન્! તમે ઉત્તરદિશા તરફ જાઓ, ત્યાં તમને તમારી સ્ત્રીનો મેળાપ થશે." પછી રાજા ઉત્તરદિશા તરફ ચાલ્યો અને પાંચમે દિવસે એક મ્હોટા અરણ્યમાં આવી પહોંચ્યો. ત્યાં તેણે ધનંજય નામના યક્ષનું મ્હોટું મંદિર દીઠું, તે દિવસે ચૌદસ




હોવાથી મહામન્ત્રધારી રાજાએ તે યક્ષમંદિરમાં પૌષધવ્રત લઇ સ્થિરચિત્તથી બેઠો આ વખતે યક્ષ રાજાને ધર્મધ્યાન તત્પર જાણી તેની પરિક્ષા કરવા માટે જૂદી જૂદી ચેષ્ટાથી, અનુકુળ અને પ્રતિકુળ ઉપસર્ગ કરવા લાગ્યો વળી કોઇએક દૂત ત્યાં આવી તે પૌષધવ્રતધારી રાજાને કહેવા લાગ્યો કે—" હે રાજન્ ! કોઈ પુરૂષ ત્હારી શ્રીમતીને લઇને આ જાય, માટે તું ઝટ તેની પાછળ જા " તે પુરૂષના આવા વચન સાંભળી રાજા વિચાર કરવા લાગ્યો કે, ' માતા, પિતા અને સ્ત્રીવિગેરેનો સમાગમ બહુવાર થયોછે, પરંતુ આ વ્રતનો સબંધ ક્યારે પણ થયો નથી, તો અત્યારે આ ધારેલા વ્રતને શાથીને વિરાધું ? આમ ધારી રાજાએ જેટલામાં પોતાનું મન સ્થિર કર્યું, તેટલામાં ભયભિત એવી શ્રીકાંતારાણી આવીને તેને કહેવા લાગી—" હે નાથ ! હું આ દુષ્ટપુરૂષ પાસેથી મહામુસીબતે છુટીને અહિં આવી છું, તે પુરૂષ મ્હારી પાછળ આવે છે માટે મ્હારૂં રક્ષણ કરો " આ પ્રમાણે કહી જેટલામાં તે શ્રીકાંતા રાજાના પગ આગળ આવીને બેસે છે, તેટલામાં તે દુષ્ટ પુરૂષ ત્યાં આવીને વિલાપ કરતી એવી શ્રીકાંતાને દુઃખ દેવા લાગ્યો શ્રીમતી બહુ દીનસ્વરથી પોકાર કરતી રાજાને કહેવા લાગી—" હે નાથ ! મ્હારૂં રક્ષણ કરો ! રક્ષણ કરો ! " એવો કયો પુરૂષ હોય કે જે આવી રીતે દુઃખ પામતી એવી પોતાની સ્ત્રીની સાર સંભાળ ન લે ? તમારો એટલો બધો સ્નેહ ક્યાં જતો રહ્યો ? હે સ્વામિનાથ ! આ દુષ્ટપુરૂષ આવી રીતે મને દુઃખ આપે છે છતાં તમે મ્હારૂં રક્ષણ કેમ કરતા નથી ? " આવી રીતે સ્ત્રીનો વિલાપ સાંભળતાં છતાં પણ મહા ધૈર્યધારી એવો તે રણશૂરરાજા પોતાના ધર્મધ્યાનમાંથી જરા પણ ચળ્યો નહિં પછી યક્ષે પ્રતિકુળ ઉપસર્ગો જેવા કે ધુળનો વરસાદ, વીંછી, સાપ, કીડી, વાઘ, સિંહ, હાથી અને વૈતાળ વિગેરેથી પીડારૂપ બહુ ઉપસર્ગો કર્યા, તોપણ મેરૂપર્વતની પેઠે તે રાજા ચળ્યો નહીં. તેથી પ્રસન્ન થએલા યક્ષે હર્ષથી પ્રગટ થઇને રાજાને કહ્યું—" હે રાજન્ ! તું ધન્ય, પુણ્યવંત અને સજ્જનોને શિરે નમસ્કાર કરવા યોગ્ય છે કે જે તું વ્રતને વિષે સ્થિરપરિણામવાળો રહ્યા હે રાજન્ ! વૈતાઢ્યપર્વતની દ




શ્રેણી ઉપર ગગનવલ્લભ નામે નગર છે, ત્યાં સૌભાગ્યનો ભંડાર અને મહા લક્ષ્મીવાન્ એવો પ્રસિદ્ધ વિદ્યાધરરાજા રાજ્ય કરે છે, તેને સૌભાગ્યસુંદરી નામે સ્ત્રી છે; એક દિવસ તે વિદ્યાધરરાજા રૂપના મદને લીધે ત્હારી સ્ત્રી શ્રીકાંતાને હરણ કરી વૈતાઢ્યપર્વત ઉપર લેઇ ગયો, ત્યાંથી બીજા પર્વતઉપર લઈ જઇ જેટલામાં તેનું શિળ ખંડિત કરવા લાગ્યો, તેટલામાં તે પર્વતના અધિપતિ દેવતાએ તેને લાકડીથી એવો માર્યો કે જેથી તે તુરત મૃત્યુ પામ્યો."

આ પ્રમાણે કહી યક્ષ તે પર્વત ઉપરથી શ્રીકાંતાને ત્યાં રાજા પાસે લાવ્યો, અને પછી બન્નેને તેમના નગરમાં પહોંચાડયાં. ત્યાં યક્ષે રાજાને તેના રાજ્યાસન ઉપર બેસારી, બહુ મણિ તથા સોનામ્હોરોનો વરસાદ વરસાવી, તેમજ રાજાની સ્તુતિ કરી તે ધનંજયયક્ષ પોતાને સ્થાનકે ગયો.

પછી રણસૂરરાજા પર્વતિથિને વિષે ઉત્તમપ્રકારે પૌષધવ્રત કરવા લાગ્યો, અને જિનરાજનો ધર્મ સારી રીતે પાળવા લાગ્યો. અનુક્રમે તે રાજા આયુષ્યનો ક્ષય થયે બ્રહ્મદેવલોકમાં મ્હોટા વિમાનને વિષે અમૃતપ્રિય નામે દેવતા થયો.

ઇતિ રણસૂરની કથા.

(શ્રી મહાવીરપ્રભુ કહે છે કે):-"હે ભવ્યજનો! તમે આ રણસૂરરાજાના દૃષ્ટાંતને સાંભળી પૌષધવ્રતને વિષે આદર કરો. તે પૌષધવ્રત ચાર પ્રકારનું છે. ૧ આહારપૌષધ, ૨ શરીરસત્કારપૌષધ, ૩ બ્રહ્મચર્યપૌષધ, ૪ અવ્યાપારપૌષધ. શ્રાવકે તે પૌષધવ્રતના પાંચ અતિચાર જાણવા, પરંતુ તે આચરવા નહીં. તે અતિચાર આ પ્રમાણે:—

૧ શય્યા અને સંથારાનું પડિલેહન ન કરવું અથવા બરાબર ન કરવું; ૨ શય્યા અને સંથારાને ન પૂંજવું અથવા બરાબર ન પૂંજવું; ૩ માત્રું વિગેરે પરઠવવાની ભૂમિનું પડિલેહન ન કરવું અથવા બરાબર ન કરવું; ૪ માત્રું વિગેરે પરઠવવાની ભૂમિને ન પૂંજવી અથવા બરાબર ન પૂંજવી; ૫ પૌષધવ્રત બરાબર ન પાળવું.

 

 

પછી શિવાનંદાનો પતિ આણંદશ્રાવક પૌષધવ્રત લઈ બારમું અતિથિસંવિભાગવ્રત સાંભળવા લાગો.

(શ્રી મહાવીરપ્રભુએ કહ્યું કે)-'જે મહાધૈર્યવાળો પુરૂષ અતિથિસંવિભાગવ્રત નિરંતર પાળે છે, તે પુરૂષ આલોકમાં ભોગસંપત્તિ મેળવી પરલોકમા મોક્ષસંપત્તિ પામે છે. અતિથિ સાધુને કહેવાય છે, માટે જે પુરૂષ સાધુને દાન આપે તે પુરૂષ જિનદત્તની પેઠે આલોકમા બહુ લક્ષ્મી પામી પરલોકમા મોક્ષસુખ પામે છે." ત્યારે આણંદશ્રાવકે પૂછ્યું -'હે ભગવન્! તે જિનદત્ત કોણ હતો? અને તેણે સાધુને દાન શી રીતે આપ્યું? ત્યારે ભગવાને કહ્યું —

## અતિથિસંવિભાગ નામના ચોથા શિક્ષાવ્રત ઉપર

## જિનદત્તની કથા

પોતનપુર નામના નગરને વિષે ભદ્રકસ્વભાવવાળો, દાન આપવામાં પ્રીતિવાળો, અને મહા ધનવંત એવો જિનદત્ત નામનો શેઠ રહેતો હતો, તેને ધર્મને વિષે રૂચિવાળી પતિવ્રતા સ્ત્રી હતી. એક દિવસ ધર્મપ્રભ નામના આચાર્ય તે નગરને વિષે સમવસર્યા, તે વખતે જિનદત્તશેઠ તેમને વંદના કરવા ગયો. ત્યાં તેણે ધર્મદેશના સાંભળી શ્રાવકધર્મ અંગીકાર કરી ગુરૂ પાસે એવો અભિગ્રહ લીધો કે, 'આજથી જીવિતપર્યંત હું એકાંતરે ઉપવાસ, ત્રણ કાળ જિનપૂજા અને બન્ને સંધ્યા વખતે આવશ્યક કરીશ." પછી તે જિનદત્તશેઠ ઘેર આવી મન, વચન અને કાયાથી જિનધર્મ પાળવા લાગ્યો.

હવે કેટલોક સમય ગયે જિનદત્ત પોતાના પૂર્વકર્મના દોષથી નિર્ધન થયો. ઘરમા એવી કોઈ વસ્તુ ન રહી કે જેનાથી તે વેપાર કરે. તે વખતે તેની સ્ત્રીએ કહ્યું કે-'હે સ્વામિનાથ! મ્હારા પિતાને ઘરે જાઓ અને ત્યાથી બહુ ધન લાવી આપણી આજીવિકા ચાલે તે પ્રમાણે વેપાર કરો." જો કે જિનદત્તશેઠ સસરાને ઘરે જવું ઈચ્છતો નહોતો, તોપણ દરિદ્રપણાથી દુઃખી થ

 

 

એસી સ્ત્રીએ કહ્યું, તેથી તે ત્યાં જવા તૈયાર થયો; કારણકે સસરાના ઘર વિના બીજેથી તેને ધન મળી શકે તેમ નહોતું. પછી જિનદત્ત પ્રયાણ કરવા લાગ્યો, તે વખતે તેની સ્ત્રીએ તેને માર્ગમાં ખાવા માટે સાથવાનું ભાતું આપ્યું, તે લઇ જિનદત્ત ચાલ્યો. પહેલે દિવસે તેને ઉપવાસનો વારો હતો અને બીજે દિવસ પારણાને દિવસે માર્ગમાં કોઇ પાત્રસાધુ મળવાથી તેમને સાથવો વહોરાવી દીધો. ત્રીજે દિવસે ઉપવાસ થયો, અને ચોથે દિવસે તે સસરાને ઘેર પહોંચ્યો. ત્યાં તેણે જિનશાસ્ત્રમાં કહેલી વિધિ પ્રમાણે પારણું કર્યું. પછી સસરાએ પૂછ્યું.-"તમારૂં આવવું શા કારણથી થયું છે?" ત્યારે જિનદત્તે કહ્યું. "ધન લેવા માટે આવ્યો છું." જિનદત્તનાં આવાં વચન સાંભળી તેના સસરાએ પોતાના પરિવારને એકાંતમાં બોલાવી વિચાર કરવા માંડયો. "આપણે ઘેર આવેલો જમાઇ ધન માગે છે તો શું કરવું?" તેવારે પરિવારે કહ્યું. "એને જેટલું ધન આપશું તેટલું તે ખાઈ જશે, પછી તે શું અહિં નહિં આવે? માટે કુળદેવીને પૂછીએ અને જેમ કુળદેવી કહે તેમ કરીએ."

પછી કુળદેવીનું આરાધન કર્યું, એટલે દેવીએ આવીને તેમને કહ્યુ કે:-"હે મહાભાગ! એ જિનદત્તે મુનિને દાન આપ્યુ છે તેના ચોથા ભાગનુ પુન્ય જો એ તમને આપે તો તમે તેને બહુ ધન આપજો. પણ જો એ પુન્યનો ચોથો ભાગ ન આપેતો આપશો નહીં." દેવીનાં આવાં વચન સાંભળી સસરાએ જિનદત્તને કહ્યુ:-"હે જિનદત્તશેઠ! જો તમે મુનિને આપેલા દાનના પુન્યનો ચોથો ભાગ મને આપો તો હુ તમને બહુ ધન આપું. પુન્યનો ચોથો ભાગ આપ્યા વિના હું તમને ધન આપીશ નહીં." ત્યારે જિનદત્તે કહ્યું. "તમે મારા પાસે આ અયોગ્ય વચન શું કહ્યુ? કોણ મૂર્ખપુરૂષ કલ્પવૃક્ષને ઉખેડી લીંબડાના ઝાડને વાવે? અથવા કોણ મૂર્ખપુરૂષ મ્હોટા હાથીને વેચી ગધેડા ખરીદ કરે? પશુ વિગેરે તિર્યંચયોનિમાં ગતિ કરનારા જીવને મનુષ્યસુખ, દેવસુખ અને છેવટ મોક્ષસુખ પણ આપનારૂં મુનિદાનનું પુન્ય છે, તે પુન્યને વેચી હું આ નાશવંત એવા ધનની

ઇચ્છા શી રીતે કરૂં ?" જમાઇના આવા વચન સાંભળી સસરાએ જિનદત્તને જરાપણ ધન આપ્યું નહીં, તેમજ જિનદત્તે લાજથી તેને કાંઇ કહ્યું પણ નહીં કારણકે-માનરૂપી ધનવંત પુરૂષો પોતાના કુળની મર્યાદા ત્યજતા નથી કહ્યું છે કે—

लज्जा वारेइ इमं, आसपया जणइ मग्ग रे मग्गि ॥
दिन्नं मानकवाडं, देहित्ति न निग्गया वाणी ॥ १ ॥

ભાવાર્થ—પુરૂષને માગતાં લાજ વારી રાખે છે અને દારિદ્રય તે પુરૂષને વારંવાર કહ્યા કરે છે કે માગ ! માગ ! ! તેમાં માનરૂપ કમાડ વસાઈ ગયું તેથી પુરૂષના મ્હોમાંથી "આપો" એવી યાચનારૂપ વાણી નિકળી શકતી નથી

હવે નિરાશ થએલો જિનદત્તશ્રાવક છાની રીતે પાછો વળ્યો અને પોતાના ગામની નદીને કાંઠે આવી પહોંચ્યો ત્યાં તે વિચાર કરવા લાગ્યો કે-"મને મ્હારી સ્ત્રીએ બહુ આગ્રહ કરી પોતાના પિતાને ઘેર મોકલ્યો હતો તેથી તે મ્હારૂં આવું નિર્ધનરૂપ જોઇ બહુ દુઃખ પામશે" આવી રીતે વિચાર કરી તે નદીમાંથી ગોળ ગોળ કાંકરા લઇ તેની એક પોટલી બાંધી પોતાને ઘેર આવ્યો સ્ત્રીએ પોતાના પતિને પોટલી લઈ આવતો જોઈ બહુ હર્ષ પામી તેને આસન, પાણી વિગેરે આપીને સંતોષ પમાડ્યો

પછી તે ઘરની અંદર પોટલી લઇ ગઇ અને તે પોટલીમાંથી એક બહુ મૂલ્યવાળું રત્ન લઈ તેને ઘરેણે મૂકી તેનું સીધું સામાન લઇને પતિની ભક્તિ કરવા લાગી, તેથી જિનદત્તશેઠ વિચાર કરવા લાગ્યા કે, "આ મ્હારી સ્ત્રી કેવું કરી મ્હારે માટે ભોજન બનાવે છે, પરંતુ પાછળથી તેને આ મ્હારી ભક્તિ દુઃખ આપનારી થઈ પડશે" પછી જિનદત્તે કહ્યું -"અરે ભોળી ! જે મૂર્ખમાણસ આવક અને ખરચનો વિચાર કર્યાવિના બહુ ખરચ કરે છે તે પાછળથી બહુ દુઃખ પામે છે કહ્યું છે કે—

आयव्ययमनालोच्य, यस्तु वैश्रवणायते ॥
अचिरेणैव कालेन, स तु वै श्रमणायते ॥ २ ॥

ભાવાર્થ—જે પુરૂષ આવક ખરચનો વિચાર કર્યા વિના કુબેરની પેઠે ધન ઉડાવે છે, તે પુરૂષ થોડા કાળમાં નિર્ધન બની જાય છે

સ્ત્રીએ હસીને કહ્યું:-પ્રાણનાથ ! તમે મ્હારા પિતાના ઘરેથી આટલી બધી લક્ષ્મી લાવ્યા છો છતાં મને કેમ છેતરો છો" પછી ચિત્તમાં ચમત્કાર પામેલા જિનદત્તશેઠે પોટલી જોઇ તો તેમાં કાંકરાને મુનિદાનના પ્રભાવથી રત્નરૂપ થએલા દીઠા ત્યારે "નિ-શ્ચે આ કાંકરા પાત્રદાનના પ્રભાવથી રત્નરૂપ થયા એ લોકમાં ફળ થયું અને પરલોકે મોક્ષસુખરૂપ ફળ થશે." એમ ધારી શેઠે પો-તાની પ્રિયાને કહ્યું કે, "હે ભોળી! તું જરા ગર્વ કરીશ નહીં, ત્હારા પિતાએ મને કાંઇ આપ્યું નથી, પરંતુ પ્રાસુકદાનના પ્ર-સાદથી કાંકરા આ રત્નરૂપ થયા છે" પછી જિનદત્તશેઠ મુનિ-દાનના પ્રભાવથી તે રત્નોવડે આ લોકમાં બહુ સમૃદ્ધિવાળો થયો અને પરલોકમાં મોક્ષસુખ પામશે.

## ઇતિ જિનદત્તની કથા

અતિથિસંવિભાગ ઉપર જિનદત્તનું દ્રષ્ટાંત સાંભળીને આ-ણંદશ્રાવકે બારમું અતિથિસંવિભાગવ્રત ધારણ કર્યું અતિથિ-સંવિભાગવ્રત તે ન્યાયથી મેળવેલા કલ્પનીય અન્ન પાન વિગેરે દેશ, કાળ, શ્રદ્ધા, સત્કાર વિગેરેના ક્રમસહિત ઉત્કૃષ્ટ ભક્તિ અને પૂજ્ય અનુરાગવડે પોતાના ઉપર અનુગ્રહબુદ્ધિથી પરંતુ આ લોક અને પરલોકના સુખની ઇચ્છા ન રાખતા અતિથિ-સાધુ મુનિરાજને જે અપાય તે અતિથિસંવિભાગવ્રત કહેવાય છે. શ્રાવકે તે વ્રતના પાંચ અતિચાર જાણવા, પરંતુ આચરવા નહીં. તે આ પ્રમાણે:—

૧ સચિત્ત પૃથ્વી વિગેરે ઉપર મૂકેલું અન્ન પાણી દેવું; ૨ સચિત્ત વસ્તુથી ઢાંકેલું અન્ન પાણી દેવું; ૩ વહોરવા આવેલા સાધુ ઉપર મત્સર કરવો; ૪ જે વસ્તુનો જે કાળ કહ્યો હોય તે કાળ વિત્યા પછી આપવું; ૫ પોતાને દાન આપવા શક્તિ છતાં ચાકર વિગેરે બીજા માણસ પાસે અપાવવું.

---

શ્રી મહાવીર પ્રભુ કહે છે કે:-જે શ્રાવક વિધિ પ્રમાણે શુદ્ધ સંલેખના કરે છે, તે ક્ષણવારમાં ગાઢ કર્મબંધનને ઢીલાં કરી નાંખે

છે વળી જે શ્રાવક મન વચન અને કાયાથી શુદ્ધ સલેખના કરે છે, તે શ્રાવક આ લોકમા નિરમળ ભોગની ઘાડા કાળમા મોક્ષ સુખ પામે છે તે સલેખનાના પાચ અતિચાર છે તે આ પ્રમાણે.—૧ આ લોકના અભિલાષા કરવી, ૨ પરલોકના અભિલાષા કરવી, ૩ જીવિતની અભિલાષા કરવી, ૪ મરણની અભિલાષા કરવી, ૫ કામભોગની અભિલાષા કરવી. , પ્રભુના આવા વચનથી બહુ હર્ષ પામેલા આણુદશ્રાવકે પૂછ્યુ -

"હે ભગવન્' સસારસમુદ્રને વિષે વહાણસમાન, અતિચારરહિત અને સમ્યક્ત્વને લાવે અતિ મનોહર એવા આ વ્રતો મ્હારે આપના પ્રસાદથી જાવજ્જીવ સુધી થાઓ વળી હે સ્વામિન્' હુ પરતિર્થિઓને પ્રણામ પૂજાદિ નહીં કરૂ, પરતિર્થિઓના દેવને નમસ્કાર નહી કરૂ, બીજા મતવાળાએ ગ્રહણ કરેલા અરિહતના ચૈત્યને નમસ્કાર નહીં કરૂ, પરતુ રાજાનો આગ્રહ, ગણનો આગ્રહ, બળવત પુરૂષનો આગ્રહ, દેવતાનુ પરવશપણુ, જીવિતનો ઉપાય, દુર્ભિક્ષનુ પડવુ, તેમજ ગુરૂ, માતા, પિતા વિગેરેના હઠ ઇત્યાદિ કારણો વિના વળી હે ભગવન્' હુ સામગ્રી છતા મુનિઓને અશન વિગેરે ચાર પ્રકારનો આહાર, ઉન, લુગડા, પાત્ર, કાબળ, શય્યા, ઔષધિ વિગેરે કલ્પીતવસ્તુઓ આપીશ" પ્રભુના વચનથી ચિતામણીસમાન જિનધર્મ અગિકાર કરી બહુ હર્ષ પામેલા આણુદશ્રાવકે ફરી પણ ભગવાનને કહ્યુ કે—"હે નાથ' આજે મ્હારો જન્મ અને જીવિત સફળ થયુ આજે તમારૂ શાસન મને પ્રાપ્ત થયુ તેથી હુ આજે ત્રણલોકનુ રાજ્ય પામ્યો દરિદ્રાવસ્થા છતા ભડાર મળ્યો, તેમજ આજે મ્હારા ઘરઆગણે કલ્પવૃક્ષ ફળ્યુ, કારણ કે પૂર્વે ક્યારે પણ નહિ મળેલો તમારો ધર્મ મને મળ્યો મે જીવાદિ નવ પદાર્થોને સારીરીતે ઓળખ્યા છે"

આણુદશ્રાવક આ પ્રમાણે કહી અને જિનરાજને નમસ્કાર કરી પોતાના ઘરને વિષે ગયો, ત્યા તેણે પોતાની સ્ત્રી શિવાનદાને કહ્યુ કે -"દ્યુતિપલાશ નામના ચૈત્યને વિષે શ્રી વીરપ્રભુના વચનથી મે ઉત્તમ એવો ધર્મ ગ્રહણ કર્યો છે, માટે હે પ્રિયા' તુ પણ ત્યા પ્રભુની પાસે જઈ ધર્મ અગિકાર કરી પોતાના જન્મને સ

ફળ કર." પતિનાં આવાં વચન સાંભળી મનમાં બહુ હર્ષ પામેલી શિવાનંદા પાલખીમાં બેશી તુરત સમવસરણમાં જઈ વીર સ્વામીને વંદના કરી કહેવા લાગી કે:-હે સ્વામિન્! મને શ્રાવક ધર્મ કહો, કે જેથી હું અપાર એવા સંસારરૂપ સમુદ્રને તરી જાઉં."

પછી વીરભગવાને ધર્મ કહ્યો, તે સાંભળી જેનાં રૂંવાડાં ઉભાં થયાં હતાં એવી તે શિવાનંદાએ સમ્યક્ત્વસાહિત શ્રાવકધર્મ ગ્રહણ કર્યો. પછી શિવાનંદા વીરપ્રભુના બન્ને પગમાં વંદના કરી પોતાના આત્માને ધન્ય માનતી છતી હર્ષથી પોતાના ઘરે ગઇ.

આ વખતે ગૌતમસ્વામીએ વીરપ્રભુને નમસ્કાર કરીને પૂછ્યું કે:-હે ભગવન્! આણંદશ્રાવક આ ભવને વિષે દીક્ષા લેશે કે નહીં? ત્યારે ભગવાને કહ્યું:-હે ગૌતમ! આણંદશ્રાવક આ ભવને વિષે દીક્ષા લેશે નહીં."

હવે હર્ષ પામેલો આણંદશ્રાવક પોતાની સ્રીસહિત જિનેશ્વરે કહેલો શ્રાવકધર્મ ઉત્તમ શ્રદ્ધાથી પાળવા લાગ્યો. કહ્યું છે કે:—

ञवसयसहस्सदुलहे, जाइजरामरणसायरुत्तारे ॥
जिणवयणम्मिगुणायरे, खणमवि माकाहिसि पमायं ॥१॥

ભાવાર્થ:—હે ભવ્યજીવ! લાખો જન્મથી પણ ન મેળવી શકાય એવા, તેમજ જાતિ, વૃદ્ધાવસ્થા, મરણરૂપ સમુદ્રને પાર ઉતારનાર એવા જિનરાજના વચનરૂપ ગુણોના સમૂહને વિષે એક ક્ષણમાત્ર પણ પ્રમાદ ન કર.

પછી વધતી એવી શ્રદ્ધાએ કરી સ્રીસહિત આણંદશ્રાવકને જિનરાજનો ધર્મ પાળતાં ચૌદ વર્ષ ગયાં, પંદરમા વર્ષને વિષે ધર્મજાગરિકા કરતો એવો આણંદશ્રાવક વિચાર કરવા લાગ્યો કે:- "મેં આજસુધી મ્હોટાઇ મેળવીને મ્હારા કુટુંબનું પોષણ કર્યું. હવે પડિમારૂપધર્મ કરૂં તો મ્હારૂં સારૂં થાય." આવી રીતે વિચાર કરી આણંદશ્રાવકે પોતાના સર્વ કુટુંબને બોલાવી ચાર પ્રકારના આહાર, પાન, વસ્ત્ર, તાંબુલ ઈત્યાદિ આપી સંતોષ પમાડીને કહ્યું કે.- "જો તમે મને આજ્ઞા આપો તો મ્હારા મ્હોટા પુત્રને ઘરનો ભાર સોંપી હું શ્રી વીરપ્રભુએ કહેલો પડિમાધર્મ આદરૂં." કુટુંબી લોકોએ રજા આપી એટલે તેણે પોતાના મ્હોટા પુત્રને ઘરનોભાર સોંપ્યો.




પછી તે કોલ્લાગસન્નિવેશમા કે જ્યા પોતાના કુટુબીલોકો રહેતા હતા ત્યા પોતાના ઘરની પૌષધશાળાને પૂજી, માના અને થડિલની ભૂમિને શુદ્ધ કરી અને પછી સથારો કરી તેના ઉપર મોહરૂપ મળરહિત થઈને બેઠો, ત્યા વીરપ્રભુનુ મનમા સ્મરણ કરી અને જિનરાજનો ધર્મ અગિયાર દરી પડિમાતપ કરવા લાગ્યો

અહિ અગીઆર પડિમાની ગાથા કહે છે

दसणवयसामाइय, पोसहपडिमा अवभसञ्चित्ते ॥
आरभ पेस उद्दिठवज्जए समणभूएअ ॥ १ ॥

ભાવાર્થ –૧ દર્શનપડિમા તે એક માસસુધી અતિચારવિના સમ્યક્ત્વનુ પાલન કરવારૂપ જાણવી એવી રીતે બીજી પડિમામા પૂર્વવિધિસહિત એક એક માસને વધારતા જવુ. ૨ વ્રતપડિમા, ૩ સામાયિકપડિમા, ૪ પૌષધપડિમા, ૫ કાર્યોત્સર્ગપડિમા, ૬ મૈથુનત્યાગપડિમા, ૭ સચિતત્યાગપડિમા, ૮ પોતે આરભ કરવાના ત્યાગરૂપ પડિમા, ૯ બીજા પાસે આરભ કરાવવાના ત્યાગરૂપ પડિમા, ૧૦ ઉદ્દેશીને કરેલા ભોજન વિગેરે પદાર્થોને ત્યાગ કરવારૂપ પડિમા, ૧૧ સાધુના પેઠે લોચ કરી તથા સાધુનો વેષ પહેરી પરિમાણ ઘરેથી આહાર લાવવારૂપ પડિમા.

ત્રણકાળ જિનેશ્વરનુ પૂજન કરનારો, છ આગારરહિત, સમ્યક્ત્વદર્શનવાળો અને શકાદિ પાચ દોષથી છૂટો થએલો આ ભુદ્રશ્રાવક દર્શનપડિમા તપ કરવા લાગ્યો કહ્યુ છે કે—

सकाइसल्लविरहिअ सम्मदसणजुत्त जो जतु ॥
सेसगुणविप्पमुक्का एमावलुहोइ पडिमाउ ॥ १ ॥

ભાવાર્થ –જે પ્રાણી શકા, કાક્ષા, વિચિકિત્સા, કુલિગિપ્રશસા અને કુલિગિ પરિચય એટલાથી મુક્ત હોય, તેમજ વ્રત વિગેરે ગુણો વિનાનો હોય, પરતુ સમ્યક્ત્વદર્શનસહિત હોય તેને પહેલી પડિમા જાણવી

पच य अणुव्वयाइ, अइयारविवज्जियाइ दो मास ॥
सम्मदसणजुत्तो, पालइ पडिमाइ बीयाए ॥ २ ॥

ભાવાર્થ –સમ્યક્ત્વદર્શનસહિત અતિચાર વિના પાચ અણુવ્રત બે માસસુધી પાળવા તે બીજી વ્રતપડિમા કહેવાય છે




तईयाए पडिमाए, पइदिवसं सो कुणेइ सामाइयं ॥
दोसंझं पुव्वविहीहि, संजुत्त तिन्नमासेजा ॥ ३ ॥

ભાવાર્થ:—ત્રીજી સામાયિકપડિમાને વિષે તે આણંદશ્રાવક હમેશાં પૂર્વની વિધિસહિત ત્રણ માસસુધી સામાયિક કરવા લાગ્યો.

अठमि चउद्दमी, पुणिमाइ पव्वेसु पोसहं कुणइ ॥
पडिमाइ चतुत्थीए, चउमासे पुव्वविहिसहिओ ॥ ४ ॥

ભાવાર્થ:—ચોથી પૌષધપડિમાને વિષે ચાર માસસુધી પૂર્વ વિધિસહિત આઠમ, ચૌદશ, પુનમ વિગેરે પર્વતિથિને દિવસે તે આણંદશ્રાવકે પૌષધવ્રત કર્યું.

दंसणमूलडुवालस, वयाइ पालेइ निरइआराइं ॥
असणाणो दिणभोइ, अवद्धकछोड सो संतो ॥
दिणि बंभयारि रत्ति, परिमाणकमो अ पडिमदिणवज्जं॥
अठमि चउद्दिसी, पुणिमाइ पव्वेसु रयणीए ॥
काउसग्गम्मिठिओ, सो झाय इति अ मणे जिणे सव्वे ॥
एअंपडिमापडिमं, आराहई जाव पणमासे ॥ ५ ॥

ભાવાર્થ:—તાહ્યાવાનુ બંધ કરનાર, દિવસે ભોજન કરનાર અને કામને વશ કરનાર એવો આણંદશ્રાવક સમ્યકત્વમૂલ દુવાલસાદિ વ્રતોને પાળવા લાગ્યો. દિવસે બ્રહ્મચર્યવ્રત પાળનારો અને રાત્રીએ મૈથુનનો પરિમાણ રાખનારો, વળી પડિમાના દિવસને તેમજ આઠમ, ચૌદશ, પુનમ વિગેરે પર્વતિથિની રાત્રીએ પણ બ્રહ્મચર્યવ્રત પાળનારો, વળી કાયોત્સર્ગમા રહેલો અને સર્વે જિનેશ્વરોનું મનમાં ધ્યાન ધરતો તે આણંદશ્રાવક આ પાંચમી કાયોત્સગપડિમાને પાંચ માસસુધી આરાધના કરવા લાગ્યો.

छठीए छम्मासे, अवंभसव्वहा विवज्जेइ ॥
सिगारकहमयत्थी, संगाविभुसाइ परिमुक्को ॥ ६ ॥

ભાવાર્થ:—છઠ્ઠી મૈથુનત્યાગપડિમાને વિષે ૭ માસસુધી શ્રંગારની કથા, સ્ત્રીનો સંગ અને આભૂષણ વિગેરેને ત્યજી દઇ આણંદશ્રાવક સર્વ પ્રકારે બ્રહ્મચર્યવ્રત પાળવા લાગ્યો.

सचित्तं असणाइं, अ आहारं सत्तमासपज्जं तं ॥
पडिमाइ सत्तमीए, वज्जइ सो पुव्वविहिजुत्तो ॥ ७ ॥






ભાવાર્થ –સાતમી સચિતત્યાગપડિમાને વિષે પૂર્વની ૭ પડિમા વિધિને પાળના એવા આણંદશ્રાનકે સાત માસસુધી સચિત એવો ચાર પ્રકારનો આહાર ત્યજી દીધો

सयमारज न कुणइ, कीरइ आजीवअत्थमियरेहिं ॥
अठमिआए अठ्ठमासे, पूव्वुत्तविहिसहिउ ॥ ८ ॥

ભાવાર્થ –આઠમી પડિમાને વિષે પૂર્વની સાત વિધિસહિત એવા આણંદશ્રાવકે પોતાની આજીવિકાને અર્થે પોતે આરંભ કર્યો નહીં તેમ બીજાની પાસે કરાવ્યો પણ નહીં

पुत्ताइ निहियनिअगिहजारो, न करेइ नो करावेइ ॥
नवमीइ महारज्ने, नव मासे पुव्वविहिजुत्तो ॥ ९ ॥

ભાવાર્થ –નવમી પડિમાને વિષે પૂર્વના વિધિવાળા અને પુત્રાદિ ઉપર ઘરના ભાર મૂકનાર આણંદશ્રાવકે નવ માસસુધી મહા આરંભ કર્યો નહીં અને કરાવ્યો પણ નહીં

असणाइ अ आहारं, उद्दिठकम न जुजएमोवि ॥
छुरमुंमो अह सिहंति, धरेइ दसमास पज्जन ॥
ज निहिअ धननाय, पुत्ताण कहेइ समुत्तु ॥
मव्व गिहसम कज्ज, वज्जइ दसमीइ पमिमाए ॥ १० ॥

ભાવાર્થ –દશમી પડિમાને વિષે દસ માસસુધી ઉદ્દેશીને કરેલો અશનાદિ ચાર પ્રકારનો આહાર ન ખાધો, તેમજ અસ્ત્રાથી મુંડમન કરાવનો અથવા તો માથે વાળ પણ રાખ્યો નહીં વળી જે ધન ઘરમા દાટયુ હતુ, તે સર્વ ઉપરથી પોતાની મમતા ઉતારવા માટે પૂછતા એવા પુત્રાદિકને ઘરના કામસહિત કહી દીધુ

इक्कारमीइ समणुवासोवि, पमिमाइ समणभूआए ॥
कप्प च जोजपट्ट, मुहपत्ति घरइ वम्मधय ॥ ११ ॥

ભાવાર્થ –સાધુના સરખી ઉપમાવાળી અગિયારમી પડિમાને વિષે તે શ્રાવકે ઉત્તરાસંગ, ચોળપટો, મુહુપતી અને રજોહરણ ધારણ કર્યુ

गिहेइ गाहयपत्त, फासुअ असणाइ सयणेसु ॥
पमिपापमित्तिश्रमय, जिरत्तं देहीचि वयणाउ ॥ १२ ॥









ભાવાર્થ:—પડિમાધારી તે શ્રાવકે પાત્ર લઈ કુટુંબીઓના ઘરને વિષે જઇને "પડિમાધારી એવા મને ભિક્ષા આપો." એવું વચન કહ્યું.

कोसि तुमइअ पुणो, समणाणमुवासगेइ अ जणेइ ॥
पंचसमिउत्तिगुत्तो, लोअं जहं च कारेइ ॥ १३ ॥

ભાવાર્થ:—કોઈ એમ પૂછે કે 'તું કોણ છું ?' ત્યારે તે વ્રતધારી કહે કે, "પાંચ સમિતિથી સમિત અને ત્રણ ગુપ્તિથી ગુપ્ત એવો હું સાધુઓનો ઉપાસક છું. પડિમાધારીએ લોચ કરાવવો અથવા ભદ્ર (હજામત) કરાવવી.

जाविक्कारसमासे, कुणेइ समणाण सयलमायारं ॥
दिट्ठिल्लाणं किंचि, जंतमुवरिमाइय कुणेइ ॥ १४ ॥

ભાવાર્થ:—અગીયાર માસસુધી આ પ્રમાણે સાધુનો સઘળો આચાર પાળ્યો, તેમજ નિચે નિચેની જે જે પડિમા છે તેનું સઘળું કાર્ય ઉપર ઉપરની પડિમાને વિષે કર્યું.

મહા ધૈર્યધારી આણંદશ્રાવક આવી રીતે અગીયાર પડિમાનું ઘોર તપ કરી બહુ દુબળો થઇ ગયો; જેમ જેમ કઠીણ એવા તપથી તેનું શરીર શક્તિવિનાનું થયું તેમ તેમ ધર્મને વિષે તેનું મનોબળ વધવા લાગ્યું. પછી પોતાના શરીરના બળનું બહુ ઓછાપણું જાણી જિનેશ્વરના ચરણનું સ્મરણ કરતા એવા તે આણંદશ્રાવકે સંલેખના કરી અનશનવ્રત લીધું. આ વખતે તેને અખંડિત એવા વૈરાગ્યના રંગથી અવધિજ્ઞાન ઉત્પન્ન થયું. એ અવધિજ્ઞાનના બળથી તેણે પૂર્વ પશ્ચિમ અને દક્ષિણ દિશામાં લવણસમુદ્રમાં પાંચસેં યોજનપ્રમાણ ક્ષેત્ર જોયું; ઉત્તર દિશામાં હિમવંતપર્વત દીઠો; નિચે નારકીલોકમાં લોલુક નામનો નરકવાસ દીઠો અને ઉપરના લોકમાં સૌધર્મદેવલોક જોયો. છેવટ આણંદ શ્રાવકે પોતાનો સઘળો મોહ દૂર કર્યો, એવામાં દેવ અને દાનવોના સમૂહથી વિંટળાયલા શ્રી વીરપ્રભુ સોનાના કમળઉપર પગ મૂકતા મૂકતા વાણિજગામના ઉદ્યાનમાં સમોવસર્યા, તે વખતે સર્વે નગરવાસી લોકો તેમને વાંદવા ગયા, ત્યાં ધર્મદેશના સાંભળી વૈરાગ્યના રંગથી રંગાઇ ગયાં છે ચિત્ત જેમનાં એવા તે











નગરવાસી લોકો પોતપોતાને સ્થાનકે ગયા

પછી દેદિપ્યમાન શરીરની કાંતિવાળા, શાંત ચિત્તવાળા, પૂર્ણ શ્રુતજ્ઞાનવાળા અને વિવિધ પ્રકારની લબ્ધિથી ભરપૂર એવા શ્રી ગૌતમસ્વામી નિરંતર છઠ્ઠુંભક્તને પારણે કરતા હોવાથી તે શ્રી વીરપ્રભુની આજ્ઞા લઈ વાણિજગામમાં ગોચરીને અર્થે આવ્યા, ત્યાંથી પ્રાસુક આહાર લઈ કોલ્લાગસંનિવેશ ગામમાં આવ્યા, ત્યાં તેમણે લોકોના મ્હોડેથી સાંભળ્યું કે, 'આણંદશ્રાવકે અનશન લીધું છે' પછી શ્રી ગૌતમસ્વામી આણંદશ્રાવકને વંદના કરાવવા માટે પૌષધશાળામાં ગયા ત્યાં આણંદશ્રાવક ઉઠીને તેમની સન્મુખ જવા શક્તિવંત નહોતો તેથી તેણે ગૌતમસ્વામીને પોતાની પાસે બોલાવી વંદના કરી પછી તેણે પૂછ્યું -"હે ભગવન્! ગૃહસ્થ શ્રાવકોને પણ અવધિજ્ઞાન ઉત્પન્ન થાય છે?" ત્યારે શ્રી ગૌતમસ્વામીએ કહ્યું -'હા શ્રાવકોને પણ અવધિજ્ઞાન ઉત્પન્ન થાય છે તેવારે આણંદશ્રાવકે કહ્યું "હે ભગવન્! મને પણ અવધિજ્ઞાન ઉત્પન્ન થયું છે, જેથી હું પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણ દિશા તરફ લવણસમુદ્રમાં પાંચસે યોજનપ્રમાણ ક્ષેત્ર જોઉં છું, ઉત્તર તરફ હિમવંતપર્વત જોવામાં આવે છે, નિચે લોલુક નરકભૂમિ અને ઉંચે પહેલો દેવલોક જોઉં છું" ત્યારે ગૌતમસ્વામીએ કહ્યું -"હે આણંદ! અવધિજ્ઞાનથી આટલું ક્ષેત્ર જોઈ શકાતું નથી, માટે તું મિથ્યાદુષ્કૃત દે" આણંદશ્રાવકે કહ્યું -'હે સ્વામિન્! જે માણસ જિનરાજનું વચન વિપરીત રીતે પ્રરૂપણ કરે તે માણસને મિથ્યાદુષ્કૃત લેવું કહ્યું છે, અથવા જુઠું બોલનારાને મિથ્યાદુષ્કૃત લેવું કહ્યું છે તેવારે શ્રી ગૌતમસ્વામીએ કહ્યું -"હે શ્રમણોપાસક! યથાર્થ (સત્ય) કહેનારને મિથ્યાદુષ્કૃત લેવું પડતું નથી" એટલે આણંદશ્રાવકે કહ્યું "હે મુનિનાથ! ત્યારે આપ મિથ્યાદુષ્કૃત આપો"

પછી શ્રી ગૌતમસ્વામીએ શ્રી વીરપ્રભુ પાસે જઈ પોતાના હૃદયનો સંદેહ પૂછ્યો કે, "હે વીતરાગ! મ્હારૂં વચન સત્ય છે કે આણંદશ્રાવકનું વચન સત્ય છે?" તેવારે શ્રી વીરભગવાને કહ્યું "હે ગૌતમ! તે ગૃહસ્થ આણંદશ્રાવકનું વચન સત્ય છે" પછી






ગૌતમસ્વામીએ આણંદની પાસે જઈ તેને મિથ્યાદુષ્કૃત દઇ ખમાવ્યા. અહો! મોક્ષના અર્થી પુરૂષોનું ચરિત્ર પણ આશ્ચર્યકારી છે, કે જેને ગણધરસ્વામીએ પણ ખમાવ્યા. પછી ગૌતમસ્વામી આણંદને નિર્યાતના કરી શાંતપણે વીરપ્રભુ પાસે આવ્યા.

આણંદશ્રાવક વીશ વર્ષ સુધી જિનધર્મ પાળી, શ્રાવકની અગીયારપડિમા વહી, સલેખના અને આલોચના કરી, પંચપરમેષ્ટીના સ્મરણપૂર્વક શુભ ધ્યાનમાં રહી, એક માસના અનશનથી કાળ કરી સૌધર્મદેવલોકના અરૂણાભવિમાનમાં ચાર પલ્યોપમની આયુષ્યવાળો મહા સમૃદ્ધિવંત દેવતા થયો.

હવે શ્રી ગૌતમસ્વામીએ શ્રી વીરપ્રભુને પ્રણામ કરીને પૂછયું કે:-"હે નાથ! આણંદશ્રાવક આ મનુષ્યભવથી કાળ કરી ક્યાં ઉત્પન્ન થયો?" ત્યારે શ્રીવીરપ્રભુએ કહ્યું:-હે ગૌતમ! આણંદશ્રાવક અહિંથી કાળ કરી પહેલા દેવલોકના અરૂણાભવિમાનમાં ચાર પલ્યોપમની આયુષ્યવાળો અને મહા સમૃદ્ધવાળો દેવતા થયો છે, ત્યાંથી ચવી મહાવિદેહક્ષેત્રમાં ઉત્તમકુળને વિષે ઉત્પન્ન થશે, ત્યાં ચારિત્રથી કેવળજ્ઞાન પામી તેજ ભવે સિદ્ધિપદ પામશે.

હે ભવ્યજનો! આ આણંદશ્રાવકનું ચરિત્ર સાંભળી ઉત્પન્ન થએલા વૈરાગ્યવાળા તમે પ્રમાદ ત્યજી દઇ જિનધર્મ પાળવામાં ઉદ્યમવંત થાઓ.

ઇતિ શ્રી વાચકરત્ન લાભગણીના શિષ્ય રાજકીર્તિ
ગણીએ રચેલી આ ગદ્યબંધ વર્દ્ધમાનદેશનામાં
આણંદશ્રાવકને પ્રતિબોધ નામનો
પહેલો ઉલ્લાસ પુર્ણ થયો.

# ઉલ્લાસ બીજો.

## कामदेवश्रावकनु चरित्र

હવે શ્રી જંબુસ્વામીએ શ્રી સુધર્માસ્વામીને મ શ્રાવકોના ચરિત્રો માંહેના બીજા કામદેવશ્રાવકનુ ચરિત્ર પૂછ્યુ, એટલે શ્રી સુધર્માસ્વામી કામદેવશ્રાવકનુ ચરિત્ર કહે છે કે–

આ ભરતક્ષેત્રમા ચંપા નામની નગરી છે, પૂર્ણભદ્ર નામના ચૈત્યવડે સુશોભિત એવી તે નગરીમા જિતશત્રુ નામનો રાજા રાજ્ય કરતો હતો, ત્યા કામદેવ નામે શેઠ રહેતો હતો, તેને પુર્ણિમાના ચંદ્રસરખા મુખવાળી ભદ્રા નામની સ્ત્રી હતી કામદેવશેઠ પાસે બહુ ધન હતુ, તેમા છ ક્રોડ ઘરમા, છ ક્રોડ વેપારમા, છ ક્રોડ વ્યાજે અને છ ક્રોડ ભંડારરૂપે પૃથ્વીમા નાખેલુ હતુ દશહજાર ગાયોનુ એક ગોકુળ કહેવાય, એવા છ ગોકુળ તેના ઘરને વિષે હતા બીજી પણ બહુ સમૃદ્ધિ તેના ઘરને વિષે હતી, જેથી મનુષ્ય સબધી સુખો ભોગવતા કામદેવશેઠનો કાળ સુખે જતો હતો

એક દિવસ શ્રી વીરપ્રભુ પૂર્ણભદ્ર નામના ચૈત્યને વિષે સમવસર્યા, ત્યા દેવતાઓએ સમવસરણ રચ્યુ, તે વખતે નગરવાસી લોકો પ્રભુને વદના કરવા માટે જવા લાગ્યા, તેમને જોઈ કામદેવ શેઠે કોઈએક પુરૂષને પૂછ્યુ કે—"આજે નગરીમા શુ છે? અને આ સઘળા લોકો નગરીની બહાર કેમ જાય છે?" ત્યારે તે પુરૂષે ઉત્તર આપ્યો કે–"હે શેઠ! સાભળો દેવાધિદેવ શ્રી વર્દ્ધમાન સ્વામી અહિ પૂર્ણભદ્રચૈત્યને વિષે સમવસર્યા છે, તેમને વદના કરવા માટે આ સઘળા લોકો જાય છે" આવા તે પુરૂષના વચન સાભળી કામદેવશેઠ પણ મ્હોટી સમૃદ્ધિથી ત્યા ગયો અને શ્રી વીરપ્રભુને ત્રણ પ્રદક્ષિણાપૂર્વક વદના કરી તેમની આગળ બેઠો

પછી શ્રી જિનેશ્વરે પણ મધુરવાણીથી ધર્મદેશના આપી કે - "હે ભવ્યજનો! જે પુરૂષ શુદ્ધશ્રદ્ધાથી જિનરાજનો ધર્મ પાળે

છે તે પુરૂષ રત્નસારની પેઠે આલોકમાં અને પરલોકમાં સુખી થાય છે." આ વખતે શ્રી ગૌતમસ્વામીએ પૃછ્યું કે:-"હે જિનરાજ! તે રત્નસાર કોણ હતો? તેણે જિનધર્મ શી રીતે પાળ્યો? અને તે કેમ સુખી થયો? તે સર્વ અમને કૃપા કરીને કહો." ત્યારે શ્રી વીરપ્રભુએ કહ્યું:-"હે ગૌતમ! સાવધાનપણે સાંભળ:—

## જિનધર્મ પાળવા ઉપર
## રત્નસારની કથા.

રત્નવિશાળાનગરીમાં સમરસિંહ નામે રાજા રાજ્ય કરતો હતો. તે નગરમાં વસુસાર નામનો શેઠ રહેતો હતો, તેને રત્નસાર નામનો પુત્ર હતો. એક દિવસ રત્નસાર પોતાના મિત્રોની સાથે વનમાં ગયો, ત્યાં તેણે વિનયધર નામના આચાર્યને દીઠા, તેથી તે રત્નસારકુમાર તેમની પાસે ગયો અને પ્રદક્ષિણાપૂર્વક વંદના કરી આગળ બેઠો. પછી હાથ જોડી તેણે આચાર્યને પૂછ્યું કે:-"હે ભગવન્! માણસો સુખ શાથી પામે?" ત્યારે ગુરૂએ કહ્યું:-"હે ભદ્ર! જીવો સંતોષથી આલોકમાં તથા પરલોકમાં સુખ પામે છે. તે સંતોષ બે પ્રકારનો છે. ૧ દેશથી, ૨ સર્વથી. તેમાં ગૃહસ્થોને સંતોષ દેશથી હોય છે અને મુનિઓને સર્વથી હોય છે. તે સંતોષ અનંતસુખ આપનારો છે. દેશથી સંતોષ શ્રાવકો રાખે છે, તે પરિગ્રહના પરિણામવડે કહેવાય છે. કહ્યું છે કે—

असंतोषवतः सौख्यं, न शक्रस्य न चक्रिणः ॥
जंतोः संतोष भाजोः, यद्भव्यस्य एव जायते ॥ १ ॥

ભાવાર્થ—"અસંતોષી એવા ઇંદ્રને અથવા તો ચક્રવર્તીને જે સુખ થતું નથી, તે સુખ સંતોષધારી એવા ભવ્યજીવને થાય છે. માટે હે ભવ્યજનો! તમે ધન વિગેરેનું પરિમાણ કરો."

ગુરૂનાં આવાં વચન સાંભળી રત્નસારકુમારે સમ્યક્ત્વસહિત પરિગ્રહનું પરિમાણ કર્યું કે:-હે ભગવન્! મ્હારે એક લાખ રત્નો, દસ લાખ સોનામ્હોરો, મુક્તાફળના અને વૈડુર્યના આઠ આઠ મૂડાઓ, આઠ કોડ જૂનું નાણું, દસહજાર ગાયોનું એક ગોકુળ, એવાં

છ ગોકુળો, પાચમે ઘરે, સો વાહનો, એક હજાર ઘોડાઓ અને સો હાથીઓ એટલુ મોકળુ, એથી વધારે મ્હારે ન કલ્પે હુ રાજ્ય ગ્રહણ કરીશ નહી હુ પાચ અતિચારવિના શુદ્ધ એવુ પાચમુ અણુવ્રત ગ્રહણ કરૂ છુ." રત્નસારકુમાર આ પ્રમાણે નિયમ લઈ, ગુરૂને વદના કરી ઘરે આવ્યો અને ઉત્તમ પ્રકારે ધર્મ પાળવા લાગ્યો

એક દિવસ રત્નસારકુમાર પોતાના મિત્રોની સાથે વનમા ગયો, ત્યા તેણે આમ તેમ ભમતા કિન્નરનુ એક જોડલુ દીઠુ, તેનુ મુખ ઘોડા જેવુ અને શરીર માણસના જેવુ હતુ આવુ રૂપ કોઈ દિવસ જોએલુ નહી તેમ સાભળેલુ પણ નહી, તેથી વિસ્મય પામીને તે કુમાર બોલ્યો કે-"જો આ માણસ હોય તો તેને ઘોડાનુ મુખ ક્યાથી હોય ? માટે નિશ્ચે તે માણસ નથી તેમ દેવતા પણ નથી, પરતુ બીજા દ્વીપમા રહેનાર કોઇ તિર્યંચ દેખાય છે, અથવા તો કોઈ દેવતાનુ વાહન પણ હોય!!" રત્નસારકુમારના આવા વચન સાભળી કિન્નરે કહ્યુ-"હે રત્નસાર! તુ ખોટા વિચારોથી મ્હારી ફોગટ વિટબના કેમ કરે છે? હુ વિલાસ કરનારો અને ઇચ્છા પ્રમાણે વિચરનારો વ્યતર છુ. હે રત્નસાર! ખરેખર તુજ તિર્યંચ દેખાય છે, કારણ ત્હારા પિતાએ તને છેતર્યો છે" ત્યારે રત્નસારે પૂછ્યુ "મ્હારા પિતાએ મને શી રીતે છેતર્યો છે?" ત્યારે કિન્નરે કહ્યુ-હે રત્નસાર! સાભળ ત્હારો પિતા બીજા દ્વીપમાથી એક ઘોડો લાવેલ છે, તે રગે કાળો, દુબળો, ટુકા કાનવાળો, બહુ ચપળ, બહુ જાડા કઠવાળો અને પોતાના સ્વામીનો જય કરનારો છે કહ્યુ છે કે—

निर्मांस मुखममन्ते परिमित मध्ये लघु कर्णयो ॥
स्कधे बधुरममाणमुरसि स्निग्ध च रोमोद्गमे ॥
पीन पश्चिम पार्श्वयो पृथुतर पृष्ट प्रधानजव ॥
राजा वाजिनमारोह सकलैर्युक्त प्रशस्तैर्गुणै ॥ १ ॥

ભાવાર્થ—દુબળા મ્હોવાળા, પાતળી કેડવાળા, ટુકા કાનવાળા, જાડા કઠવાળા, વિશાળ છાતીવાળા, ગાઢ રૂવાડાવાળા,

પાછલા બન્ને પડખા અને પાછળ પુષ્ટ એવા અને મહા વેગવાળા ઇત્યાદિ સર્વ ઉત્તમગુણોથી સુશોભિત એવા ઘોડા ઉપર રાજાએ બેસવું. તે ઘોડા ઉપર બેઠેલો પુરૂષ વાયુની પેઠે એક દિવસમાં સો યોજન જાય છે. વળી સાત દિવસમાં સર્વ પૃથ્વીની પ્રદક્ષિણા કરીને પાછો ઘરે આવે છે.

હે મુઢ રત્નસાર! આવા ઘોડાને ત્હારા પિતાએ ઘરમાં સતાડી રાખ્યો છે તે તું જાણતો નથી અને ખોટી કલ્પનાથી ફોગટ મ્હારી વિટંબના કરે છે. ત્હારૂં ધીરપણું અને વીરપણું તો હું ત્યારે જાણું કે જયારે તું તે ઘોડાને મેળવ." કિંન્નર આ પ્રમાણે કહી આકાશમાર્ગે ચાલ્યો ગયો.

રત્નસારકુમાર પણ કિંન્નરનાં તેવાં વચન સાંભળી મનમાં બહુ ખેદ કરતો ઘરે આવ્યો અને "પિતાએ મને છેતર્યો કે એ ઘોડો મને ન દેખાડયો." એમ વિચારી ઘરમાં પેસી કમાડ બંધ કરી અંદર પલંગમાં સૂતો. પછી થોડે વખતે પિતાએ આવીને તેને કહ્યું.-"હે પુત્ર! તું કમાડ બંધ કરીને કેમ સુતો છે? શું તને કાંઈ દુઃખ થયું છે? કાંઇ મનની પીડા થઇ છે? કે શરીરે રોગ થયો છે? જે હોય તે કહે. હું તેનું ઔષધ કરૂં. કેમકે રોગ કહ્યાવિના ઔષધ થઈ શકતું નથી." પિતાનાં આવાં વચન સાંભળી રત્નસારકુમાર કમાડ ઉઘાડી બહાર આવ્યો અને પોતાનો ખરો વિચાર પિતાની આગળ કહ્યો. ત્યારે પિતાએ કહ્યું:-" પુત્ર! સાંભળ. મે એમ ધાર્યું હતું કે, "ઘોડા ઉપર બેઠેલો આ પુત્ર પૃથ્વીઉપર ભ્રમવાથી અમને પોતાનુ વિયોગદુઃખ આપશે, એમ ધારી મેં તે ઘોડાને સંતાડી રાખ્યો છે. હે પુત્ર! હમણાં તે ઘોડો હું તને આપું છુ, તેને તું યોગ્ય લાગે તેમ કર." આવી રીતે કહી તે વસુસારશેઠે પુત્રને ઘોડો સોપ્યો. રત્નસાર પણ ઘોડો મળવાથી બહુ હર્ષ પામ્યો.

પછી રત્નસાર કુમાર તે ઘોડાઉપર બેશી બીજા મિત્રો સહિત નગર બહાર ગયો, ત્યાં સૌ પોતપોતાના ઘોડાને આમ તેમ દોડાવવા લાગ્યા. રત્નસાર જેમ જેમ પોતાના ઘોડાની લગામ ખેંચવા લાગ્યો, તેમ તેમ તે ઘોડો વેગથી દોડવા લાગ્યો.






હવે તે વખતે વસુસારશેઠના ઘરને વિષે પાંજરામા રહેતા પોપટે શેઠને કહ્યુ -"પિતાજી! રત્નસારકુમાર ઘોડા ઉપર બેશી બહુ વેગથી જાય છે, તેથી જો તમે આજ્ઞા આપો તો હુ કુમારની શુદ્ધિ લેવા માટે પાછળ જાઉં કારણ કુમાર વિષમદિશામા જઇ ચડે તો હુ તેને સહાય કરનારો થઈ પડુ પોપટના આવા વચન સાભળી વસુસારશેઠે હર્ષ પામીને કહ્યુ -"અરે પોપટ! તે બહુ સારૂ કહ્યુ હે પવિત્ર બુદ્ધિવાળા! તુ ઝટ જા અને કુમારને સહાય કરનારો થા" શેઠે આજ્ઞા આપી એટલે પોતાના આત્માને ધન્ય માનતો એવો તે પોપટ પાંજરામાથી નિકળી વેગે ચાલ્યો અને તુરત કુમારને જઇ મળ્યો રત્નસારકુમારે તેને ન્હાનાભાઈની પેઠે ખોળામા બેસાર્યો.

રત્નમાગના બીજા મિત્રો પાછળ રહ્યા તેથી તેઓ પાછા વળીને પોતપોતાને ઘેર આવ્યા અને પોતે રત્નસારકુમાર તો પોપટ સહિત આગળ જતા એક મ્હોટા અરણ્યમા આવી પહોચ્યો, ત્યા તેણે કોઇએક ઝાડની ડાળે લટકાવેલા હિંડોળાઉપર બેશીને હિંચકા ખાતા દેવકુમારસરખા તાપસ કુમારને દીઠો, તેને તે પોતાના મિત્રની પેઠે સ્નેહવાળા નેત્રથી જોવા લાગ્યો તાપસકુમાર પણ કામદેવસરખા રૂપવાળા તે રત્નસારને જોઇ સ્નેહથી વિચારવા લાગ્યો કે, 'આ કોઇ પરૂણો મ્હારે ત્યા આવ્યો?" આમ ધારી હિંડોળાઉપરથી નિચે ઉતરી કુમારની પાસે આવી તે કહેવા લાગ્યો કે -"હે કુમાર! તમારો દેશ કયો? નગર કયુ? તમે ક્યા કુળમા ઉત્પન્ન થયા છો? તમારી જાતી કઇ છે? તમારા માતા પિતાનુ શુ નામ છે? તમારા કુટુંબી કોણ છે? તમારૂ પોતાનુ નામ શુ છે? પરિવાર વિના એકલા અહિં શા માટે આવ્યા છો? અને અહિં ભમતા ભમતા શુ શોધો છો?" તાપસકુમારના આવા વચન સાભળી રત્નસારકુમાર બહુ હર્ષ પામ્યો ફરી તાપસ કુમારે કહ્યુ -"હે કુમાર! તમે આજે અમારા પરૂણા છો માટે ઘોડા ઉપરથી નિચે ઉતરો અને મ્હારા પ્રશ્નનો ઉત્તર આપો" આવા વચનથી રત્નસારકુમાર ઘોડા ઉપરથી નિચે ઉતર્યો અને જેટલામા પ્રશ્નોના ઉત્તર આપે છે તેટલામા ચાચાલપણાથી પોપટે કહ્યુ -"હે




તાપસકુમાર! ત્હારે કુળ વિગેરે પૂછવાનું શું કારણ છે? અહિ કાંઇ વિવાહ માંડયો નથી. તું પરૂણાને યોગ્ય કાર્ય કર. મુનિઓને પણ અતિથિ પૂજ્ય છે. કહ્યું છે કેઃ—

गुरुरग्निर्द्विजातीनां, वर्णानां ब्राह्मणो गुरुः ॥
पतिरेव गुरुःस्त्रीणां, सर्वस्याभ्यागतो गुरुः ॥ १ ॥

ભાવાર્થઃ—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યનો ગુરૂ અગ્નિ છે, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર વર્ણોનો ગુરૂ બ્રાહ્મણ છે; સ્ત્રીઓનો ગુરૂ પતિ છે; અને સર્વનો ગુરૂ અતિથિ છે.

માટે હે તાપસકુમાર! જો ત્હારો આ કુમારઉપર સ્નેહ હોય તો તેનો સત્કાર કર. બીજાથી સર્યું." પોપટનાં આવા વચનથી તાપસકુમાર બહુ પ્રસન્ન થયો અને તેણે પોપટના ગળામાં પુષ્પની માળા પહેરાવી. ત્યાર પછી તેણે કહ્યું કેઃ-" હે કુમાર! તમે વખાણવા યોગ્ય છો, તેમ ધન્ય છો; કારણ કે જે તમારે આવો ચતુરપોપટ મિત્ર છે. હે કુમાર! તમે અમારા પરૂણા થાઓ, હું તાપસ છું તેથી મારાવડે તમારી યોગ્યભક્તિ તો શી રીતે બની શકે? પરંતુ હું મ્હારી શક્તિપ્રમાણે તમારી શેવા કરીશ. હે આર્ય! આજે મ્હારી સેવા સ્વીકારો." તાપસકુમારનાં આવાં વચન સાંભળી રત્નસાર ઘોડાઉપરથી નિચે ઉતર્યો, એટલે તાપસકુમાર તેને બહુ પ્રીતિથી વન દેખાડવા લાગ્યો. જૂદાંજૂદાં ઝાડો અને ફળો નામ લઇ લઇ ઓળખાવવા લાગ્યો. પછી તળાવમાં જઇ સ્નાન કર્યું એટલે તાપસકુમારે રત્નસારની આગળ જૂદીજૂદી જાતિનાં બહુ ફળો મૂકયાં. તે આ પ્રમાણેઃ—અમૃતના સરખી સ્વાદવાળી પાકેલી દરાખ, પાકી કેરી, કેળાં, ફણસ, નાળીયેર, ખજૂર, જાંબૂ, રાણ, ખીરામલ, બીજોરા, નારંગી, દાડિમ, જંબીર અને સીંગોડાં. પછી રત્નસારકુમારે પોપટસહિત તે સર્વ વસ્તુઓ થોડી થોડી ખાધી, એટલે તે વનમાં સર્વ ઋતુનાં ફુલ ફળ હતાં તે સર્વ તાપસકુમારે લાવી રત્નસારને આપ્યાં. પછી મુખશુદ્ધિ માટે નાગરવેલનાં પાન, એલાયચી, લવીંગ, જાયફળ અને કપુર વિગેરે આપ્યાં. ઘોડાને પણ યોગ્યવસ્તુઓ ખવરાવી, અને સર્વે ખાઇ પીને સુખે બેઠા.

પછી રત્નસારકુમારે સકેત કર્યા એટલે પોપટે તાપસકુમારને પૂછ્યુ -"હે મિત્ર! નવી યૌવનાવસ્થાની શરૂઆતમા તમે આ તાપસવ્રત શામાટે લીધુ છે? કયા તમારૂ આ મનોહર રૂપ? કયા કોમળ શરીર? અને કયા આ દુષ્કર તપ? હે મહાભાગ! તમારૂ ચાતુર્યપણુ અને સૌજન્યપણુ આ મ્હોટા અરણ્યમા માલતીના પુષ્પના પેઠે નિષ્ફળ જાય છે આ તમારૂ શરીર દિવ્ય લુગડા અને ઘરેણાથી બહુ શોભે તેવુ છે છતા હે મુનિરાજ! તમે આ કઠોર *વલ્કલનો સ્પર્શ શી રીતે સહન કરી શકો છો? કાજળ અને ભ્રમરાના રગ સરખો આ તમારો કોમળ ચોટલો જટાબધથી શોભતો નથી, આ તમારૂ લાવણ્ય અને નવીન યૌવનના નવા ભોગોવડે શોભે તેવુ છે, તમે આ તાપસવ્રત વૈરાગ્યથી અથવા દૈવવશથી કે કોઇ મ્હોટા તપસ્વીને વશ થઇ જવાથી લીધુ છે? પછી તાપસકુમારે આખોમાથી ગળી પડતા આસુને લીધે ગદ્દગદ્દ ગળાથી કહ્યુ -"હે કુમાર! હે પોપટ! પૃથ્વીમા તમારા સરખુ કોઇ દેખાતુ નથી, કારણકે જે તમને મને જોવાથી દયા ઉત્પન્ન થઇ પોપટરાજ! પોતાના દુખથી દુખી થનારા તો ઘણે માણસો છે, પરતુ બીજાના દુખથી દુખી થનારા તો કોઇક જ હોય છે કહ્યુ છે કે —

शूरा सति सहस्रश प्रतिपद विद्याविदोऽनेकश ,
सति श्रीपतयोऽप्यपास्तधनदास्तेऽपि क्षितौ भूरिश ॥
किंत्वाकर्ण्य निरीक्ष्य चान्यमनुज दु खार्दित यन्मन-
स्तद्रूप्य प्रतिपद्यते जगति ते सत्पुरुषा' पचषा ॥ १॥

ભાવાર્થ —પગલે પગલે હજારો શૂરવીરો હોય છે, અનેક વિદ્વાનો હોય છે, તેમજ કુબેરનો તિરસ્કાર કરે તેવા ધનવત દાતારો હોય છે, પરતુ દુખ પામતા એવા માણસને જોઇ જેનુ મન દુખી થાય એવા તો આ જગતમા પાચ છ પુરૂષો હશે.

હે કુમાર! હુ મ્હારૂ યથાર્થ ચરિત્ર તમારી આગળ કહીશ વિશ્રામ પામેલા સત્પુરૂષોને શુ કહેવા યોગ્ય નથી?" તા

* ઝાડની છાલ

પસકુમાર, રત્નસાર અને પોપટ આ પ્રમાણે વાતો કરતા હતા તે વખતે જે બન્યું તે સાંભળો.

એ અવસરે ગર્જના કરતો, ધુળ ઉછાળતો અને સર્વ લોકને તથા વનને અંધકારમય કરી દેતો એક વંટોળીયો ઉત્પન્ન થયો, તે ત્યાં આવી તાપસકુમારનું હરણ કરી ચાલ્યો ગયો. તે વખતે તાપસકુમારે કહ્યું. "હે રત્નસારકુમાર! હે સજ્જન પુરૂષ! મ્હારૂં રક્ષણ કર. રક્ષણ કર." આવાં વચન સાંભળી રત્નસારકુમાર "અરે મ્હારા જીવિતરૂપ એ તાપસકુમારને લઈ તું કયાં જાય છે?" એમ ક્રોધથી બોલતો તેની પાછળ દોડયો. કેટલેક દૂર ગયો એટલે તેને પોપટે કહ્યું:-હે રત્નસાર! તાપસકુમાર કોઈ ઠેકાણે દેખાતો નથી, વાયુ તેને કયાંઈ લઇ ગયો હશે. કોણ જાણે તે કયાં ગયો? આટલા વખતમાં તો વાયુએ તેને લાખો યોજન દૂર પહોંચાડયો હશે; માટે હે કુમાર! તું પાછો વળ." પોપટનાં આવાં વચન સાંભળી કુમાર પાછો વળ્યો અને વિવિધપ્રકારે વિલાપ કરવા લાગ્યો. પછી પોપટે વિસ્મયથી કહ્યું:-"હે કુમાર! એ તાપસકુમાર પુરૂષ નહોતો, કોઇ પુરૂષે વિદ્યાના બળથી સ્ત્રીને પુરૂષરૂપે બનાવ્યો હોય એમ દેખાય છે. વચનથી, મુખના આકારથી, ચાલથી અને દ્રષ્ટિથી એને તું કન્યા જાણ. કોઇ દેવ, દાનવ કે વિદ્યાધર એ કન્યાને વિટંબના પમાડે છે, જ્યારે તે કન્યા દુષ્ટ પુરૂષના હાથમાંથી છુટી જશે ત્યારે નિશ્ચે તનેજ વરશે. કયો પુરૂષ કલ્પવૃક્ષને ત્યજી દઈ બીજા વૃક્ષની ઈચ્છા કરે?" પોપટનાં આવાં વચન સાંભળી ઈષ્ટદેવતાની પેઠે તાપસકુમારનું સ્મરણ કરતો રત્નસારકુમાર પોપટને સાથે લઇ વેગથી આગળ ચાલ્યો. આગળ જતાં તેણે નાના પ્રકારના ઝાડોથી સુશોભિત વનમાં ઉંચાં તોરણ અને ધ્વજાથી શોભતા એવા શ્રી આદિનાથનું એક મંદિર દીઠું, તે મંદિરની પાસે આવી ઘોડાઉપરથી નિચે ઉતરી ફુલ ફળ હાથમાં લઇ પોપટની સાથે મંદિરમાં ગયો; ત્યાં તે જિનરાજની પૂજા કરીને સ્તુતિ કરવા લાગ્યો.

सिरिनाभिनामकुलगर कुलकमलुन्नासणेगादेवसपातिः ॥
भवदहलक्खविद्दंमण जयमंमण णाह तुज्झ णमो ॥१॥

 

 

ભાવાર્થ—શ્રી નાભિરાજા નામના કુળવંશના કુળરૂપ કમળને પ્રફુલ્લિત કરવામા સૂર્યરૂપ, મદ સાથેના લાખો દુખોને નાશ કરનાર અને વિજયના મંડપ જેવા હે પ્રભો! હુ તમને નમસ્કાર કરૂ છુ "

આ પ્રમાણે સ્તુતિ કરી તે રત્નસારકુમાર મંદિરની અર્ધ ગોખા ઉપર એક ગોખ ઉપર બેઠો, ત્યા તેણે પોપટને કહ્યુ કે –"હે શુકરાજ! હજુ સુધી તે તાપસકુમારના સમાચાર મળ્યા નહી " ત્યારે પોપટે કહ્યુ –"કુમાર! ખેદ ન કરો આજેજ તમને તેનો મેળાપ થશે "

આવી રીતે કુમાર અને પોપટ બન્ને જણા વાતો કરતા હતા, એવામા દેવાંગના સરખી કોઈએક કન્યા મોર ઉપર બેસીને ત્યા આવી, તે કન્યાએ મણીથાગર ચંદન અને પુષ્પ વિગેરેથી જિનેંદ્રની પૂજા કરીને પ્રભુ આગળ નાચ કરવા માડ્યો રત્નસારકુમાર અને પોપટ તે કન્યાનો નાચ જોઈ ચિત્તમા બહુ ચમત્કાર પામ્યા, અને કન્યા પણ કુમારના રૂપને જોઈ બહુ વિસ્મય પામી

પછી કુમારે કહ્યુ –"હે બાળા! જો તુ ખેદ ન કરે તો હુ તને કાઈ પુછુ " ત્યારે કન્યાએ કહ્યુ "હા સુખેથી જે પુછવુ હોય તે પુછો " પછી કુમારે પુછ્યુ "તુ કોણ છે? તે હુ ત્હારૂ સર્વ વૃત્તાત સાભળવાની ઇચ્છા કરૂ છુ." તેવારે કન્યાએ કહ્યુ 'હે કુમાર! હુ મ્હારૂ સર્વ વૃત્તાત તમારી આગળ કહુ છુ, તે સાવધાન થઈને સાભળો

કનકપુરી નામની નગરીમા કનકધ્વજ નામનો રાજા રાજ્ય કરે છે, તેને કુસુમશ્રી નામની રાણી છે એક દિવસ રાત્રીએ રાણી સુખે સૂતી હતી એવામા તેણે સ્વપ્નાને વિષે પોતાના ખોળામા પુષ્પની બે માળા પડતી દીઠી, તેથી તુરત તે જાગી ગઈ અને સવારે રાજાની પાસે આવી તેણે સ્વપ્નની વાત કહી, ત્યારે રાજાએ વિચારીને કહ્યુ –'હે ભદ્રે! આ સ્વપ્નના પ્રભાવથી તુ એકી વખતે બે કન્યાને સાથે જન્મ આપીશ " પતિના આવા વચન સાભળી રાણી બહુ હર્ષ પામી પછી તેણે ગર્ભ ધારણ કર્યો અને નવમાસ પુરા થયે બે કન્યાને સાથે જન્મ આપ્યો પિતાએ પહેલી કન્યાનુ અશોકમંજરી અને બીજીનુ તિલકમંજરી એવુ નામ પાડ્યુ પછી પાચ ધાત્રમાતાઓવડે લાલનપાલન કરાતી તે બન્ને

 




કન્યાઓ અનુક્રમે મ્હોટી થઇ અને થોડા દિવસમાં સર્વ કળાઓનો અભ્યાસ કરી અનુક્રમે યુવાવસ્થા પામી એટલે રૂપ, સૌભાગ્ય, લાવણ્ય વિગેરે ગુણો અને શરીરની કાંતિથી તે બન્ને કન્યાઓ ત્રણ લોકના પ્રાણીના મનને ચમત્કાર પમાડવા લાગી. આ બન્ને કન્યાઓ પરસ્પર એવા સ્નેહવાળી હતી કે એક બીજા વિના રહી શકે નહીં. આ પ્રમાણે તેમનો પરસ્પર પ્રેમ હતો. કહ્યું છે કે.--

सहजग्गिराण सहसोविराण, सहहरिससोअवंताणं ॥
नयनाण वधन्नाणं आजम्ममकित्तिमं पिम्मं ॥ १ ॥

ભાવાર્થ:—સાથે જાગનારી, સાથે સૂનારી, સાથે હર્ષ પામનારી અને સાથેજ શોક કરનારી આંખોની પેઠે ધન્ય માણસોનો જન્મથી આરંભીને બંધાએલો પ્રેમ ન વર્ણવી શકાય એવો હોય છે."

હવે રાજા કનકધ્વજ મનમાં વિચાર કરવા લાગ્યો કે, "જો આ બન્ને પુત્રીઓનો એક વર થાય તો બહુ સારૂં. જો તેમનો વર જૂદો થશે તો નિશ્ચે તેઓ એકબીજાના વિયોગથી મૃત્યુ પામશે. આ બન્ને પુત્રીઓનો કયો ધન્ય અને પુન્યવંત વર થશે." આવી રીતે રાજા ચિંતા કરતો હતો. કહ્યું છે કે:—

जातेति पूर्वं महतीति चिंता, कस्य प्रदेयेति ततः प्रवृद्धा ॥
दत्ता सुखं स्थास्यति वा नवेति ,कन्यापितृत्वं किल हंत कष्टम् ॥१

ભાવાર્થ:—કન્યા ઉત્પન્ન થાય એટલે પિતાના મનમાં "કન્યા થઇ." એવી ચિંતા થાય છે, અને મ્હોટી થાય ત્યારે "આ કોને આપવી." એવી ચિંતા થાય છે, કોઇને આપી એટલે "ત્યાં તે સુખે રહેશે કે નહીં." એવી ચિતા થાય છે. માટે નિશ્ચે કન્યાના પિતા થવું એ કષ્ટકારી છે.

પછી વસંતસમય આવ્યો એટલે બન્ને બહેનો ક્રીડા કરવા માટે વનમાં ગઇ, ત્યાં ઝાડની ડાળે હિંચકો બાંધી અશોકમંજરી હિંચોળા ખાવા લાગી અને તિલકમંજરી તેને હિંચોળા નાંખવા લાગી; ત્યાં નગરવાસી બહુ લોકો એકઠા થયા હતા અને કૌતુકો જોતા હતા; એવામાં કોઈ વિદ્યાધરે હિંચોળા ખાતી એવી અશોકમંજરીનું હરણ કર્યું. તેવારે અશોકમંજરી મ્હોંથી પોકાર









કરવા લાગી કે,–"હે લોકો દોડો દોડો! આ કોઈ મને લેઈને ચાલ્યો જાય છે" પછી પાસે ઉભેલા સુભટો દોડયા પણ તે વિદ્યાધર જોતા જોતા ક્યાંઈ જતો રહ્યો પુત્રીનુ હરણ કનકધ્વજરાજાએ સાભળ્યુ, તેથી તે દુખી થઈ શોક કરવા લાગ્યો "હે પુત્રી! તુ ક્યા ગઈ અને ત્હારૂ શુ થયુ?" તિલકમજરી પણ મૂર્છા પામી પૃથ્વી ઉપર પડી ગઈ, જ્યારે શીતળ પાણી અને ચદન વિગેરે છાટવાથી સચેત થઈ ત્યારે તે "હે બહેન! ત્હારા વિના મારા પ્રાણ શી રીતે રહેશે?" એમ વિલાપ કરવા લાગી

પછી મધ્યાન્હને સર્વે લોકો પોતપોતાને ઘેર આવ્યા, રાજા કનકધ્વજ, રાણી કુસુમશ્રી અને તિલકમજરી એ સૌ અશોકમજરીનો શોક કરીને સૂતા હવે તિલકમજરી પાછલી રાત્રીએ ઉઠી ચક્રેશ્વરીદેવીના મદિરમા ગઈ, ત્યા દેવીની પૂજા કરીને વિનતી કરવા લાગી કે–"હે માત! મ્હારી બહેનની ખબર આપ, નહિ તો હુ આ ભવે ભોજન નહિ કરૂ" તેના આવા વચન સાભળી ચક્રેશ્વરીદેવીએ તેની ભક્તિથી પ્રસન્ન થઈ પ્રત્યક્ષ આવીને કહ્યુ–"હે ભદ્રે! ત્હારી બહેન કુશળ છે, તુ શોક કરીશ નહીં, ભોજન કર, આજથી એક માસે તેના સમાચાર તને મળશે, અને તેજ વખતે દૈવયોગથી તેની સાથે ત્હારો મેળાપ થશે" ત્યારે તિલકમજરીએ પૂછ્યુ–"હે માત! મ્હારી બહેનનો મેળાપ મને શી રીતે અને ક્યા થશે?" ત્યારે દેવીએ કહ્યુ–"હે બાળા! સાભળ આ નગરની પશ્ચિમદિશાએ બહુ દૂર એક મ્હોટુ અરણ્ય છે, મહા કષ્ટથી પણ ન જઈ શકાય એવા તે અરણ્યમા મણિ અને રત્નોથી બનાવેલુ શ્રી આદિનાથનુ મદિર છે, તેમા સુવર્ણ અને રત્નમય શ્રી આદિનાથની મૂર્તિ છે, તે જિનપ્રતિમાનુ તુ બહુ ભક્તિથી પૂજન કર, ત્યા તને ત્હારી બહેનનો નિશ્ચે મેળાપ થશે, અને બીજુ પણ સઘળુ સારૂ થશે આ મ્હારો સેવક રત્નચૂડદેવતા મોરનુ રૂપ લઈ તે સ્થાનકે તને હમેશા લઈ જશે" દેવીએ આ પ્રમાણે કહ્યુ, એવામા એક મોર આકાશમાર્ગેથી ત્યા આવ્યો

તિલકમજરી રત્નસારકુમારને કહે છે કે–હે કુમાર! દેવી



ના પ્રસાદથી તે મોર ઉપર ચઢી જે તિલકમંજરી નિરંતર આદિનાથપ્રભુનું પૂજન કરવા આવે છે, તે વન આ, તે મંદિર આ, તે કન્યા પણ હું અને તે મોર પણ આ. હે કુમાર! મેં મ્હારૂ ચરિત્ર કહ્યું. મને અહિં પૂજા કરવા આવતાં આજે એક માસ પૂરો થયો; પરંતુ હજી મ્હારી બ્હેનના કાંઇ પણ સમાચાર મળ્યા નહીં. હે કુમાર! તમે બહુ દેશમાં ફર્યા છો તો કોઇ ઉત્તમ રૂપવાળી કન્યા તમારા જેવામાં આવી છે? અથવા તો સાંભળી છે?" રત્નસારકુમારે કહ્યું:-હે સુંદરી! પૃથ્વી ઉપર ભમતા એવા મેં કોઈ ઠેકાણે ત્હારા સરખી રૂપવાળી કન્યા તો જોઇ નથી; પરંતુ સબરસેના નામના અરણ્યમાં એક દિવ્યકાંતિવાળા તાપસકુમારને જોયો છે, તે ત્હારા સરખો રૂપાળો તેમજ અવસ્થાએ પણ ત્હારા જેવડો હતો." આ વખતે પોપટ બોલી ઉઠયો કે-"હે સુંદરી! આજે તને નિશ્ચે ત્હારી બહેનનો મેળાપ થશે." ત્યારે તિલકમંજરીએ કહ્યું:-"હે પોપટ! જો આજે મ્હારી બેનનો મેળાપ થશે તો હું ત્હારી પૂજા કરીશ." આ પ્રમાણે રત્નસારકુમાર, પોપટ અને તિલકમંજરી વાતો કરતાં હતાં, એવામાં જે બન્યું તે સાભળો—

કોઇએક અપૂર્વ હંસી આકાશમાર્ગથી આવીને રત્નસાર કુમારના ખોળામાં પડી, ભયથી વિહ્વલ, કંપતા અંગવાળી અને વારંવાર કુમારના મુખ સામું જોતી એવી તે હંસી માણસની ભાષાથી બોલી કે:-"હે સત્પુરૂષ! હે વીર! હે શરણે આવેલાનું રક્ષણ કરનારા! હે કરૂણાસાગર! દીન અને હીન એવી મને રક્ષણ કર! રક્ષણ કર!! હું ત્હારે શરણે આવી છું. આ વખતે કુમાર તેના શરીર ઉપર હાથ ફેરવીને બોલ્યો:-" હે હંસી! તું ભય ન પામ. ગમે તો માણસનો રાજા હોય, વિદ્યાધરનો રાજા હોય કે દેવનો રાજા હોય, પરંતુ તે મ્હારા ખોળામાં બેઠેલી તને મારવાને સમર્થ નથી. પછી કુમારે તળાવમાંથી પાણી લાવી તેને પાઇને નિર્ભય કરીને કહ્યું:-હે હંસી! તું કોણ છે? કયાંથી આવી છે? માણસની ભાષાથી શીરીતે બોલે છે? અને તને કોનો ભય છે? તે સર્વ તું મને કહે." પછી હંસી જેટલામાં પોતાનું વ્રતાંત્ત કહેવાને તૈયાર થઇ, તેટલામાં કળકળાટ કરતી વિદ્યાધરની સેના આ-

માર્ગમાંથી ઉતરી, તે જોઈ પોપટ મનમા ગમ પામ્યો તેથી તે મંદિરની બાહાર બારણા ઉપર આવીને બેઠો, અને વિદ્યાધરની સેનાને આવતી જોઈ ગમે તો તીર્થના પ્રભાવથી અથવા તો કુમારના ભાગ્યથી તે પોપટ ભયંકરરૂપ કરી ભ્રકુટી ચડાવી કહેવા લાગ્યો 'અરે વિદ્યાધરો! કોની પાછળ દોડો છો? ક્યા જાઓછો? આગળ દેવ અને દાનવને નહિ ગણકારે એવો રત્નસારકુમાર બેઠો છે તે શુ તમે નથી જાણતા? અરે વિદ્યાધરો! જો એ કુમાર ક્રોધ પામ્યો તો તમારે નાશી જવુ ભારે પડશે" પોપટનો આવો હોંકારો સાભળી વિદ્યાધરના સુભટો ભય પામ્યા અને આશ્ચર્ય પામી વિચાર કરવા લાગ્યા કે, 'અરે! નિશ્ચે આ કોઈ દેવતા અથવા તો દાનવ છે, નહિંતો આપણ વિદ્યાધરોને એ શી રીતે હોંકારો કરી શકે? આપણા સિંહનાદો પણ એ એક પોપટના હોંકારાના શબ્દને સહન કરી શકતા સમર્થ થતા નહિ ધિક્કાર છે! ધિક્કાર છે!! આપણને જે કુમારનો પોપટ પણ વિદ્યાધરોના સુભટોને ક્ષોભ પમાડનારો છે તો પછી કોણ જાણે આગળ કુમાર કેવો હશે! સ્વરૂપ જાણ્યા વિના કપો પુરૂષ યુદ્ધ કરવા તૈયાર થાય?" આ પ્રમાણે વિચાર કરી સુભટોએ પાછા વળી પોતાના રાજાને તે સમાચાર આપ્યા. સુભટોના વચન સાભળી વિદ્યાધર રાજા મેઘની પેઠે ગર્જના કરી, હાથને પૃથ્વી ઉપર પછાડી, કપાળમા ભ્રકુટી ચડાવી સિંહની પેઠે ઘોર શબ્દ કરીને બોલ્યો —

"અરે સુભટો! તમને ધિક્કાર થાઓ, તમે કોનાથી ભય પામ્યા પોપટ કોણ અને કુમાર કોણ? મ્હારી આગળ બીજો શૂરવીર કોણ છે? હમણા જુઓ મ્હારૂં પરાક્રમ" એમ કહી વિદ્યાધર રાજાએ દશ માથા અને વીસ હાથ વિકુર્વ્યા એક હાથમા તરવાર, બીજામા ખેટક, ત્રીજામા ગદા અને ચોથામા ધનુષ્ય એમ જૂદાજૂદા હાથમા જૂદા જૂદા હથિઆરો લઈ તેમજ વિકરાળરૂપ કરી ભયંકર રાવણના જેવો તે વિદ્યાધરપતિ આદિનાથના મંદિરની પાસે આવ્યો, તેને આવતો જોઈ ભય પામેલો પોપટ રત્નસારકુમારને શરણ જતો રહ્યો, કારણ તેવા ભયસ્થાનકે કોણ ઉભો રહેવા સમર્થ હોય? પછી વિદ્યાધર રાજાએ હોંકારો કરીને કહ્યુ -

"અરે રાંક! દૂર નાશી જા, નહિં તો મરી જઇશ. મ્હારા જીવિતરૂપ આ હંસીને તું ખોળામાં લઇને બેઠો છે. અરે નિર્લજ! અરે નિર્ભય! તું પોતાનું મ્હોં મને શું દેખાડે છે? અરે નિર્ભય! અરે નિ:શંક! હજીસુધી તું મ્હારી આગળ કેમ બેઠો છે? અરે મૂઢ! તું મરણની ઇચ્છા કરતો દેખાય છે."

પોપટ, તિલકમંજરી, મોર અને હંસીએ ચારે તે વિદ્યાધર રાજાના રૂપને જોઇ ભય પામતા છતા ચકિત થઇ એક બાજુએ ઉભાં રહ્યાં. પછી કુમારે હસીને કહ્યું:-"અરે મૂઢ! તું મને ફોગટ શામાટે બીવરાવે છે? બાળકોને ત્હારો ભય લાગે, બીજાને નહીં. હાથવડે તાળીઓ પાડવાથી બીજાં પક્ષીઓ નાશી જાય, પરંતુ પટહના શબ્દથી પણ ધીઠ એવો મઠકપોત (હોલો) ભય નહીં પામે. આ મ્હારે શરણે આવેલી હંસી હું તને આપીશ નહીં. અરે મુઢ! તું સર્પની ફણાઉપરથી મણિ લેવાની ઇચ્છા કરે છે. આ સ્થાનથી ઝટ નાશી જા. નહિં તો ત્હારા દસ માથાનું દસ દિશાના અધિપતિને બળીદાન આપીશ." આ વખતે રત્નસાર કુમારની સહાય કરવા માટે મોરનું રૂપ ત્યજી દઇ દેવતાનું રૂપ ધારણ કરી ચંદ્રચુડદેવતા વિવિધપ્રકારના શસ્ત્રોને વિકુર્વતો છતો કુમારની પાસે આવ્યો. અહા! માણસને પુણ્યથી શું નથી મળતું? પછી ચંદ્રચુડદેવતાએ કહ્યું:-"હે કુમાર! તું નિ:શંકપણે મરજી પ્રમાણે યુદ્ધ કર, હું તને શસ્ત્ર પુરાં પાડીશ; તેમજ ત્હારા શત્રુને ચુર્ણ કરી નાંખીશ." દેવતાનાં આવાં વચન સાંભળી કુમારને બમણો ઉત્સાહ થયો.

પછી હંસી તિલકમંજરીને સોંપી રત્નસારકુમાર પોતે ઘોડા ઉપર ચડયો, તે વખતે ચંદ્રચુડદેવતાએ તેના હાથમાં ધનુષ્ય આપ્યું. કુમારે ધનુષ્યનો ટંકારો કરી સર્વે વિદ્યાધરોને ચમત્કાર ઉત્પન્ન કર્યો. પછી વિદ્યાધરના સુભટોની સાથે યુદ્ધ થયું. જેવી રીતે મેઘની ધારા પડે તેવી રીતે બાણોનો વરસાદ થવા લાગ્યો. વિદ્યાધરો વિદ્યાના બળથી યુદ્ધ કરવા લાગ્યા અને કુમાર દેવના બળથી યુદ્ધ કરવા લાગ્યો. છેવટ વિદ્યાધરો નાશી ગયા એટલે દુરાત્મા દસમુખધારી વિદ્યાધરરાજા યુદ્ધ કરવા ઉઠયો. તેણે પ્રથમ




વીસ હાથથી યુદ્ધ કરવા માડયુ અને છેવટ વિદ્યાના બળથી હજાર હાથ વિકુર્વ્યા, તેટલા હાથથી તે યુદ્ધ કરવા લાગ્યો પછી કુમારે ક્ષુરપ્ર નામના બાણવડે તે વિદ્યાધરરાજાના સર્વ શસ્ત્રો છેદી નાખ્યા એક બાણથી તેનુ ધનુષ્ય કાપી નાખ્યુ અને એક બાણથી તે વિદ્યાધરરાજાને છાતીમા વિંધિ નાખ્યો છાતીમાથી લોહી નિકળવાને લીધે મુર્છા ખાઈ તે પૃથ્વી ઉપર પડયો ફરીથા જ્યારે તે સચેત થયો ત્યારે ઉભો થઈ તેણે વિદ્યાના બળથી પોતાના લાખો રૂપો વિકુર્વ્યા, તે રૂપોથી આકાશ ભરાઈ ગયુ કુમારે જ્યા જ્યા જોયુ ત્યા ત્યા વિદ્યાધરરાજાના રૂપો દીઠા, તોપણ તે ભય પામ્યો નહી કહ્યુ છે કે-“ધીર પુરૂષો કલ્પાતે પણ કાયર થતા નથી ” વિદ્યાધરરાજા પોતાના સર્વ રૂપથી કુમારને મારવા લાગ્યા, તોપણ રત્નસારકુમારે પોતાનુ ધીરપણુ ત્યજી દીધુ નહી પછી ચન્દ્રચુડદેવતા કુમારને સકટમા પડેલો જોઈ પોતે મુદ્ગર લઈ વિદ્યાધરરાજાને મારવા ઉઠયો ત્યા ભયકરરૂપ ધરીને આવતા એવા દેવતાને જોઈ વિદ્યાધરપતિ ક્ષોભ પામ્યો, પરતુ ધીરજ રાખી દેવતાના ઉપર શસ્ત્રો ફેકવા લાગ્યો, પણ જેમ વાઝણીને ઔષધ નિષ્ફળ થાય તેમ કુમારના પુણ્યથી અને દેવશક્તિથી શત્રુએ ફેકેલા સર્વે શસ્ત્રો નિષ્ફળ ગયા પછી જેમ ઈન્દ્ર વજ્રથી પર્વતને મારે તેમ દેવતાએ ક્રોધ કરી મુદ્ગરવડે વિદ્યાધરરાજાને માર્યો તેથી તે બહુ પીડા પામ્યો, એટલુજ નહી પરતુ તેની પાસેથી બહુરૂપિણી વિગેરે વિદ્યાઓ નાશ પામી ગઇ “કુમાર સ્વભાવથીજ દુસહ છે તેમા વળી દેવતાની સહાય મળી એટલે બાકી શુ ?” એમ ધારી વિદ્યાધરરાજા નાશી ગયો લોકો પણ કહે છે કે, “જે નાશી જાય તે જીવે ” વિદ્યાધરરાજાને નાશી ગયેલો જોઈ તેના સુભટો પણ નાશી ગયા કુમાર વિદ્યાધરરાજાની સાથે યુદ્ધ કરતા જે વિજય પામ્યો તે સર્વ ધર્મનુ મહાત્મ્ય છે કારણ જ્યા ધર્મ ત્યા જય હોય છે ન જીતિ શકાય એવા ભયકરશત્રુને જીતી પછી રત્નસારકુમાર દેવતાના સાથે શ્રી આદિનાથના મદિરમા આવ્યો

કુમારના આવા આશ્ચર્યકારીચરિત્રને જોઇ મનમા ચમત્કાર પામેલી અને જેના શરીરના રૂવાડા ઉભા થયા હતા એવી તિન




કમંજરી વિચાર કરવા લાગી કે, "આ કોઇ જુવાન પુરૂષરત્ન જણાય છે, જો તે મ્હારો પતિ થાય અને મ્હારી બહેન અહિં મને આવી મળે તો મ્હારૂં મ્હોટું પુણ્ય કહેવાય."

પછી કુમારે તિલકમંજરી પાસેથી હંસીને લઇ કહ્યું કે:-"હે હંસી! તું કોણ છુ? તને વિદ્યાધરરાજાએ કેમ પકડી હતી? અને તુ મનુષ્યની ભાષા શી રીતે બોલે છે? તે સર્વ મને કહે. તેવારે હંસીએ કહ્યું.-હે સ્વામી! જે બન્યું છે તે સર્વ મ્હારૂં ચરિત્ર સાંભળો:—

વૈતાઢયપર્વતને વિષે રથનૂપુર નામનું નગર છે, ત્યા તરૂણીમૃગાંક નામનો વિદ્યાધરરાજા રાજ્ય કરે છે. એક દિવસ તે વિદ્યાધર રાજા કનકપુર ઉપર થઇ જતો હતો, એવામાં તેણે હિંચકા ખાતી અશોકમંજરી નામની રાજ્યકન્યા દીઠી. મહા રૂપવંત એવી તે કન્યાને જોઇ તેના ઉપર અનુરાગ ધરતો એવો તે વિદ્યાધર રાજા તેને હરણ કરી સબરસેના નામના મ્હોટા અરણ્યમાં લાવ્યો, ત્યાં તેણે ભયભિત, અતિ કરૂણ અને રોતી એવી તે કન્યાને કહ્યું:-"હે સુંદરી! તું શામાટે કંપે છે? અને કરૂણસ્વરથી શામાટે રૂવે છે? હું કોઇ બંધીવાન નથી, ચોર નથી, પરસ્ત્રીને સેવન કરનારો નથી, પરંતુ વિદ્યાધરોનો રાજા છું. હું ત્હારો સેવક થઇને વિનતી કરૂછું કે તું સર્વ વિદ્યાધરીઓની સ્વામિની થા." વિદ્યાધર રાજાનાં આવાં વચન સાંભળી અશોકમંજરી વિચારવા લાગી કે, "ધિક્કાર છે! ધિક્કાર છે! કામાંધ પુરૂષોને!! કામાગ્નિથી બળી ગયેલા વિવેકવાળા તે પુરૂષો જાતિ, કુળ અને પુરૂષાર્થને જાણતા નથી." આવી રીતે વિચાર કરતી એવી અશોકમંજરીએ તેને કાંઇ પણ ઉત્તર દીધો નહીં, તે વખતે વિદ્યાધરરાજા વિચાર કરવા લાગ્યો કે, "હમણાં એને માતા પિતાનો વિયોગ થયો છે તેથી તે બોલતી નથી; પરંતુ પછી તે સર્વ મ્હારૂં કહેલું કરશે." આમ ધારી તે વિદ્યાધર રાજાએ વિદ્યાના બળથી અશોકમંજરીને તાપસ મારી બનાવી પ્રેમના વચનથી સત્કાર કરી સંતોષ પમાડવા માંડી; પરંતુ તે સર્વ ખારી ભૂમિમાં વાવેલી શેરડીની પેઠે નિષ્ફળ થયું; તોપણ તે વિદ્યાધરરાજા અશોકમંજરી ઉપરથી વિરામ પામ્યો નહીં. કામાંધ પુરૂષમાં એવો કોઇપણ કદાગ્રહ રહેલો હોય છે.

એક દિવસ તે વિદ્યાધરરાજા તાપસકુમારને સબરસેના નામના અરણ્યમાં મૂકી પોતાના નગરને વિષે ગયો. પાછળ તે તાપસકુમારે જેટલામાં પોતાનું ચરિત્ર તમારા આગળ કહેવું શરૂ કર્યું, એટલામાં તે વિદ્યાધરરાજા ત્યાં આવી કુમારને હરણ કરી પોતાના નગરમાં લઈ ગયો, ત્યાં તેને તાપસકુમારના વેશમાંજ સુગંધી સુશોભિત એવા મંદિરમાં નાખીને પ્રાર્થના કરવા લાગ્યો કે 'હે બાળા! તું મને ભજ અને કદાગ્રહ છોડી દે, તું શીત પુરુષની સાથે બોલે છે અને હું ત્હારા વશ થયો છતાં મ્હારી સાથે વાત પણ કરતી નથી? જો તું મ્હારી સાથે નહિ બોલે તો હું તને તરવારથી મારી નાખીશ." વિદ્યાધરરાજાના આવા વચન સાંભળી અશોકમંજરીએ ધૈર્ય રાખીને કહ્યું–'હે સત્પુરુષ! સામ દામ દંડ અને ભેદથી રાજ્યાદિ મેળવી શકાય છે, પરંતુ કોઈ ઠેકાણે બળથી પ્રેમ મેળવી શકાતો નથી, તેમજ પ્રેમવિના કોઈ ઠેકાણે સંબંધ પણ થતો નથી. જે પુરુષ પ્રેમવિના પ્રાર્થના કરે છે, તેનાથી બીજો મૂર્ખ કોણ? ધિક્કાર છે! ધિક્કાર છે!! તે પુરુષને, કે જે પુરુષ પોતાના હઠને ત્યજી દેતો નથી." અશોકમંજરીના આવાં વચન સાંભળી વિદ્યાધરરાજા બહુ ક્રોધ પામ્યો અને મ્યાનમાંથી તરવાર કાઢીને કહેવા લાગ્યો કે–"અરે પાપણી! તને હું મારી નાખીશ, તું મ્હારી પણ નિંદા કરે છે?" ત્યારે કન્યાએ કહ્યું 'અરે દુષ્ટ પાપી! આ અનીતિ કરતાં મરણ વધારે સારૂં છે, જો તું મને છોડી ન દે તો મારી નાખ, વિચાર ન કર." પછી અશોકમંજરીના પુણ્યબળથી વિદ્યાધરરાજા મનમાં વિચાર કરવા લાગ્યો–"અહો! મેં આ અનાર્યપુરુષને યોગ્ય એવું શું કામ આરંભ્યું? સર્વ ઠેકાણે સરલવૃત્તિથી પ્રેમ ઉત્પન્ન થાય છે, હઠથી થતો નથી." આમ ધારી તેણે તરવાર પાછી મ્યાનમાં નાખી. પછી વિદ્યાના બળથી અશોકમંજરીને હંસી બનાવી સોનાના પાંજરામાં પૂરી, તે હંસી મધુર વચનથી તેને મનોહર પમાડવા લાગી.

એક દિવસ વિદ્યાધરરાજાની સ્ત્રી કમળમાળાએ પોતાના પતિને હંસીની પ્રાર્થના કરતા દીઠા, તેથી તે શંકા પામીને વિચારવા લાગી કે, "આ શું?" પછી કમળમાળાએ તે વાત પોતાની

વિદ્યાદેવીને પૂછી એટલે વિદ્યાદેવીએ સર્વ વૃત્તાંત તેની આગળ કહ્યો. પછી કમળમાળાએ હંસીને પોતાની એકદમ જાણી પાંજરા-માંથી કાઢી મૂકી. હંસીને તો પોતાના પુન્યયોગથી જ્ઞાન થયું તેથી તે વિદ્યાધરરાજના ભયથી મગરકેતના આશ્રમ તરફ જવા લાગી; રસ્તામાં તે થાકી જવાથી ત્હારા ખોળામાં આવી પડી."

હંસી રત્નસારકુમારને કહે છે કે:-"હે કુમાર! તે હંસી હું પોતે છું, મહારી પાછળ આવ્યા હતા તે વિદ્યાધરરાજ હતા કે જેને તમે જીત્યા છો."

આ સર્વ વૃત્તાંત સાંભળી તિલકમંજરી વિલાપ કરવા લાગી:-"હે બહેન! તું તાપસપણામાં વનને વિષે એકલી શીરીતે રહી શકી? અને આ તિર્યંચપણામાં શીરીતે રહે છે? નિશ્ચે તેં પૂર્વ ભવને વિષે પાપ કર્યું હશે. હવે આ ત્હારૂં તિર્યંચપણું શીરીતે દૂર થશે? તિલકમંજરી આ પ્રમાણે વિલાપ કરતી હતી, એવામાં ચંદ્રચૂડ દેવતાએ પોતાની દેવશક્તિથી હંસીને કન્યા બનાવી. પછી બન્ને બહેનો હર્ષથી મળી. આ વખતે રત્નસારકુમારે કહ્યું, હે તિલકમંજરી! તું મને વધામણી શું આપે છે તે ઝટ કહે. ધર્મને માટે ઉચિતદાન કરવામાં વિલંબ કરવો નહીં. કહ્યું છે કે:—

लंचाचितादि दानर्णद्धा भृत्कभृतिमृद्धे ॥
धर्मे रागे रिपुच्छेदे कालक्षेपो न शस्यते ॥ १ ॥

ભાવાર્થ:—લાંચ દેવી, ઉચિતદાન આપવું, દેવું ઉતારવું, હોડ આપવી, ઠરાવેલો પગાર દેવો, ધર્મ કરવો અને રોગ તથા શત્રુનો નાશ કરવો એટલા કાર્યમાં વાર કરવી નહીં. પરંતુ

क्रोधावेशे नदीपुरप्रवेशे पाप कर्माणि ॥
अजीर्णभुक्तौ भीस्थाने कालक्षेपः प्रशस्यते ॥ १ ॥

ભાવાર્થ:-ક્રોધના જુસ્સામાં, નદીના પુરમાં પ્રવેશ કરવામાં, પાપ કરવામાં, અજીર્ણ ઉપર ખાવામાં અને ભયંકર સ્થાનને વિષે જવામાં વાર કરવી.

પછી તિલકમંજરીએ કહ્યું:-"હે સત્પુરૂષ! ઉપગારી એવા તમને અમે અમારૂં સઘળું આપીએ છીએ." એમ કહી તેણે કુ-

માગના કંઠમા મોતીનો હાર પહેરાવ્યો કુમારે તે હાર બહુ આદરથી પહેર્યો વળી કમળાએ પૂજા પછી પોપટની પણ પૂજા કરી પછી ચક્રચૂડ દેવતાએ કહ્યું -"હે રત્નસારકુમાર! હેં પ્રથમ આ બને કન્યાઓ તને આપેલી છે અને હમણા હું પણ આપું છું" એમ કહી દેવતાએ બને કન્યાઓનો કુમારની સાથે પાણિગ્રહણ કરાવ્યો પછી તેણે બીજું રૂપ લઇ શ્રી ચક્રેશ્વરીદેવી પાસે જઇ પ્રથમથી સર્વ વાત કહી, તેથી તે ચક્રેશ્વરીદેવી પણ પરિવારસહિત વિમાનમા બેશી ત્યા આવ્યા, વહુ વરોએ તેમને પ્રણામ કર્યા એટલે દેવીએ તેમને કુળવૃદ્ધિની આશિષ આપી પછી ચક્રેશ્વરી દેવીએ પોતે જ વિવાહની સર્વ સામગ્રી તૈયાર કરી વિધિથી લગ્ન કર્યું, તે વખતે દેવીઓ મંગળ-ગીતો ગાવા લાગી, અને મ્હોટા વિવાહમહોત્સવ થયો પછી શ્રી ચક્રેશ્વરીદેવીએ નાના પ્રકારના ગોખથી સુશોભિત એવો સાતમાળનો મહેલ બનાવી તેમને રહેવા માટે આપ્યો તે મહેલમા બને સ્ત્રીઓસહિત રત્નસારકુમાર વિષયસુખ ભોગવતો સુખે રહેવા લાગ્યો

હવે શ્રી ચક્રેશ્વરીદેવીના આજ્ઞાથી ચક્રચૂડદેવતાએ કનકપુરમા જઇ કનકધ્વજરાજાને પુત્રીઓના અને જમાઇની વધામણી આપી એટલે કનકધ્વજરાજા હર્ષ પામી પુત્રીઓના સ્નેહને લીધે મંત્રી, સામંત, સાહુકાર વિગેરેસહિત મ્હોટી સેનાને સાથે લઇ થોડા દિવસમા ત્યા આવી પહોંચ્યો તેવારે કન્યાઓ અને પોપટ સહિત રત્નસારકુમારે સામા જઇ તેમને પ્રણામ કર્યા કનકધ્વજ રાજા રત્નસારકુમારને જોઇ બહુ હર્ષ પામ્યો પછી કુમારે દેવીના મંગાવેલી રસવતી ભોજન નિમિત્તે બહુ ભક્તિ કરી, તેથી રાજા બહુ સંતોષ પામ્યો અને કુમારને કહેવા લાગ્યો કે -"હે મ્હોટા ભાગ્યવંત! અમારા નગરને વિષે આવી અમને કૃતાર્થ કરો" પછી રત્નસારકુમાર કનકધ્વજરાજાની સાથે તેના નગરે આવ્યો, ત્યા રાજાએ મ્હોટા ઉત્સવથી કુમારને નગરમા પ્રવેશ કરાવ્યો પછી કુમાર ત્યા રાજાએ આપેલા મહેલમા બને સ્ત્રીઓની સાથે સુખ ભોગવવા લાગ્યો પોપટ પણ સોનાના પાંજરામા સુખે રહેવા લાગ્યો એવી રીતે પુણ્યના પ્રસાદથી નાના પ્રકારના સુખો ભો

વતા રત્નસારકુમારના દિવસો સુખમાં જવા લાગ્યા.

એક દિવસ રત્નસારકુમાર રાત્રીએ સુખે સૂતો હતો એવામાં બારણાંઓ બંધ છતાં દિવ્યરૂપધારી, લુગડાં અને ઘરેણાંથી સુશોભિત શરીરવાળો તેમજ ચોરી કરવામાં ચતુર એવો કોઇએક પુરૂષ હાથમાં તરવાર લઈ ક્રોધથી ત્યાં આવ્યો; તે પુરૂષ જેટલામાં છાની રીતે અંદર ઓરડામાં આવ્યો, તેટલામાં કુમાર જાગી ગયો; કારણ ઉત્તમ પુરૂષોને નિદ્રા થોડી હોય છે. પછી "આ કોણ છે? અને મ્હારા મહેલમાં શામાટે આવ્યો છે?" ઇત્યાદિ વિચાર કરે છે, એવામાં તે પુરૂષે ક્રોધથી રાતાં નેત્ર કરીને કહ્યું કે, "અરે કુમાર! જો તું વીર છે તો સાવધાન થા, અને મ્હારી સાથે યુદ્ધ કર. અરે! તું છે તો જાતનો વાણીઓ, તો પછી ત્હારૂં કેટલુ બળ હોય? ધૂતારા શિયાળનું બળ સિંહ કેટલા દિવસ સહન કરે?" આ પ્રમાણે કહેતો એવો તે પુરૂષ પોપટસહિત પાંજરૂં લઇ પાછો વળ્યો. આ વખતે કુમાર મ્યાનમાંથી તરવાર કાઢી તેની પાછળ દોડયો, આગળ તે પુરૂષ અને પાછળ રત્નસારકુમાર એમ બન્ને જણાઓ એક બીજા સામે નજર રાખી કેટલાંક વનો ઉલ્લંઘી ગયા. કુમાર તેની પાછળ પાછળ બહુ દૂર ગયો અને જેટલામાં તે પુરૂષને ચોરની પેઠે પકડવા જાય છે તેટલામાં તે પુરૂષ આકાશમા ઉડયો, કુમારે તેને કેટલેક દૂર જતાંસુધી જોયો પરંતુ પછી તે દેખાયો નહીં; તેથી ચિત્તમાં વિસ્મય પામી વિચાર કરવા લાગ્યો કે:-"આ કોઇ પણ મ્હારો શત્રુ દેખાય છે, ગમે તો તે વિદ્યાધર, દેવ, દાનવ કે ભૂત હોય, પરંતુ તે મ્હારા રાજપોપટને લઇ ગયો. અરે વીર ધીર પોપટ! ત્હારૂં શુ થયું? તું કયાં ગયો? ત્હારા વિના મારી શી ગતિ થશે?" આવી રીતે તે રત્નસાર વિલાપ કરવા લાગ્યો. વળી તેણે ચિંતવ્યું કે, "અરે જીવ! તું દુઃખ ન ધર, દુ:ખ ધરવાથી તને શું થવાનું છે? ખેદ કરવાથી પોપટ આવશે નહીં. ચાલ, બીજે કોઇ ઠેકાણે શોધ કરૂં, વખતે પોપટ મળી આવે, પોપટને લઇનેજ પાછો વળીશ, તેના વિના ક્યારે પણ પાછો વળનાર નથી." આવી રીતે નિશ્ચય કરી આમ તેમ ભમતો કુમાર પોપટની શોધ કરવા લાગ્યો; પરંતુ તેણે




કો કેઠાણે પોપટને દીઠો નહી, કેમકે આકાશમા ગયેલી વસ્તુ પૃથ્વી ઉપર શોધવાથી શી રીતે મળી શકે? તોપણ "કોઇ પણ ઠેકાણે પોપટની ખબર મળશે" એવી આશાથી રત્નસારકુમાર આખો દિવસ સર્વ ઠેકાણે ભમ્યો સધ્યા વખતે તેણે ગઢ, પોળ અને ધજાઓવાળા મણિમય ઘરોથી સુશોભિત નગર દીઠુ, તે નગરની શોભા જોઇ ચિત્તમા ચમત્કાર પામેલો રત્નસારકુમાર નગર પાસે આવી શોભા જોવા લાગ્યો, પછી જેટલામા દરવાજાની અદર પેસવા લાગ્યો તેટલામા ગઢ ઉપર બેઠેલી એક *સારિકાએ કહ્યુ-"હે કુમાર! તુ નગરમા ન જા" તેવારે કુમારે મનમા વિસ્મય પામીને કહ્યુ 'હે સારિકા! નગરમા પેસતા એવા મને તુ શામાટે ના પાડે છે?" ત્યારે સારિકાએ કહ્યુ. 'હે સત્પુરૂષ! જો તુ સુખ ઇચ્છતો હોય તો આ નગરને વિષે ન પેસીશ. તુ એમ ન જાણીશ જે આ મને ફોગટ ના પાડે છે, પણ હુ તને ત્હારા હિત માટે નગરમા પેસવાની ના પાડુ છુ. કારણકે ઉત્તમ પ્રાણીઓ હેતુવિના કહેતા નથી જો તુ કારણ સાભળવાની ઇચ્છા કરતો હોય તો સાભળ—

આ રત્નપુર નામનુ નગર છે, એમા પુરદર નામનો રાજા ઉત્તમ પ્રકારે પ્રજાનુ પાલન કરતો છતો રાજ્ય કરતો હતો, તે વખતે નાના પ્રકારના વેશને ધારણ કરનારો કોઇ ચોર તે નગરમા હમેશા ચોરી કરતો અને ધનવત માણસોના ઘરમા ખાતર પાડી બહુ ધન લઇ જતો, પરતુ નગરના રક્ષકલોકો તે ચોરને પકડવા શક્તિવત થતા નહી

એક દિવસ સર્વે મહાજનલોકો એકઠા થઇ રાજાની પાસે આવી વિનતી કરવા લાગ્યા કે-"હે રાજન્! એક ચોરે આવીને સર્વ નગરમા વારવાર ખાતર પાડી અમને નિર્ધન કરી નાખ્યા છે" મહાજનલોકોના આવા વચન સાભળી ક્રોધ પામેલા રાજાએ કોટવાળને બોલાવીને કહ્યુ કે, "અરે રક્ષક! તુ રક્ષણ કરતા છતા ચોર નગરીમા ખાતર કેમ પાડે છે?" ત્યારે રક્ષકે કહ્યુ—"હે રાજન્! મ્હોટા રોગની પેઠે આ ચોર અસાધ્ય છે, અર્થા

* મેના






ત પકડી શકાય તેવો નથી, અને પકડવાનો કોઇ ઉપાય સફળ થતો નથી; તેથી એ અસાધ્ય ચોરને પકડવા હું સમર્થ નથી; માટે જેમ આપને યોગ્ય લાગે તેમ કરો."

પછી રાજા હાથમાં તરવાર લઇ ચોરને શોધી કાઢવા નિકળ્યો. એક દિવસ તેણે ખાતર પાડી ધનની ગાંસડી લઇ જતા એવા ચોરને દીઠો, તેવારે રાજા તેની પાછળ દોડયો, ચોર આગળ અને રાજા પાછળ એમ દોડતાં દોડતાં ચોર રાજાની નજર ચુકાવી એક ઉદ્યાનમાં પેશી ગયો; ત્યાં કોઇએક સુતેલા તાપસ પાસે ધનની ગાંસડી મૂકી ક્યાંઇ નાશી ગયો. પછી રાજા ઉદ્યાનમાં આવ્યો તો તેણે સૂતેલા પુરૂષની પાસે ધનની ગાંસડી જોઇ, તેથી "નિશ્ચે આ તાપસ વેશધારી ચોરે સર્વ નગરને લુંટી લીધું છે અને અત્યારે કપટનિંદ્રાથી સૂતો છે." એમ ધારી રાજાએ તેને કહ્યું. "અરે દુષ્ટ પાપી ચોર! તેં તાપસનો વેશ ધારણ કરી મ્હારા સર્વ નગરને લુંટી લીધું છે અને અત્યારે કપટનિંદ્રાથી સુતો છે? હમણાં હું તને દીર્ઘનિંદ્રા (મરણ) આપું છું." એમ કહી તે તાપસને પોતાના સુભટો પાસે બંધાવી કારણવિના નિર્દયરાજાએ તેને સવારે મારી નાંખવાનો કોટવાળને હુકમ દીધો. બીજે દિવસે કોટવાળે તે તાપસને માથું મુંડાવી, ગધેડે ચડાવીને આખા નગરમાં ફેરવ્યો અને પછી શૂળીઉપર ચડાવ્યો. તાપસ મૃત્યુ પામી દુષ્ટ રાક્ષસ થયો, પછી ક્રોધ પામેલા તે રાક્ષસે રાજાને મારી નાંખ્યો, અને નગરના સર્વે લોકોને કાઢી મૂક્યા; રાજાના અવિચારીકાર્યથી આ પ્રજા પીડા પામે છે, હજુ પણ જે પુરૂષ અંત:પુરમાં જાય, તેને તે રાક્ષસ મારી નાંખે છે. કારણ અંત પુરમાં પેઠેલા પુરૂષને કોણ સહન કરે?"

આ કારણથી હે રત્નસારકુમાર! હું તને નગરમાં જવાની ના પાડુ છુ. કેમકે કદાપી રાક્ષસ તને મારી નાંખે તો હું તને જોઇ શકુ નહીં."

પછી રત્નસારકુમાર મેનાની વચનચાતુરી સાંભળી બહુ વિસ્મય પામીને બોલ્યો:-"હે સારિકા! તે રાક્ષસનો મને જરા પણ ભય નથી." એમ કહીને તે કુમાર રાક્ષસના બળને જાણવા-




ની ઈચ્છાથી જાણે સ્વર્ગભૂમિમાં પેસતો હોયની ! તેમ નગરમાં પેઠો. તે નગરમાં તેણે કોઈ ઠેકાણે ચંદનના લાકડાના ભરેલી દુકાનો દીઠી, કોઈ ઠેકાણે સોનાના ઢગના ઢગ દીઠા, કોઈ ઠેકાણે કપુરના ઢગલા, કોઈ ઠેકાણે સોપારી અને નાળીયેરના ઢગના જોયા, કોઈ ઠેકાણે પકવાનથી ભરેલી કંદોઈની દુકાનો જોઈ, અને કોઈ ઠેકાણે સુગંધી નાયાણાથી ભરપુર ગાંધીની દુકાનો દીઠી આ પ્રમાણે બહુ વસ્તુઓથી ભરપુર એવી તે નગરી જોઈ પણ તેમાં કોઈ માણસ જોવામાં આવ્યું નહીં અનુક્રમે નગરને જોતો જોતો તે રત્નસાર કુમાર રાજમંદિરમાં ગયો, ત્યાં એક સાત માળનો મહેલ હતો તે મહેલમાં પેઠો અને અનુક્રમે સાતમા માળ ઉપર ગયો, ત્યાં તેણે નાના પ્રકારના મણિ વિગેરે રત્નોથી સુશોભિત એવી એક શય્યા જોઈ પછી તે શય્યામાં તે કુમાર સંતોષ પામીને નિર્ભયપણે સૂતો અને પોતાના ઘરના પેઠે નિઃશંકપણે ગાઢનિદ્રાથી ઉંઘી ગયો

હવે માણસના મગનાની હાલચાલ જોઈ બહુ ક્રોધ પામેલો રાક્ષસ ત્યાં આવ્યો અને કુમારને સુખે સુતેલો જોઈ વિચાર કરવા લાગ્યો કે-"જે સ્થાનકે જવાની વાત માણસોના ધ્યાનમાં પણ ન આવે તે સ્થાનકે આ કોઈ ધિઠ્ઠપુરૂષ આવીને સુઈ રહ્યો છે આ મ્હારા શત્રુને હું કયા મારથી મારૂં ? ફળ તોડવાની પેઠે એના માથાને તોડી નાખું ! કે જેને નખોવડે ચીરી નાખું ! ગદાથી ચૂર્ણ કરી નાખું ! કે ક્હોડી ધારાવડે કડકે કડકા કરી નાખું ! આ દુરાત્માને ધગધગતા અગ્નિમાં ફેંકી દઉં ! દડાની પેઠે આકાશમાં ઉછાળી દઉં ! કે ઉપાડીને સમુદ્રમાં ફેંકી દઉં ! અજગરની પેઠે ગળી જાઉં ! કે મ્હારે ઘર આવીને સુખે સુતેલા પરૂણાને ન મારૂં ! કેમકે ઘરે આવેલા શત્રુને પણ મારવો નહીં કહ્યું છે કે-

आगतस्य निजगेहमप्यरेर्गौरवं विदधते महाधियः ॥
मीनमात्मसदनमुपेयुषे स्वर्गिनाथ गुरुरुच्चतां ददौ ॥

ભાવાર્થ—બુદ્ધિવંતપુરૂષો પોતાને ઘરે આવેલા શત્રુની પણ પરોણાગત કરે છે જુઓ શુક્ર ગુરૂનો શત્રુ છે, અને મીનરાશિ એ ગુરૂનું સ્થાનક છે એમ છતાં પણ જ્યારે શુક્ર મીન રાશિએ આવે છે ત્યારે ગુરૂ તેને ઉચ્ચસ્થાન આપે છે




જ્યાંસુધી એ પોતાની મેળે ન જાગે ત્યાંસુધી હું તેને કાંઇ પણ નહિ કરૂં, પછી જે યોગ્ય લાગશે તે કરીશ.” આ પ્રમાણે વિચાર કરી રાક્ષસ બહાર ગયો અને થોડીવારે બહુ ભૂતોને સાથે લઇ પાછો ત્યાં આવ્યો, તોપણ કુમાર સૂતો હતો, તેને જોઇ રાક્ષસે કહ્યુ -“ અરે નિર્ભય! નિર્બુદ્ધિ! નિર્લજ્જ! તું મ્હારા ઘરથી ઝટ બહાર જા! નહિ તો મ્હારી સાથે યુદ્ધ કર.” રાક્ષસનાં આવાં વચન સાંભળી કુમારે જાગીને કહ્યું:-“ અરે રાક્ષસરાજ! તું મ્હારી નિદ્રાનો ભંગ કેમ કરે છે? તું મ્હારી નિદ્રાનો ભંગ કરીશ તો ત્હારી નિદ્રાનો પણ ભંગ થશે. કહ્યું છે કે—

धर्मनिंदी पंक्तिभेदी, निद्राछेदी निरर्थकम् ॥
कथा भंगी वृथापापी, पचैतेऽत्यंतपापिनः ॥ १ ॥

ભાવાર્થ:—ધર્મની નિંદા કરનારો, પંક્તિનો ભેદ કરનારો, વગર કારણે નિંદ્રાનો ભંગ કરનારો, કથાનો ભંગ કરનારો અને પ્રયોજન વિના પાપ કરનારો એ પાંચ મહાપાપી કહેવાય છે.

માટે તું તાજા ઘીની સાથે ઠંડું પાણી લઇ મ્હારા પગને મશળ કે જેથી મને ઝટ ફરી નિંદ્રા આવે.” તેવારે રાક્ષસ વિચારવા લાગ્યો:-“જગતમાં આ પુરૂષ કાંઇ અદ્‌ભુતચરિત્રવાળો દેખાય છે. ઘણી આશ્ચર્યની વાત છે કે એ મ્હારી પાસે પોતાના પગનાં તળીયાં મશળાવવાની ઇચ્છા કરે છે. આ વાત સિંહ પાસે હરિણ પોતાના પગનાં તળીયાં મશળાવવાની ઇચ્છા કરે તેવી છે. અહો! શુ એનું સાહસિકપણું! અહો! શુ એનુ ધીઠ્ઠાઇપણું! અને કેવું ગંભીરપણું! વધારે વિચાર કરવાથી શું? આજ એક વખત તેનું કહેલું કરૂં.”

આવી રીતે વિચાર કરી રાક્ષસે સુગંધીદાર તાજા ઘીની સાથે પાણી લઇ કુમારના પગ મશળ્યા. અહો! જે વસ્તુ કોઇપણ ઠેકાણે દેખાતી નથી, સંભળાતી નથી અને મેળવી શકાતી નથી, તે વસ્તુ પુણ્યના પ્રસાદથી મળી શકે છે. પછી ચાકરની પેઠે પોતાના પગનાં તળીયાંને મશળતા એવા રાક્ષસને જોઇ રત્નસારે ઉઠીને કહ્યું:-“ હે દેવ! મેં માણસજાતિએ તને હુકમ કર્યો છે, તે ત્હારે મનમાં દયા લાવી માફ કરવો. હું ત્હારી ભક્તિથી બહુ




ગતોષ પામ્યો છુ, માટે નન્દાન માગ જે ત્હારૂ દુષ્કર કામ હને તે પણ હુ કરીશ." કુમારના આવા વચન સાભળી રાક્ષસ વિસ્મય પામી મનમા વિચાર કરવા લાગ્યો -"અહો! આતો વિપરીત થયું ! જે મને દેવતાને એ માણસજાતિ પ્રસન્ન થયો, વળી એટલુ જ નહિ પણ મ્હારાથી ન બની શકે એવું કાર્ય કરવાની તે ઈચ્છા કરે છે, આ વાત કલ્પવૃક્ષ સેવક પાસેથી ઈચ્છિતવસ્તુ મેળવવાની ઇચ્છા કરે તેવી બની છે એ માણસજાતિ મને દેવતાને શુ આપી શક્શે? માણસની પાસે દેવતાને પ્રાર્થના કરવાયોગ્ય કઇ વસ્તુ હોય છે? તોપણ તેની પાસેથી કઇપણ માગુ." આવી રીતે વિચાર કરી રાક્ષસે મધુરવચનથી કહ્યુ -"જે બીજાને ઇચ્છિત વસ્તુ આપે તે પુરૂષ ત્રણલોકમા દુર્લભ છે, અને યાચના કરનાર માણસના સર્વે સદ્ગુણો યાચના કરવાથી નાશ પામે છે કહ્યુ છે કે —

लघुर्तूली तृण तस्या स्तृणात्तूल तनोऽनिलः ॥
ततोऽपि याचकस्तस्मादपि याचकवचक' ॥ १ ॥

ભાવાર્થ —સૌથી હલકી ધૂળ છે, તેથી હલકુ તૃણ છે, તેથી હલકુ રૂ અને તેથી હલકો પવન છે, એ પવનથી હલકો યાચક અને તેથી પણ યાચકને ઠગનારો હલકો જાણવો. વળી —

परपत्थणापवन्न माजणणि जणेसुएरिसपुत्त ॥
मा उअरे विधरिज्ज सुपत्थिअभगो कुन जेण ॥ २ ॥

ભાવાર્થ —હે માત! બીજા પાસે યાચના કરવા જાય એવા પુત્રને તુ જન્મ આપીશ નહીં, તેમજ યાચકની પ્રાર્થનાનો ભગ કરનારા પુત્રને તુ ઉદરમા ધારણ કરીશ પણ નહીં

માટે હે કુમાર! જો તુ મ્હારી યાચનાનો ભગ ન કરે તો હુ ત્હારી પાસે યાચના કરૂ" ત્યારે કુમારે કહ્યુ -"હે રાક્ષસરાજ! મ્હારી પાસેથી જે કાર્ય સિદ્ધ થાય તેવુ હોય તે કહે" ત્યારે રાક્ષસે કહ્યુ -"જો એમ છે તો સાંભળ તુ આ નગરીનો રાજા થા, હુ તને યોગ્ય જાણી રાજ્ય આપુ છુ, માટે તુ ત્હારી મરજી પ્રમાણે રાજસુખ ભોગવ. હુ સેવકની પેઠે તને દિવ્ય

ભોગ અને દિવ્યસમૃદ્ધિ આપીશ, તેમજ નિરંતર ત્હારી સેવા કરીશ, સર્વે રાજાઓ ત્હારે વશ થઇને રહેશે; માટે તું આ એકછત્રરાજ્ય પોતાના કબજામાં લે," પછી રત્નસારકુમાર પોતાના ચિત્તમાં વિચાર કરવા લાગ્યો કે, "આ રાક્ષસરાજા મને રાજ્ય આપે છે, રાજ્ય બહુ પુણ્યનાયોગ્યથી મળે છે; પરંતુ જ્યારે મેં પૂર્વે પરિગ્રહપરિમાણવ્રત લીધું ત્યારે રાજ્ય ગ્રહણ કરવાનો નિયમ લીધો છે. હવે હું શું કરૂં ? આતો મ્હોટું વિષમસંકટ આવી પડયું. એક તરફથી કબુલ કરેલુ વચન જાય છે અને બીજી તરફથી વ્રત ભંગ થાય છે. હા દૈવ ! હવે શું કરૂ ? મ્હોટા વિષમ સંકટમાં આવી પડયો છું." આવી રીતે વિચાર કરી રત્નસાર કુમારે કહ્યું:-"હે દેવ ! બીજી માગણી કર. કારણ રાજ્ય લેવાનો મ્હારે નિયમ છે, તો તે લેવાથી મ્હારા નિયમનો ભંગ થાય છે અને વ્રતનો ભંગ થયો તો પછી બાકી રહ્યું શું ? જેનાથી વ્રતનો ભંગ થાય એવી સરળતા શા કામની ? જેનાથી કાન તૂટી જાય એવું સોનું શા કામનું ?" ત્યારે રાક્ષસે કહ્યું. "આ શરીરમાં લોભ, લજ્જા, દાક્ષિણ્ય વિગેરે સર્વ રહ્યું છે. ઉત્તમ પુરૂષો જે કબુલ કરેલું હોય તેને માટે જીવિતને પણ ત્યજી દે છે." પછી કુમારે કહ્યું. "હે રાક્ષસરાજ ! તેં યોગ્ય કહ્યુ છે, પરંતુ મેં ગુરૂ પાસે નિયમ લીધો છે કે "પાપનું સ્થાન અને અનર્થકારી એવા રાજ્યને હું નહિ ધારણ કરૂ; કેમકે લીધેલા નિયમની વિરાધના કરવાથી મ્હોટું દુઃખ થાય છે. માટે હે મહાભાગ ! જેથી મ્હારો નિયમ ન તૂટે એવુ દુષ્કર કામ કહે, કે તે પણ હુ કરીશ." તેવારે રાક્ષસે કહ્યું. "અરે! તેં મ્હારી પ્રથમની માગણી ફોગટ કરી અને હવે બીજી માગણી કરવાનું કહે છે ! અરે મૂઢ ! તું પોતાના ઉપરજ કોપ પામેલો દેખાય છે. ક્રોધ વિગેરેથી જે જીવહિંસા કરાય અથવા યુદ્ધ કરાય તેમાં પાપ લાગે; પરંતુ દેવતાએ આપેલું રાજ્ય લેવુ એમાં તે પાપ શાનું હોય ? અરે મૂઢ ! હું તને રાજ્ય આપું છું છતાં તું શામાટે ઉત્સાહ નથી પામતો ? સુગંધી ઘી પાતાં શામાટે "થુથુ" એવો શબ્દ બોલ્યા કરે છે ? અરે મૂઢ! તું મ્હારા મ્હેલમાં આવી મ્હારી શય્યામાં સુખે સૂઈ રહ્યો, તેં

ત્હારા પગના તળીયા મ્હારી પાસે મશળાવ્યા અને હવે મ્હારૂ કહેલુ હિતકારી વચન માનતો નથી તો પછી જો તેનુ ફળ ” એમ કહી કુમારને હાથમા પકડી રાક્ષસે આકાશમા ઉછાળ્યો, ત્યાંથી ક્રોધ પામેલા રાક્ષસે તેને સમુદ્રમા ફેંક્યો કુમાર સમુદ્રમા પડી પાતાળમા પેશી ગયો અને ત્યાંથી પાછો પાણીની ઉપર આવ્યો એટલે રાક્ષસે તેને બહાર કાઢીને કહ્યુ-“અરે મૂર્ખ ! તુ પોતાના કદાગ્રહથી શામાટે ફોગટ મૃત્યુ પામે છે ? હુ તને રાજ્યસમ્પત્તિ આપુ છુ છતા શામાટે નથી લેતો ? જો કે હુ દેવતા છુ તોપણ ત્હારૂ કહેલુ વિહિત કામ કરીશ. અરે મૂર્ખ ! મ્હારા કહેલા સારા કાર્યને પણ તુ માણસજાતિ છતા નથી કરતો ? અરે ! તુ માન્ય લે, નહિ તો ધોબીની પેઠે મ્હોટી શીલાના ઉપર પછાડી પછાડીને તને મારી નાખીશ ” એમ કહી રાક્ષસ કુમારને પકડી પછાડવા માટે શીલા પાસે લઇ ગયો, અને કહ્યુ-“અરે મૂર્ખ ! તુ મ્હારૂ કહ્યુ માન અને ફોગટ મૃત્યુ ન પામ ” ત્યારે કુમારે કહ્યુ ‘ અરે રાક્ષસ ! તને જે રૂચે તે કર, તુ એ બાબતમા મને ફોગટ શામાટે પૂછયા કરે છે ? ” કુમારના આવા વચન સાંભળી રાક્ષસ બહુ પ્રસન્ન થયો, અને પોતાનુ ભયંકર રાક્ષસરૂપ ત્યજી કોઇ દેવતારૂપે પ્રગટ થયો પછી જળ અને સ્થળમા ઉત્પન્ન થયેલા પુષ્પોનો કુમારઉપર વરસાદ વરસાવતો અને જય જય શબ્દ કરતો કુમારની પાસે આવીને આ પ્રમાણે કહેવા લાગ્યો —

હે કુમાર ! તને ધન્ય છે, ત્હારા સરખા ઉત્તમ પુરૂષોથીજ આ પૃથ્વી રત્નગર્ભા કહેવાય છે હે સત્પુરૂષ ! ત્હારા ધર્મને વિષે આવી દ્રઢતા છે તે બહુ સારૂ છે, ઇન્દ્રના સેનાપતિ હરિણગમેષી દેવતાએ દેવોની અને મ્હારી પાસે ત્હારી પ્રશંસા કરી, તેથી સર્વે દેવતાઓ વિસ્મય પામ્યા, એટલામા સૌધર્મ દેવલોક અને ઇશાન દેવલોકને વિષે નવા ઇન્દ્રો ઉત્પન્ન થયા, તે બન્નેમા એક વિમાનને માટે પરસ્પર બહુ કલેશ થયો બત્રીશલાખ વિમાન સૌધર્મદેવલોકમા અને અઠ્ઠાવીશલાખ વિમાન ઇશાનદેવલોકમા છે ધિક્કાર છે ! આટલા વિમાન છતા તેમણે કલેશ કર્યો લોભને વશ થયેલા

ચિત્તવાળા તે ઇંદ્રોએ પરસ્પર બહુવાર યુદ્ધ કર્યાં. જો કે માણસો પરસ્પર લડતા હોય તો તેમને બીજા માણસો વારે, દેવતા યુદ્ધ કરતા હોય તો બીજા દેવતા વારે; પરંતુ જ્યારે ઇંદ્રો પોતે યુદ્ધ કરવા લાગ્યા તો પછી તેમને કોણ વારે? બન્ને ઈંદ્રોને યુદ્ધ કરતાં બહુ કાળ ગયો. એક દિવસ વૃદ્ધ દેવતાઓએ કહ્યું:-"માણવકસ્થંભને વિષે જિનપ્રતિમાની દાઢા છે, તેના પાણીથી મ્હોટા દોષો, મ્હોટા રોગો અને મ્હોટા વૈરો સમાઇ જાયછે." આવી રીતે વિચાર કરી વૃદ્ધદેવતાએ તે જિનરાજની દાઢાના પાણીથી બન્ને ઇંદ્રોને અભિષેક કર્યો, તેથી તે બન્ને ઇંદ્રોએ પરસ્પર વૈર ત્યજી દીધું; પછી તે બન્ને ઇંદ્રોને તેમના પ્રધાનદેવતાએ પૂર્વની વ્યવસ્થા કહી તે આ પ્રમાણે:-"દક્ષિણદિશામાં જે વિમાનો છે તે સઘળાં સૌધર્મેંદ્રનાં છે, તેમજ ઉત્તરદિશામાં જે વિમાનો છે તે સઘળાં ઈશાનેંદ્રનાં છે. પૂર્વ અને પશ્ચિમદિશામાં ગોળાકાર જે તેર વિમાન છે, તે સર્વ સૌધર્મેંદ્રનાં છે અને તેજ પૂર્વ અને પશ્ચિમદિશામાં જે ત્રણખુણાવાળાં અને ચારખુણાવાળાં વિમાનો છે તેમાં અર્ધાં સૌધર્મેંદ્રનાં છે અને અર્ધાં ઇશાનેંદ્રનાં છે. સનત્કુમાર અને માહેંદ્રદેવલોકમાં પણ એજ અનુક્રમ છે."

પ્રધાનદેવોનાં આવાં વચન સાંભળી બન્ને ઇંદ્રો એક બીજા ઉપરનાં વેર ત્યજી દઇ પરસ્પર પ્રીતિવાળા થયા. પછી ચંદ્રશેખર દેવતાએ હરિણીગમેષીદેવતાને પૂછ્યું કે:-"કોઇ એવો માણસ છે કે જે લોભને વશ ન થાય. જો કે દેવતાઓ પણ લોભના વશથી પરસ્પર યુદ્ધ કરે છે તો પછી બીજાઓની તો શી વાત?" તેવારે હરિણીગમેષી દેવતાએ કહ્યું:-"ભાઇ! તું કહે છે તે વાત ખરી છે, પરંતુ સર્વ વસ્તુના વિષયને વિષે લોભ હોતો નથી. લોભના સંબંધમાં ઇંદ્રાણીને વિષે પણ ક્ષોભ ન પામે તેવા માણસો હોયછે. હમણાં વસુસારશેઠનો પુત્ર રત્નસાર નામે કુમાર છે, તે દેવતાઓએ આપેલા રાજ્યને પણ લેતો નથી. જો કે સર્વે જીવો લોભરૂપ પુરમાં બૂડી જાય છે તોપણ તે નિર્લોભ ચિત્તવાળો છે." હે મહાભાગ રત્નસારકુમાર! હરિણીગમેષી દેવતાનાં આવાં વચન સાંભળી તેને ચંદ્રશેખરદેવતા નહિં માનતો છતો ત્હારી પરિક્ષા કર-

વા માટે અહિં આવ્યો, જેણે પ્રથમ પોતાનુ રાક્ષસસરખુ રૂપ બનાવી એક શૂન્યનગર પ્રગટ કર્યું, સારિકા બનાવી, ત્હારા પોપટસહિત પાંજરાને લઇ ગયો, છેવટ તેને સમુદ્રમા ફેકી દીધો. એ વિગેરે બીજી પણ બહુ કદર્થના તને કરી, તે પોતે હુ ચદ્રચૂડદેવતા છુ. હે મહાભાગ ! તે મ્હારા દુષ્ટઆચરણની ક્ષમા કર, અને કાંઇ પણ આજ્ઞા આપ, અને તુ પોતે મ્હારી પાસેથી કાંઇ વર માગ કારણકે દેવતાનુ દર્શન નિષ્ફળ ન હોય ” તે વારે રત્નસારકુમારે કહ્યુ –“ હે સુરેશ્વર ! મ્હારે જિનધર્મના પ્રસાદથી સર્વ છે, ત્હારી પાસેથી કાંઇપણ ઇચ્છતો નથી, તોપણ ત્હારે નદીશ્વરતીર્થની યાત્રા કરવી ” પછી ચદ્રચૂડદેવતાએ “ બહુ સારૂ ” એમ કહી તેને પોપટસહિત પાંજરૂ આપી કનકપુરનગરમા પહોચાડયો, ત્યા કનકધ્વજરાજાની આગળ તેના વખાણ કરી, તેને બહુ માન આપી દેવતા પોતાને સ્થાને ગયો

પછી રત્નસારકુમાર પોતાના સસરા કનકધ્વજરાજાની રજા લઇ બન્ને સ્ત્રી અને સામત તથા મત્રી વિગેરેસહિત પોતાની નગરી તરફ ચાલ્યો, માર્ગમા ઠેકાણે ઠેકાણે અનેક રાજાઓથી સત્કાર કરાતો તે કેટલેક દિવસે પોતાની રત્નવિશાળાનગરીએ આવી પહોચ્યો, તે વખતે તેની મ્હોટી સમૃદ્ધિનો વિસ્તાર જોઇ રાજા સમરસિંહ, વસુસારશેઠ વિગેરે બહુ લોકોસહિત સામો જઇ મ્હોટા મહોત્સવથી તેને નગરમા તેડી લાવ્યો પછી પોપટે રાજા વિગેરે સર્વ લોકની પાસે રત્નસારકુમારનુ સર્વ ચરિત્ર કહ્યુ, તે સાભળી સર્વે લોકો ચમત્કાર પામ્યા અને કુમારનાં વખાણ કરવા લાગ્યા. પછી રત્નસારકુમાર સુખે રહીને આલોક સબધી ભોગ ભોગવવા લાગ્યો

એક દિવસ તે નગરના ઉદ્યાનમા શ્રી ધર્મસૂરિ સમવસર્યા, ત્યા રત્નસાર વિગેરે સર્વે લોકો વદના કરવા ગયા, રાજા પણ વદના માટે ત્યા ગયો, સર્વે લોકો પોતપોતાને સ્થાનકે બેઠા એટલે આચાર્યે ધર્મદેશના આપી, દેશના પુરી થયા પછી રાજાએ ગુરૂને પૂછયુ –“ હે ભગવન્ ! આ રત્નસારના પૂર્વભવની વાત કહો, એણે પૂર્વભવે શુ પુણ્ય કર્યું છે. ” તેવારે ચાર જ્ઞાનના ધારણહાર ગુરૂએ કહ્યું –

આ ભરતક્ષેત્રમાં રાજપુર નામે નગર છે, ત્યાં જિતશત્રુ નામનો રાજા રાજ્ય કરતો હતો, તેને શ્રીસાર નામનો કુમાર હતો, તે કુમારને ત્રણ મિત્રો હતા. એક ક્ષત્રિનો પુત્ર, બીજો પ્રધાનનો પુત્ર અને ત્રીજો શેઠનો પુત્ર. આ ચારે મિત્રોમાં પરસ્પર બહુ સ્નેહ હતો.

એક દિવસ રાણીના ઘરમાં ખાતર પાડીને ધન લઈ જતા એવા ચોરને કોટવાળે પકડીને રાજાની પાસે ઉભો રાખ્યો, રાજાએ તેને મારી નાંખવાની આજ્ઞા આપી, પછી કોટવાળ ચોરને શુળી દેવાને ઠેકાણે લઇને જતો હતો, એવામાં શ્રીસારકુમારે તેને જોયો, કુમારના પૂછવા ઉપરથી કોટવાળે સર્વ વાત જાહેર કરી, પછી શ્રીસારકુમારે કહ્યું:-"મ્હારી માતાના ધનને ચોરી જનારા એ ચોરને હું પોતે શિક્ષા કરીશ." એમ કહી કોટવાળ પાસેથી ચોરને લઇ પોતે ગામ બહાર ગયો, ત્યાં કુમારે ચોરને ચોરી ન કરવાના સોગન દઈ છાની રીતે છોડી મેલ્યો. અહો! મ્હોટાપુરૂષોને ગુનેગાર ઉપર પણ દયા હોય છે. પણ સર્વે માણસોને પાંચ શત્રુ અને પાંચ મિત્રો હોય છે, તેથી કોઈ પુરૂષે રાજા પાસે જઇ ચોરને છોડી મેલ્યાની વાત કહી, એટલે રાજાએ કુમારને બોલાવી તિરસ્કાર કરીને કહ્યું કે:-"અરે! તેં મ્હારી આજ્ઞાનો ભંગ કર્યો? રાજાના આવા તિરસ્કારથી શ્રીસારકુમાર બહુ ખેદ પામી નગરમાંથી ચાલ્યો ગયો; કારણ માનવંતપુરૂષને માનહાનિ પ્રાણહાનિ કરતાં વધારે લાગે છે. શ્રીસારકુમારની સાથે તેના ત્રણ મિત્રો પણ ચાલ્યા ગયા. કહ્યું છે કે:—

जानीयात् प्रेक्षणे भृत्यान्, बांधवान् व्यसनागमे ॥
मित्रमापदि काले च, भार्यां च विभवक्षये ॥ १ ॥

ભાવાર્થ—કાંઇ કામ પડે ત્યારે ચાકરોની ખબર પડે છે, દુઃખ આવે બંધુઓની ખબર પડે છે, આપત્તિકાળે મિત્રની પરિક્ષા થાય છે અને વિભવનો નાશ થયે સ્ત્રીની પરિક્ષા થાય છે.

હવે ચારે મિત્રો સાર્થની સાથે પરદેશ જતા હતા, એવામાં તેઓ એક મ્હોટા અરણ્યમાં ભુલા પડ્યા, તેથી ત્રણ દિવસ ભટકી ચોથે દિવસે તેઓ કોઇ ગામમાં આવ્યા. ત્યાં રસોઈ કરીને




જેટલામા તેઓ જમવા બેઠા, તેટલામા કોઈએક જિનકલ્પી મુનિ ત્યા વહોરવા માટે આવ્યા પછી ભદ્રકપ્રકૃતિવાળા રાજપુત્રે ચઢતા પરિણામથી મુનિને દાન આપી બહુ ભોગકર્મ ઉપાર્જ્યુ, તે વખતે પ્રધાનપુત્રે અને શેઠપુત્રે તે દાનની અનુમોદના કરી, પરંતુ ક્ષત્રીપુત્રે તો હીનપુણ્યને લીધે એમ કહ્યુ કે "અરે અમને ભુખ લાગી છે, માટે અમારા માટે કાઈ રાખજો" આવી રીતે કહીને તેણે દાનાન્તરાયકર્મસહિત ભોગાન્તરાયકર્મ બાધ્યુ

પછી જિતશત્રુરાજાએ ચારેને પાછા બોલાવી શ્રીસારને રાજ્ય, પ્રધાનપુત્રને પ્રધાનપદ, શેઠના પુત્રને શેઠપદ અને ક્ષત્રીપુત્રને સેનાપતિપણુ આપ્યુ પછી ચારે જણાએ પોતપોતાના પદને ભોગવી અનુક્રમે મૃત્યુ પામીને શ્રીસાર રત્નસાર થયો, મત્રીનો પુત્ર અને શેઠનો પુત્ર એ બન્ને જણા રત્નસારની આ બન્ને સ્ત્રીઓ થઈ અને ક્ષત્રીપુત્ર દાનાન્તરાયકર્મને લીધે પોપટ થયો રત્નસારે પાછના ભવમા જે ચોરને છોડાવ્યો હતો, તે તાપસવ્રત લઈ મૃત્યુ પામી ચદ્રચુડ નામે દેવતા થયો, તેણે રત્નસારની મદદ કરી."

આ પ્રમાણે રત્નસારનુ પૂર્વભવનુ ચરિત્ર સાભળી રાજા આદિ સર્વ લોકો આદરથી સુપાત્રદાનને વિષે યત્નથી આદર કરવા લાગ્યા અને જિનધર્મને વિષે સાવધાન થયા રત્નસારકુમાર પણ પૂર્વના પુણ્યને લીધે બન્ને સ્ત્રીઓસહિત નિરતર પ્રમાણના ભોગ ભોગવવા લાગ્યો, તેમજ ધર્મકાર્ય પણ કરવા લાગ્યો, તેણે રથયાત્રા અને તીર્થયાત્રા કરી, સોનાના તેમજ રૂપાના જિનબિબ કરાવીને પ્રતિષ્ઠા કરવાપૂર્વક જિનશાસનની પ્રભાવના કરી તેના સગથી તેની બન્ને સ્ત્રીઓ પણ ધર્મકાર્ય કરવા લાગી પછી તે રત્નસારકુમાર પડિત મરણથી મૃત્યુ પામી અચ્યુતદેવલોકને વિષે દેવતા થયો, ત્યાથી ચવી મહાવિદેહક્ષેત્રમા ઉત્પન્ન થઈ અને જિનધર્મનુ આરાધન કરી સિદ્ધિપદ પામશે

ઇતિ રત્નસારકુમારની કથા






શ્રી મહાવીરપ્રભુ કામદેવાદિ શ્રાવકોને કહે છે કે-"હે ભવ્ય જનો! તમે મુનિદાનના પ્રભાવને અને પરિગ્રહપરિમાણ ઉપર રત્નસારકુમારના દ્રષ્ટાંતને સાંભળી તે વ્રત ઉપર આદર કરો." જિનરાજના મુખથી આ પ્રમાણે ધર્મઉપદેશ સાંભળી કામદેવશ્રાવકે આણંદશ્રાવકની પેઠે શ્રાવકધર્મ આદર્યો. ત્યારપછી તેણે ઘરે જઈ પોતાની સ્ત્રી ભદ્રાને ધર્મપ્રાપ્તિની વાત કહી. ભદ્રાએ પણ શિવાનંદાની પેઠે ધર્મ આદર્યો. પછી જિનરાજે કહેલો શ્રાવકધર્મ પાળતાં ચૌદવર્ષ ગયાં, પંદરમા વર્ષને વિષે કામદેવશ્રાવકે વિચાર્યું કે, "આટલા વર્ષસુધી મેં ફક્ત કુટુંબનું પાલન કર્યું છે તો હવે અગીયારપડિમા ધારણ કરૂં તો સારૂં." આવી રીતે મનમાં વિચાર કરી પોતાના કુટુંબીલોકોને બોલાવી અશન, પાન, ખાદિમ સ્વાદિમ વિગેરે ભોજનથી સંતોષ પમાડી પૂછયું:-"હે મહાનુભાવો! જો તમે આજ્ઞા આપો તો હું મ્હારા મ્હોટા પુત્રને ઘરનો ભાર સોંપી અગીઆર પડિમા વહું" પછી કુટુંબી લોકોએ આજ્ઞા આપી એટલે મ્હોટા પુત્રને ઘરનો ભાર સોંપી પોતે (કામદેવશ્રાવક) પૌષધશાળામાં ગયો, ત્યાં પૌષધશાળાને પૂંજી દર્ભનો સંથારો કરી તેના ઉપર બેશી આણંદશ્રાવકની પેઠે જિનેશ્વરનું સ્મરણ કરતાં ભાવથી અગિયારપડિમા વહન કરી.

એક દિવસ રાત્રીએ કોઇ મિથ્યાદ્રષ્ટીદેવતાએ ભયંકર પિશાચનું રૂપ ધારણ કરી પૌષધશાળામાં આવીને કાયોત્સર્ગે રહેલા કામદેવશ્રાવકને કહ્યું:-"હે કામદેવશ્રાવક! તું સ્વર્ગના સુખને અને મુક્તિના સુખને ઇચ્છે છે, અને તુ ધર્મને વિષે બહુ ડાહ્યો છે, પરંતુ જો તુ સમ્યકત્વાદિકને નહિં ત્યજી દે તો હું આ તરવારવડે ત્હારા કકડે કકડા કરી નાંખીશ! અને તેથી તું અકાળે મૃત્યુ પામી અનંત દુઃખ પામીશ. માટે તું વ્રતોને ત્યજી દે અને ભોગો ભોગવ, તેમજ આહાર પણ કર. હે કામદેવ! તું આ કષ્ટ શામાટે કરે છે?" પિશાચનાં આવાં વચન સાંભળીને પણ નિર્ભય અને ઉદ્વેગ નહિં પામેલો એવો કામદેવ શાંત ચિત્તથી ધર્મધ્યાન કરતો હતો, તેથી દેવતાએ તેને સ્થિર ચિત્તવાળો અને નિર્ભય જાણી ફરીથી કહ્યું:-"હે કામદેવ! ભોગોને ભોગવ અને વ્રતોને ત્યજી દે."

દેવતાએ આવી નીચે તેને બે ત્રણવાર કહ્યું, તોપણ કામદેવ ધ્યાન થી ચળ્યો નહીં પછી ક્રોધ પામેલા દેવતા ભ્રકુટી ચડાવી તરવાર વડે તેના કકડે કકડા કરવા લાગ્યો કામદેવ પણ તીવ્રવેદના સહન કરતો શુભધ્યાનવાળો શ્રી વીરપ્રભુનું ધ્યાન ધરવા લાગ્યો કહ્યું છે કે—

धीराणकायराण य कसवट्टो मक्के समावडिए ॥
नियमपरिपालणेसु सुज्ञा वज्ञा पमञ्जंति ॥ १ ॥

ભાવાર્થ—નિયમ પાળવામાં સ્વસ્થ એવી સર્વ અવસ્થા એજ ધીર અને કાયરપુરૂષોને સંકટ આવી પડે છતે કસોટી છે

પછી દેવતાએ વિકરાળ થઇ હાથીનું રૂપ કરી ગર્જના કરવા પૂર્વક સૂંઢ ઉછાળતા છતા કહ્યું—"જો તું વ્રતાદિકને નહિં ત્યજી દે તો હું તને આકાશમાં ઉછાળી પગવડે કચરી નાખીશ." ઇત્યાદિ વચનોથી પણ કામદેવશ્રાવક ધર્મધ્યાનથી ચળ્યો નહીં પછી હાથીએ બે ત્રણ વાર તેને આકાશમાં ઉછાળ્યો, તોપણ તે ધર્મધ્યાનથી ચળ્યો નહીં વળી આકાશમાં ઉછાળી દંતોશળથી ઝીલી લઇ પગવડે માટીની પેઠે મર્દન કર્યો, તે વેદના પણ કામદેવશ્રાવકે સહન કરી પછી દેવતાએ હાથીનું રૂપ ત્યજી દઇ મ્હોટા શરીરવાળું અને ભયંકર નેત્રવાળું સાપનું રૂપ વિકુર્વ્યું, અને ફુંફાડા મારતા ત્યાં આવીને કહ્યું—"હે કામદેવ! વ્રતને ત્યજી દઈ ભોગ ભોગવ, નહિ તો ત્હારા શરીરઉપર ચડી ગળે વળગી આગળ ખુબ ડંશ દઇશ, તેથી ત્હારે મૃત્યુ પામી દુર્ગતિમાં જવું પડશે." સાપના આવા વચન સાંભળી કામદેવ વિશેષે ધર્મધ્યાન કરવા લાગ્યો પછી ક્રોધ પામેલા સાપે તેના શરીરઉપર ચડી ગળામાં વળગી આગળ ડંશ દીધા, તેથી બહુ વેદના થયા છતા પણ કામદેવ ધર્મધ્યાનથી ચળ્યો નહીં, તેથી વિલક્ષ થએલા દેવતાએ સાપનું રૂપ ત્યજી દઇ માથે મુકુટ, અને કાને કુંડલ વિગેરેથી સુશોભિત એવા દિવ્યરૂપધારી દેવતાપણે પ્રગટ થઈ કહ્યું—"હે કામદેવ! ત્હારા જીવિતને ધન્ય છે, તું કૃતાર્થ અને વખાણવાયોગ્ય છે, તું શુભલક્ષણવાળો અને કૃતપુણ્ય છે, ત્હારી જિનધર્મને

વિષે દૃઢશ્રદ્ધા છે, કેમકે ઘોરઉપસર્ગ કર્યા છતાં ત્હારૂં મન મેરૂ પર્વતની પેઠે સ્થિર રહ્યું. હે શ્રાવક! પેહેલા દેવલોકમાં દેવસભાને વિષે બેઠેલા ઇંદ્ર આ પ્રમાણે ત્હારી પ્રશંસા કરતો હતો.

"હે ભવ્યદેવો! સાંભળો. ભરતક્ષેત્રમાં ચંપાનગરીને વિષે કામદેવ નામે શ્રાવક વસે છે, તે સર્વે દેવતાઓએ કરીને પણ ધર્મથી ચળે તેવો નથી." ઇંદ્રનાં આવાં વચન સાંભળી તેને નહીં માનતો અમરસેન નામનો દેવતા હું અહિં આવ્યો, અને તને આ સઘળા ઉપસર્ગો મેં કર્યા, છતાં તુ ધર્મથી ચળ્યો નહીં. દેવતાઓને ઇંદ્રે કહેલું ખોટું હોય નહીં; માટે હે સત્પુરૂષ! મ્હારા અપરાધને માફ કર." એમ કહી દેવતા તેને ખમાવી અને ત્રણ પ્રદક્ષિણા દઇ, પોતાને સ્થાનકે ગયો.

પછી કામદેવશ્રાવક પોતાને ઉપસર્ગરહીત જાણી સવારે કાર્યોત્સર્ગ પારી, જિનેશ્વરને સમવસરેલા જાણી વંદના કરવા ગયો; ત્યાં વીરપ્રભુને વંદના કરી યોગ્યસ્થાને બેઠો, એટલે જિનેશ્વરે ધર્મોપદેશ આપ્યો. દેશનાને અંતે દેવ અને માણસોની સભામાં પ્રભુએ કહ્યું:-"હે કામદેવ! આજ રાત્રીએ કોઇ દેવતાએ પ્રગટ થઇ તને બહુ ઉપસર્ગો કર્યા હતા, તે ઉપસર્ગોને તેં સારી રીતે સહન કર્યા. દેવતાએ હાથીનું રૂપ કરી સૂંઢવડે તને આકાશમાં ઉછાળ્યો, ત્યાંથી પડતા એવા તને દાંતોવડે વિંધ્યો, પગવડે કચર્યો, તે સર્વ વેદના સહન કરતાં છતાં પણ તું ધર્મધ્યાનથી ચુક્યો નહીં; છેવટ તે દેવતાએ સાપનું રૂપ કરી ત્હારા શરીર ઉપર ચઢી ગળામાં ત્રણ આંટા દઇ તને ડંશ દીધો, તેથી ત્હારા શરીરમાં બહુ વેદના થઇ છતાં તું ધર્મધ્યાનથી ચુક્યો નહીં. પછી તે દેવતા પોતાનું ઉત્તમરૂપ ધારણ કરી તને વખાણવાપૂર્વક ખમાવી પોતાને સ્થાનકે ગયો." આ પ્રમાણે કામદેવશ્રાવકને કહીને ફરી જિનેશ્વરે કહ્યું:-"હે સાધુઓ! હે સાધ્વીઓ! શ્રમણોપાસક શ્રાવકો પણ તિર્યંચ માણસો અને દેવતાએ કરેલા ઉપસર્ગો સહન કરે છે. ઉપદેશમાળામાં કહ્યું છે કેઃ—"કામદેવશ્રાવક દેવતાથી પણ ચળ્યો નહીં." માટે સાધુપુરૂષોએ ઉપસર્ગો વિશેષે કરીને સહન કરવા."

પછી બહુ હર્ષ પામેલો કામદેવશ્રાવક બહુ પ્રશ્નો પૂછી શ્રી વીરપ્રભુને વંદના કરી પોતાને ઘેર ગયો, અને શ્રી વીરપ્રભુએ પણ બીજે વિહાર કર્યો આણંદશ્રાવકની પેઠે કામદેવશ્રાવક પણ અગીયાર પડિમા વહી, વીસ વર્ષ સુધી જિનધર્મ પાળી, મનમા શ્રી વીરપ્રભુનુ સ્મરણ કરતા છતા ધર્મધ્યાનમા લીન થઇ, સલેખના કરી, એક માસના અણશનવ્રતથી મૃત્યુ પામી પહેલા દેવલોકમા અરૂણાભનામના વિમાનને વિષે ચાર પલ્યોપમના આયુષ્યવાળો દેવતા થયો.

શ્રી ગૌતમસ્વામીએ શ્રી વીરપ્રભુને પૂછ્યુ કે-"હે સ્વામી! તે કામદેવશ્રાવક સૌધર્મદેવલોકથી ચવી કયા ઉત્પન્ન થશે?" ત્યારે શ્રી વીરપ્રભુએ કહ્યુ-"હે ગૌતમ! કામદેવશ્રાવક પહેલા દેવથી ચવી મહાવિદેહક્ષેત્રમા મહાસમૃદ્ધિવાળા કુળને વિષે ઉત્પન્ન થશે, ત્યા ચારિત્ર લઇ શાશ્વત સુખને પામશે

ઇતિ કામદેવશ્રાવકનુ ચરિત્ર

ઇતિ શ્રી વાચકરત્ન લાભરત્નગણીના શિષ્ય રાજકીર્તિ મુનિએ રચેલી ગદ્યબંધ વર્દ્ધમાનદેશનામા કામદેવશ્રાવકને પ્રતિબોધ નામનો બીજો ઉલ્લાસ સંપુર્ણ થયો



# ઉલ્લાસ ત્રીજો.

## ચુલ્લણીપિતાનું ચરિત્ર.

હવે જેવી રીતે શ્રી મહાવીરપ્રભુએ કહ્યું હતું, તેવી રીતે શ્રી સુધર્માસ્વામી જંબૂસ્વામીની આગળ ચુલણીપિતાનું ચરિત્ર કહે છે:—

આ ભરતક્ષેત્રમાં વારાણસી નામે નગરી છે, તે નગરીમાં જિતશત્રુ નામે રાજા રાજ્ય કરતો હતો, ત્યાં ચુલણીપિતા નામે ગૃહસ્થ શેઠ રહેતો હતો; તે શેઠને શ્યામા નામની સ્ત્રી હતી. તે નગરીમાં કોષ્ઠક નામે યક્ષચૈત્ય હતું. ચુલણીપિતાશેઠ બહુ ધનવાન હતો, તેને આઠ ક્રોડ સોનામ્હોરો નિધાનરૂપે પૃથ્વીમાં દાટેલી હતી, આઠ ક્રોડ વ્યાજે મૂકેલી હતી, આઠ ક્રોડ વ્યાપારમાં રોકાયેલી હતી. વળી તેના ઘરને વિષે આઠ ગોકુળો હતાં, બીજો પણ આણંદશ્રાવકની પેઠે તેના ઘરને વિષે લક્ષ્મીનો વિસ્તાર હતો. તેથી ચુલણીપિતાશેઠ શ્યામા સ્ત્રીસહિત વિવિધ પ્રકારનાં સુખો ભોગવતો હતો.

એક દિવસ શ્રી વર્દ્ધમાનસ્વામી પૃથ્વીઉપર વિહાર કરતા કરતા વારાણસીનગરીના કોષ્ઠકચૈત્યને વિષે સમવસર્યા. તે વખતે ત્યાં દેવતાઓએ સમવસરણ રચ્યુ, તેમાં બાર પર્ષદા ભેગી થઇ. ચુલણીપિતા પણ જિનેશ્વરનું આવવું સાંભળી બહુ હર્ષથી ત્યાં ગયો, અને પ્રભુને ત્રણ પ્રદક્ષિણાપૂર્વક વંદના કરી યોગ્યસ્થાનકે બેઠો. પછી શ્રી પ્રભુએ ધર્મોપદેશ આપ્યો કે, "હે ભવ્યજનો! તમે કુટુંબ, ધન, ઘર, યૌવન, સ્ત્રી અને દેહાદિ સર્વ અનિત્ય જાણી જૈનધર્મ આદરો. તે ધર્મ સાધુ અને શ્રાવક એવા ભેદથી બે પ્રકારનો છે. ઉત્તમ પ્રકારે આદરેલો ધર્મ આ લોકનાં અને પરલોકનાં સુખો આપે છે, જે પુરૂષ જિનધર્મરૂપ અમૃતના ઝરામાં નિરંતર સ્નાન કરે છે તે પુરૂષ બહુ પાપથી મલિન હોય તોપણ સહસ્સ-

મત્રની પેઠે પવિત્ર થાય છે" આના પ્રભુના વચન સાભળી શ્રી ગૌતમસ્વામીએ પૂછ્યુ –"હે જિનરાજ! તે મહસ્સમલ્લ કોણ હતો? અને તે પાપથી મલિન શા રીતે થયો? વળી ફરી પવિત્ર કેમ થયો? તેનારે શ્રી જિનરાજે કહ્યુ હે ગૌતમ! સાભળ—

## સહસ્સમલ્લની કથા

કુરુદેશમા કોશાબી નામની નગરી છે, તે નગરીમા મ હસ્સમલ્લ નામનો વાણીયાનો પુત્ર રહેતો હતો તે બીજાને છેતર વામા ચતુર, જુઠુ બોલનારો, સાત વ્યસનને વિષે અભ્યાસવાળો, સર્વ લોકોનુ ખોટુ કરનારો, દુષ્ટ ચિત્તવાળો, વ્યસનમા લયલીન થએલો અને નિરતર ચોરી કરનારો હતો વળી તે પાખડ કર વામા, માયા કરવામા અને નાના પ્રકારના દેશની ભાષા જાણ વામા કુશળ હતો, તેમજ વાણીયાના અને બ્રાહ્મણના વેષ ધરવા મા ચતુર હતો તે કૌશાબીનગરીમા રત્નસાર નામનો એક મ્હોટો શેઠ રહેતો હતો, તે શેઠ રત્નોનો વ્યાપાર કરતો હતો

એક દિવસ સહસ્સમલ્લ મ્હોટા માહુકારનો વેષ ધારણ કરી રત્નસારશેઠની દુકાને ગયો, ત્યા તેણે પૂછ્યુ કે–"હે શેઠ! તમારે ત્યા રત્નો છે?" શેઠે કહ્યુ "હા બહુ છે" સહસ્સમલ્લે કહ્યુ "મને દેખાડો" શેઠે તેને રત્નો દેખાડ્યા સહસ્સમલ્લે પૂછ્યુ, "રત્નો આટલાજ છે કે બીજા છે?" શેઠે કહ્યુ 'બીજા પણ બહુ છે." એમ કહી શેઠે બીજા પણ બહુ રત્નો તેને દેખાડ્યા, મૂલ્ય પણ કહ્યુ પછી સહસ્સમલ્લે કહ્યુ "મૂલ્ય કાલે આપીશ" શેઠે કહ્યુ 'હુ ઉધારે આપતો નથી" એમ કહી શેઠે રત્નો પાછા મૂકયા, એટલે રત્નોનુ ઠેકાણુ જોઇ તે સહસ્સમલ્લ ઘેર ગયો પછી રાત્રીએ વીરપુરુષનો વેષ લઇ સહસ્સમલ્લે તે શેઠની દુકાનમા ખાતર પાડયુ પ્રથમ ભીતમા એક મ્હોટુ બાકુ પાડી તેણે પોતાના પગ અદર ઘાલ્યા, તે વખતે શેઠનો પુત્ર દુકાનની અદર સૂતો હતો તે જાગી ગયો, તેણે ચોરના બે પગ પકડ્યા બને જણા પરસ્પર ખેચવા લાગ્યા તેથી સહસ્સમલ્લનુ શરીર બહુ ઘસાયુ છેવટ શેઠના પુત્રે દયા આવવાથી તેને છોડી દીધો તે

થી તે નાશીને પોતાને ઘેર જતો રહ્યો. આ સર્વ વાત શેઠના પુત્રે સવારે પોતાની માને કહી; કારણ કહેવાયોગ્ય વાત પુજ્યમાણસની આગળ કહેવી જોઇએ. સહસ્રમલ્લચોર પણ શરીર ઘવાવાને લીધે પીડા થવાથી પોકાર કરવા લાગ્યો, તે વખતે તેની માએ કહ્યું. "હે પુત્ર! જે પારકું ધન ચોરે છે તેને સારણ નામના જુગારીની પેઠે સર્વ સહન કરવું પડે છે." તેવારે સહસ્રમલ્લે પુછ્યું. "હે માતા! તે સારણ કોણ હતો? તેણે ચોરી શી રીતે કરી, અને તે શી રીતે દુઃખી થયો?" ત્યારે તેની માએ કહ્યું:-

ઉજ્જેણનગરીમાં સારણ નામનો જુગારી રહેતો હતો, તે પોતાનું સઘળું ધન જુગારમાં હારી ગયો હતો, તેથી રાતને વખતે છાની રીતે લોકોના ઘેર ઘેર ભમતો હતો. એક દિવસ એક વાણીયાના ઘરને વિષે વાત થતી હતી તે તેણે સાંભળી. શેઠે કહ્યું:- "હે પુત્ર! તું આપણા ઘરમાંથી દશહજાર સોનામ્હોરો લઇ ક્યાંઇ દાટી આવ, કારણ કે તે કોઇ આપત્તિ વખતે કામ આવશે." પુત્રે કહ્યું:-"બહુ સારૂં, તેમ કરીશ." આ વાત બહાર ઉભેલા સારણે સાંભળી તેથી સ્મશાનમાં જઇ પોતાનો શ્વાસ બંધ કરીને પડ્યો, એવામાં પિતા અને પુત્ર દશહજાર સોનામ્હોરો લઇ ત્યાં દાટવા માટે આવ્યા. પછી એક ઠેકાણે ધન મૂકી પિતાએ પુત્રને કહ્યું:-અરે પુત્ર! સ્મશાનમાં તું જો, કેમકે કોઇ છાની રીતે આવીને સૂતેલો પુરૂષ આપણને જોતો ન હોય! પછી પુત્ર સ્મશાનમાં પડેલાં મડદાંઓને જોતો જોતો જ્યાં સારણ પડયો હતો ત્યાં આવ્યો. શેઠના પુત્રે બીજાં મડદાંનાં શરીર કોઇ કોઇ ઠેકાણેથી છેદાયલાં દીઠાં હતાં, પણ આ સારણનું શરીર તો તેણે કોઇ ઠેકાણેથી છેદાયલું ન દીઠું, તેથી શેઠના પુત્રે તેનું સર્વ શરીર તપાસ્યું, મ્હોંડાનો અને નાકનો પવન બંધ કરીને જોયો, થોડે દૂર ગયા પછી ફરી પાછાવળીને તપાસ્યો. પછી તેણે પિતાની પાસે જઇને કહ્યું:-"હે તાત! મેં સ્મશાનમાં સર્વ ઠેકાણે જોયું, પરંતુ સર્વ ઠેકાણે ખવાઇ ગયેલા શરીરવાળાં મડદાં પડ્યાં છે, અને એક ઠેકાણે આખા શરીરવાળું એક મડદું પડયું છે." તેવારે પિતાએ કહ્યું:-"અરે પુત્ર! કોઇ ધુતારો આવીને ન પડયો હોય? ફરી જઇ

બરાબર તપાસ કર ” પુત્રે ફરી ત્યા જઈ બરાબર તપાસ કરીઅ ને પછી મારણને બન્ને પગ પકડી કેટલેક દૂરસુત્રી ઘસરડયો. વળી ફરી પિતા ની પાસે આવીને કહ્યુ ‘ હે તાત’ તે પણ નિશ્ચે મરી ગયેલે છે ” ત્યારે પિતાએ ફરી કહ્યુ -‘હે પુત્ર’ ત્યા જઈ તેના નાક કાન કાપી લાવ ત્યારે મને નિશ્ચય થાય ” પછી પુત્રે ત્યા જઇ તેના નાક કાન કાપી લાવી પિતાને દેખાડ્યા, પરતુ તે ધૂર્ત મારણ ધનના લોભથી પોતાના નાક કાન કપાતી વખતે કાઇપણ બોલ્યો નહી પછી પૃથ્વીમા ધન દાટી પિતા પુત્ર બન્ને જણા ઘરે આવ્યા પાછળથી ધૂત મારણ દાટેલા ધનને ઠેકાણે આવ્યો અને સર્વ ધન કાઢી લઇ પોતાને ઘેર ગયો અહો ! અવમમાણસની સાથે ધન પોતાની ઇચ્છા પ્રમાણે વિનાશ કરે છે

પછી બીજે દિવસ પિતાએ પુત્રને કહ્યુ -“ હે પુત્ર ! સ્મશાનમા જઇ દાટેલા ધનને જોઈ આવ” પુત્રે સ્મશાનમા જઇ જોયુ તો ધન દીઠુ નહી, તેથી તેણે ઘેર આવી તે વાત પિતાને કહી બીજે દિવસ શેઠે પોતે સ્મશાનમા જઈ જોયુ તો ધન દીઠુ નહી, તેથી તે મહુ ખેદ પામ્યો પછી તેણે ઘેર આવી પુત્રને કહ્યુ -“હે પુત્ર ! તે ધુતારાએ નિશ્ચે આપણને છેતર્યા છે. અરે પુત્ર ! નગરમા જઇ નાક કાન કપેલા પુરૂષની શોધ કરીએ ” પછી પિતા પુત્ર બન્ને જણા તે પુરૂષની શોધ કરવા લાગ્યા એક દિવસ તેમણે તે કપાયલ નાક કાનવાળા પુરૂષને દીઠો, પછી નિશ્ચય થવાથી શેઠે તેને હાથ પકડી એક બાજુએ લઇ જઇને કહ્યુ -અરે ધીર ! તે મહુ દુષ્કર કામ કર્યુ છે, તુ ધૈર્યવાળીપુરૂષોમા ઉત્તમ દેખાય છે ’ ત્યારે ધૂર્ત મારણે કહ્યુ -‘હે શેઠ ! ધનને માટે કયો પુરૂષ દુ ખ સહન નથી કરતો?” ત્યારે શેઠે કહ્યુ -“તે વાપર્યું તેટલુ ગયુ, પ તુ બાકીનુ ધન પાછુ આપ ” પછી ધુતારાએ કહ્યુ -“હે શેઠ ! જે ખાધુ તે ખાધુ, બાકીનુ તમને પાછુ આપુછુ, પરતુ આ વાત તમે નગરની આગળ કહેશો નહી ” એમ કહી મારણે બાકીનુ ધન શેઠને સોપ્યુ શેઠે પણ ધુતારા મારણને સતોષ પમાડી છોડી મૂકયો

સહસ્રમલ્લને તેની મા કહે છે કે -“ હે પુત્ર ! મારે જે માણસ પારકુ ધન ચોરે છે તે બહુ વેદના સહન કરે છે, તો તુ પ

ણ દીનપણું ત્યજી દઇ પીડા સહન કર." માતાએ કહેલાં વચન સાંભળી હર્ષ પામેલો મહુસ્સમલ અનુક્રમે સાજો થયો અને ફરી પણ ચોરી કરવા લાગ્યો. એક દિવસ તેણે પુરોહિતના ઘેર ખાતર પાડી બહુ ધન લાવી માની આગળ મૂક્યું, ત્યારે માએ પૂછયું. "આ ક્યાંથી લાવ્યો." સહસ્સમલ્લે કહ્યું -"હે મા! તમારે તેની શી ફીકર, સવારે નગરમાં જઈ લોકની વાણી સાંભળી મને કહેજો." પછી સવારે મા નગરમાં ગઇ, ત્યાં એક ઠેકાણે બહુ સ્ત્રીઓ ભેગી થઇ પરસ્પર વાતો કરતી હતી. એક સ્ત્રીએ કહ્યું:- "આજે પુરોહિતના ઘરે કોઇ ચોરે ખાતર પાડયું." બીજીએ કહ્યું:-"ચોર જડયો કે નહીં?" પહેલીએ કહ્યું:-પુરોહિતે તે વાત રાજાને કહી, એટલે રાજાએ નગરરક્ષક લોકોને બોલાવી તિરસ્કાર કરવાપૂર્વક બહુ ઠપકો આપ્યો. તે વખતે રાજાની પાસે બેઠેલા ધનસારશેઠે કહ્યું:-"મહારાજ! તે ચોર બહુ ધન લઇ મ્હારી દુકાને લુગડાં વિગેરે લેવા આવશે તે વખતે હું તેને પકડીશ." વળી તે વખતે પાસે ઉભેલો એક હજામ બોલી ઉઠયો. "મહારાજ! તે ચોર હજામત કરાવવા અને નખ ઉતરાવવા મ્હારે ત્યાં આવશે ત્યારે હું તેને પકડી આપની પાસે લાવીશ."

આ પ્રમાણે ભેગી થએલી સ્ત્રીઓમાં વાત થતી હતી, તે સાંભળી સહસ્સમલ્લની માએ ઘેર આવી કુપુત્રને સર્વ વાત કહી. પછી તે સહસ્સમલ્લચોર વાણિયાનો વેષ લઇ હજામને ઘેર ગયો, હજામે આસન આપ્યું, સહસ્સમલ્લ તેના ઉપર બેઠો, હજામે તેના નખ ઉતાર્યા અને ન્હવરાવ્યો, પરંતુ સારા શેઠનો વેષ હોવાથી હજામે તેને ઓળખ્યો નહીં. ન્હાયા પછી લુગડાં વિગેરે પહેરીને સહસ્સમલ્લે તેને કહ્યું:-"અરે હજામ! આ ત્હારા પુત્રને મ્હારી સાથે મોકલ, હુ તેને બજારમાંથી નખ ઉતારવાનું મૂલ્ય આપી દઉં." પછી હજામે મૂલ્ય લેવા માટે પોતાના પુત્રને તેની સાથે મોકલ્યો. સહસ્સમલ્લ પણ ત્યાંથી ઉઠી ધનસારશેઠની દુકાને ગયો, શેઠે તેને સારાં લુગડાં અને ઘરેણાં પહેરેલાં હોવાથી કોઈ મ્હોટો શેઠ જાણી બેસવા માટે આસન આપ્યું, સહસ્સમલ્લે તેના ઉપર બેશીને કહ્યું:-"બહુ સારાં લુગડાં દેખાડો મ્હારે લેવાં છે." પછી

શેઠે લુગડા લાવીને દેખાડ્યા અને મૂલ્ય કહ્યુ તેવારે સહસ્ત્રમલ્લે કહ્યુ શેઠ! સાભળો હુ રૂપીયા સાથે લેતો આવ્યો નથી, માટે જ્યાસુધી રૂપીના લઇને આવુ ત્યાસુધી આ છોકરાને પાસે બે સાથી બરાબર સાચવી રાખજો ” ભોળા શેઠે તે વાત કબુલ કરી એટલે સહસ્ત્રમલ્લ લુગડા લઇ ઘરે ગયો, ત્યા તેણે સઘળા નવા લુગડા માન ગોપ્યા અને કહ્યુ કે 'ફરી તમે લોકોના વચન સાભળી આવીને મને કહો ” પછી માણે નગરમા જઇ લોકોની વાતો સાભળી આવી પુત્રને કહ્યુ –

હે પુત્ર! ધનસારશેઠે અને હુતમે રાજાની આગળ ફરીયાદ કરી છે કે –'હે રાજન્! અમને ઠગ ચોર છેતરી ગયો છે ' તે વખતે પાસે બેસેલા એક સોદાગરે કહ્યુ કે –' મહારાજ ! તે ચોર મ્હારી પાસે સારા ઘોડા ખરીદવા આવશે, તે વખતે હુ તેને પકડીશ ' વળી કામપતાકા વેશ્યા પણ બોલી ઉઠી કે –'હે પૃથ્વીનાથ! સાભળો. મ્હારૂ ઘર છોડી ચોર લોકો બીજે કોઇ ઠેકાણે જતા નથી, માટે જ્યારે તે ચોર મ્હારા ઘરે આવશે ત્યારે હુ તેને પકડીશ ' તે વખતે રાજાએ બહુ સારૂ એમ કહ્યુ

માના આવા વચન સાભળી સહસ્ત્રમલ્લ સાર્થવાહનો વેષ લઇ સોદાગરની પાસે ગયો, સોદાગરે તેને સારો માણસ જાણી બેસવા માટે આસન આપ્યુ પછી પરસ્પર બન્ને જણા વાતો કરવા લાગ્યા, એટલે સહસ્ત્રમલ્લે કહ્યુ –“હે સોદાગર ! તમે નગરની બહાર શામાટે ઉતારો કરીને પડ્યા છો ? ” સોદાગરે કહ્યુ –“અરે ભાગ્યવત! અમારૂ નગરમા ઘર નથી માટે બહાર ઉતારો કર્યો છે ” તેવાર સહસ્ત્રમલ્લે કહ્યુ –' મ્હારે ઘરે ચાલો ” સોદાગરે કહ્યુ “પારકે ઘેર રહેતા મને ઘણી શકા થાય છે ” સહસ્ત્રમલ્લે કહ્યુ “મિત્ર પોતાના મિત્રને ઘરે રહે એમા શકા હોયજ નહીં, અને જો શકા થાય તો તે મિત્રપણુ કૃત્રિમ જાણવુ જેનુ મન જેની સાથે મળેતુ છે તેના ઘરમા અથવા ધનમા કાઇપણ શકા કરવી નહી ” સહસ્ત્રમલ્લના આવા વચન સાભળી સોદાગર વિચાર કરવા લાગ્યો “અહો! આ પુરૂષનો પ્રભાવ બહુ મ્હોટો દેખાય છે! શી એની મ્હોટાઇ! શુ એનુ ધીરપણુ ! ! આ કોઇ ઉત્તમ

પુરૂષ દેખાય છે, માટે તેની વિનંતીનો ભંગ કરવો ન જોઇએ." એમ વિચારી સોદાગરે કહ્યું:-"હે સત્પુરૂષ! તમે જે કહો છો તે નિશ્ચે મ્હારે કરવું જોઇએ." તેવારે સહસ્સમલ્લે કહ્યું:-"તો ચાલો મ્હારે ઘેર." સોદાગર તે કબુલ કરી તૈયાર થયો, એટલે સહસ્સમલ્લ આગળ થયો અને અનુક્રમે કામપતાકાવેશ્યાને ઘેર તેડી લાવ્યો. પછી સહસ્સમલ્લે વેશ્યાની પાસે જઇને કહ્યું:-"હે કામપતાકા! આ સોદાગર ત્હારે ઘેર રહેવા માટે આવ્યો છે, માટે તેને રહેવા સારૂ મકાન આપ." તેનાં આવાં વચન સાંભળી કામપતાકા સામી જઇ સોદાગરને પોતાના ઘરમાં તેડી લાવી, ઘોડા સારા ઠેકાણે બંધાવ્યો. સોદાગર પણ સહસ્સમલ્લનું ઘર ધારી ત્યાં સુખે રહ્યો. પછી સહસ્સમલ્લ વેશ્યા પાસે ગયો, વેશ્યાએ તેને આસન આપી ઉના પાણીથી તેના પગ ધોવાનો આરંભ કર્યો તે વખતે સહસ્સમલ્લે કહ્યું:-"હે કામપતાકા! હમણાં પગ ધોવાનું કાંઇ જરૂર નથી, કારણ અત્યારે રાજાને મળવાનો વખત જાય છે માટે તુ ત્હારાં ઘરેણાં મને પહેરવા આપ. હું હમણાં રાજાની પાસે જઇ આવી તને પાછાં સોંપીશ." પછી વેશ્યાએ તેને ઘરેણાં કાઢી આપ્યાં, તે લઇ સહસ્સમલ્લે સોદાગરની પાસે આવીને કહ્યું. "ભાઈ! મ્હારે અત્યારે રાજાને મળવા જવાનો વખત છે માટે તમારો જે સારો ઘોડો હોય તે મને બેસવા માટે આપો." તેવારે સોદાગરે તેને સારો ઘોડો આપ્યો. પછી સહસ્સમલ્લ ઘોડા ઉપર ચડી ઘરેણાં લઇ પોતાને ઘરે આવ્યો.

હવે બહુ વખત ગયો પણ તે પાછો આવ્યો નહીં, એટલે કામપતાકાવેશ્યાએ રાજદરબારમાં આવીને કોઇ પુરૂષને પૂછ્યું કે, "આજે ઘોડાઉપર બેશી કોઇ પુરૂષ અહિં આવ્યો હતો?" તેવારે તે પુરૂષે કહ્યું. "અહિં કોઇ આવ્યો નથી." પછી વેશ્યાએ પાછા પોતાને ઘેર જઈ સોદાગરને પૂછ્યું. "તે પુરૂષ હજીસુધી કેમ નથી આવ્યા?" સોદાગરે કહ્યું. "તે મ્હારો ઘોડો લઇને ગયોછે." વેશ્યાએ કહ્યું. "મ્હારાં પણ ઘરેણાં લઇ ગયો છે." હાય! હાય! નિશ્ચે તે ધૂતારાએ આપણને છેતર્યા છે. ત્યારે સોદાગરે કહ્યું. "જો તે સાચુ હોય તો હું પણ છેતરાયો છુ, કારણ મ્હારો સારો ઘો-




ડા તે લઇ ગયા છે ” પછી બન્ને જણાએ રાજાની પાસે ફરીઆદ કરી, તે વખતે રાજાએ નગરના રક્ષક તલારને બોલાવીને કહ્યુ "અરે તલાર! તુ પાચ દિવસમા ચોરો પકડી મ્હારી પાસે લાવ” તેવારે તલારે તે કબુલ કર્યુ

આ સર્વ વાત સહસ્ત્રમલ્લની માએ નગરવાસી સ્ત્રીઓને મ્હોડેથી સાભળી પોતાના પુત્રને કહ્યુ કે—“હે પુત્ર! આજે ના જાણે કોટવાલને પાચ દિવસમા ચોર પકડવાનુ કહ્યુ છે, માટે તુ ત્હારૂ પોતાનુ માનથીનથી રક્ષણ કરજે તેવારે સહસ્ત્રમલ્લે કહ્યુ 'મા! તમારે જરા પણ ભય રાખવો નહી, જો તે તલારના ઘર નુ સર્વ ધન લઈ આવુ તોજ હુ તમારો પુત્ર ખરો ” એમ કહી તે બ્રાહ્મણનો વેશ લઇ નગરમા ગયો, અને એક દેવમદિરમા જુગટુ રમવા લાગ્યો એક દિવસ તલારે તેને જુગટુ રમતા દીઠો તેથી તે તલાર પણ તેની સાથે જુગટુ રમવા લાગ્યો તે વખતે તે બે હોડમા પોતાના નામવાળી વીંટી સહસ્ત્રમલ્લને આપી એ વામા રાજાનો દ્વારપાળ ત્યા આવી તેને કહેવા લાગ્યો—“અરે તલાર! મહારાજા તને બોલાવે છે, માટે જલ્દી આવ ” પછી તલાર રાજાની પાસે ગયો એટલે સહસ્ત્રમલ્લે તલારને ઘરે જઈ તેની સ્ત્રીને કહ્યુ—“હે ભદ્રા! ત્હારા ઘરમા સારા સારા ઘરેણા વિગેરે જે વસ્તુ હોય તે મને આપ ” ત્યારે સ્ત્રીએ કહ્યુ “તને કોણે મોકલ્યો છે?” તેણે કહ્યુ 'કોટવાલે મને મોકલ્યો છે ” પછી સ્ત્રીએ ફરી પૂછ્યુ 'તે ક્યા ગયા છે?” ત્યારે સહસ્ત્રમલ્લે કહ્યુ "તેને મજબુત બધનથી બાધીને રાજાના સીપાઈઓ રાજા પાસે લઈ જતા હતા, ત્યા રસ્તામા તેણે જતા જતા મને કહ્યુ “અરે પુરૂષ! તુ મ્હારા ઘરમાથી મારી સારી વસ્તુ લઈ ત્હારા ઘરમા રાખજે ” એમ કહી તેણે પોતાના નામની વીંટી મને એ વાતની માટે આપી છે, માટે તુ ત્હારા ઘરની સારી સારી વસ્તુઓ મને આપ ” પછી ભય પામેલી સ્ત્રીએ વીંટી જોઈ વિશ્વાસ પામી પોતાના ઘરની સારી સારી વસ્તુ તેને આપી, તે લઇ સહસ્ત્રમલ્લ તુરત પોતાને ઘેર આવ્યો

હવે તલાર પણ થોડો વખત ગયા પછી ઘરે આવ્યો, ત્યારે




સ્ત્રીએ તેને પૂછ્યું:-"હે નાથ ! તમે શી રીતે છુટીને ઘેર આવ્યા?" તેવારે તલારે કહ્યું. "મને કોણે બાંધ્યો હતો ?" સ્ત્રીએ કહ્યું. 'રાજાએ." તલારે કહ્યું. "તને કોણે કહ્યું ?" સ્ત્રીએ કહ્યું. "તમે મોકલેલા માણસે," તેણે તમારા હાથની વીંટી મને દેખાડીને કહ્યું કે, "તું ત્હારા ઘરની સારી સારી વસ્તુ આપ, હું મ્હારા ઘરમાં મૂકું." ત્યારે તલારે કહ્યું. "મને કોઇએ બાંધ્યો નથી અને છોડયો નથી." એટલે સ્ત્રીએ કહ્યું. "સ્વામી! નિશ્ચે તે ધૂતારો આપણને છેતરી ગયો." પછી તલારે રાજાની પાસે જઇને કહ્યું. "મહારાજ! તે ધૂતારો ચોર મને પણ છેતરી ગયો છે." તલારનાં આવાં વચન સાંભળી રાજાએ કોપ કરીને કહ્યું. "અરે! તમે સર્વે ઉભા રહો, તે ચોરને હુ પોતેજ પકડીશ. જો તે પાતાળમાં પેશી જાય, આકાશમાં જતો રહે અથવા સમુદ્રમાં સતાઇ જાય તોપણ હું તેને પકડ્યાવિના છોડનાર નથી." તેવારે તલારે કહ્યું:-"મહારાજ! આપ પોતે તે ચોરને પકડો એમાં સંદેહ શો? મેઘ પોતે વરસવા લાગે તો પછી દુકાળ કેટલો વખત ટકી રહે ?"

આ સર્વ વાત લોકોના મ્હોઢથી સાંભળી સહરસમલ્લની માએ પુત્રને કહી અને કહ્યું કે, "હે પુત્ર! હવે ત્હારા જીવતરનો શંસય થઇ પડયો છે, કારણ રાજાએ પોતે ક્રોધ પામીને એવી પ્રતિજ્ઞા કરી છે કે તે ચોરને હું પોતે પકડીશ.' ત્યારે સહસ્સમલ્લે કહ્યું:-"માતા તમારે જરા પણ ભય પામવો નહીં, તમે મ્હારૂં કામ જુઓ."

પછી સહસ્સમલ્લે રાત્રે બ્રાહ્મણનો વેશ લઈ રાજમંદિરના બારણા આગળ આવી દ્વારપાળને કહ્યું:-"હે દ્વારપાળ! તું રાજાની પાસે જઇને કહે કે, "અંગમર્દન કરવામાં ચતુર એવો કોઇ પરદેશી બ્રાહ્મણ આવ્યો છે, વળી તે વિવિધપ્રકારના શાસ્ત્ર પણ જાણે છે." પછી દ્વારપાળે તે ખબર રાજાને આપી એટલે રાજાએ કહ્યું, "તેને ઝટ અંદર લાવ્ય." પછી દ્વારપાળ તેને રાજમંદિરમાં લઈ ગયો, ત્યાં રાજાના પૂછવા ઉપરથી બ્રાહ્મણે કહ્યું:-"મહારાજા! અંગમર્દન કરવામાં મ્હારૂં કળાકૌશલ્ય જુઓ." તેવારે રાજાએ પોતાનું શરીર મર્દન કરાવવા માટે સર્વ ઘરેણાં ઉતારી




બાજુ ઉપર મૂક્યા, બાક્રારે (વિગ્યારી મહસ્મમલ્લે) રાજાનુ શરીર એવી રીતે મર્દન કરવા માડયુ કે રાજાને તુરત નિદ્રા આવી ગઈ પછી રાજાને ઉધો ગયેલો જાણી સહસ્સમલ્ લ સર્વે ઘરેણા લઇ બહાર નિકળી ગયો તેવારે "રાજાનો અગમર્દક જાય છે" એમ ધારી કોઇએ તેને અટકાવ્યો પણ નહી સહસ્મમલ્લે ઘરે આવી સર્વ ઘરેણા પોતાની માને આપ્યા

સવારે રાજાએ જાગીને જોયુ તો ન દીઠો અગમર્દકને અને ન દીઠા ઘરેણાને, તેથી તે રાજા વિલક્ષ થઈ ગયો પછી સવાર સમવી ધર્મકૃત્ય કરી સભામડપમા આવ્યો મત્રી, સામત વિગેરે સૌ આવ્યા, એટલે મત્રીએ રાજાને પૂછયુ -"મહારાજા! આજે શા કારણથી આપનો ચેરો ઉતરી ગયેલો દેખાય છે? તેવારે રાજાએ રાતની સર્વ વાત કહી પછી મત્રીએ કહ્યુ "મહારાજ! આ ચોર કોઇ ગ્ર બુદ્ધિવાળો દેખાય છે, તે કોઈપણ ઠેકાણે દેખાતો નથી, માટે કાઇ ઉપાય કરો ત્યારે રાજાએ કહ્યુ 'શુ ઉપાય કરૂ? મત્રીએ કહ્યુ "મહારાજ! કોઇ મત્રના જાણ પુરૂષને બોલાવીએ તે પુરૂષ મત્રના બળથી, જ્ઞાનબળથી અથવા દેવબળથી જાણીને કહેશે તેવારે રાજાએ કહ્યુ "તેમ કરો પછી મત્રીએ જિનચદ્ર નામના એક શ્વેતામ્બરસાધુને બોલાવ્યુ, એને મહામુનિ જિનરક્ષિત નામના શ્રાવકસહિત રાજાની પાસે આવ્યા મુનિએ ધર્મલાભ દીધો, એટલે રાજાએ વદના કરી આસન આપ્યુ, મુનિ તેના ઉપર બેઠા પછી મત્રીએ કહ્યુ -"ભગવન્! કોઇ ચોર નિરતર નગરીને લૂટી જાય છે, માટે તમે પોતાના જ્ઞાનબળથી પ્રગટ કરો તેવારે મુનિએ કહ્યુ -"એ અમારો આચાર નથી" ત્યારે મત્રીએ ફરી કહ્યુ "હે મુનિરાજ! રાજાના વચનથી આપે અનાચાર પણ કરવો જોઇએ." આ વખતે જિનરક્ષિતશ્રાવકે કહ્યુ 'મ્હારી પાસે એક મત્ર છે, તે મત્રના બળથી હુ તે ચોરને જાણી આપને કહીશ ત્યારે મત્રીએ કહ્યુ — "અમારે ચોર ને ગોતી કાઢવાનુ પ્રયોજન છે, માટે ભલે તમે કરો' પછી તેઓ રાજા વગેરે પોતપોતાને સ્થાનકે ગયા

આ વાત લોકના મ્હોઢેથી સાભળી સહસ્સમલ્લની માએ




પુત્રને કહી, તેથી સહસ્સમલ્લ વિચાર કરવા લાગ્યો:-"નિશ્ચે એ શ્રાવક મને ઓળખી કાઢશે." એમ ધારી તે શ્રાવકનો વેપ લઇ ઉત્તરાસંગ કરી પુષ્પનો કરંડીઓ ભરી જિનમંદિરે ગયો, ત્યાં તેને ચૈત્યવંદન કરતા જિનરક્ષિતશ્રાવકે દીઠો. પછી ધર્મની પ્રીતિને લીધે જિનરક્ષિતશ્રાવકે કપટશ્રાવકને પૂછયું:-"તમે કયાંથી આવો છો અને કયાં જવાની ઇચ્છા છે? વળી તમે કોણ છો?" તેવારે કપટશ્રાવકે કહ્યું:-"હું જિનદાસ નામનો શ્રાવક છું, ચંપાનગરીમાં રહું છું અને ચારિત્ર લેવામાં મને બહુ ઉત્સાહ છે. હમણાં તીર્થયાત્રા કરવા નિકળ્યો છું શત્રુંજય, ગીરનાર, સમેતશિખર, મથુરા, અયોધ્યા, કાલકુંડ વિગેરે બહુ ઠેકાણે યાત્રા કરતો કરતો અહિં આવ્યો છું." આવાં તે કપટશ્રાવકનાં વચન સાંભળી જિનરક્ષિતે તેને નમસ્કાર કરી બહુ વખાણ્યો અને કહ્યું કે.-"હે શ્રાવક! તમને ધન્ય છે, હે આર્ય! તમારૂં જીવિત વખાણવાલાયક છે, જે તમારી જિનધર્મને વિષે આ પ્રકારની બુદ્ધિ છે. હે શ્રાવક! આજે મ્હારા ઘરદેરાસરને વિષે પણ તમે ચૈત્યવંદન કરવા ચાલો." પછી કપટશ્રાવક તેની સાથે સાથે તેના ઘરદેરાસરે જઇ ચૈત્યવંદન કરી પાછો વળ્યો; તે વખતે જિનરક્ષિતે નિમંત્રણ કર્યું કે:-"હે શ્રાવક! આજે મ્હારા ઘરને વિષે ભોજન કરો." પછી કપટશ્રાવકે કહ્યું -"પારકા ઘરને વિષે મને ભોજન કરવું યોગ્ય નથી." ત્યારે જિનરક્ષિતે કહ્યું. "અરે શ્રાવક! જિનધર્મવાસિત સાધર્મિકોને પોતાનું પારકું ન ગણવું." તેવારે કપટશ્રાવકે તેનું નિમંત્રણ કબુલ કર્યું, એટલે જિનરક્ષિતે તેને ઉત્તમપ્રકારે જમાડયો. પછી જિનરક્ષિતે કહ્યું:-"આપ જયાંસુધી અહિં રહો ત્યાંસુધી મ્હારા ઘરને વિષે જમવા આવજો" એટલે કપટશ્રાવકે કહ્યું:-"ના એમ ન હોય" ત્યારે જિનરક્ષિતે કહ્યું.-"આપ એમ કેમ કહો છો? હમેશાં મ્હારા ઘરને વિષેજ આપે ભોજન કરવું. આ ઘર તમારૂંજ છે. કહ્યુ છે કે:-

इक्कजणणिजणिया अन्नुन्नाहारवड्ढियसरीरा ॥
जिणसासणे पवन्ना सव्वे ते बंधवा भणिया ॥ १ ॥

ભાવાર્થ:-જે એક દેશમાં ઉત્પન્ન થએલા, પરસ્પર ભોજન કરાવવાથી વૃદ્ધિ પામેલા અને જિનશાસનમાં રહેલા હોય તે




મનને બહુ ખુશ કર્યા છે

પછી કપટશ્રાવકે જિનરક્ષિતશ્રાવકનું કહેલું કબૂલ કર્યું ભો જન કરી રહ્યા પછી વાતો કરતા કરતા રાત પડી એટલે જિનર ક્ષિતે કહ્યુ -"આજે આપણા ઘરે સૂઈ રહો કપટશ્રાવકે તે કબૂલ કર્યું પછી ઘ ની અ ર પત્ન ! પથરાની જિનરક્ષિતે કપટશ્રાવ કને કહ્યુ -' હુ અત્યારે મ ત્રજાપ કરના બેસુ છુ, કારણ રાજા એ મને ચોર શોધી કાઢવાનુ કહ્યુ છે, માટે તમે આ ઘરમા સુખે સૂઈ જાઓ એમ કહી નેક એકાંતે જઈ મ ત્રજપ કરવા લાગ્યો પછી અવસર મળ્યો એટલે કપટશ્રાવક (સહસ્સમલ્લ) ઘરમાથી માલ સાર વસ્તુ લઇ નાશી ગયો સવારે પોતાના ઘરમા ખાતર પડેલું જોઈ જિનરક્ષિતે રાજાને કહ્યુ, એટલે રાજાએ મ ત્રીને કહ્યુ કે -"ચોરને શોધી કાઢવા માટે આપણે જેનો વિશ્વાસ ધરતા હતા તે આ જિનરક્ષિતશ્રાવક પણ દુ ખી થયો, માટે તેને રજા આપો " તેવારે મ ત્રીએ તેને રજા આપી પછી રાજાએ વિમલકીર્તિ નામના દિગબરસાધુને બોલાવ્યા વિમલકીર્તિમુનિએ રાજા પાસે આવી ધ ર્મનાભ દીધો, એટલે રાજાએ વ દના કરી આસન આપ્યુ મુનિ તે ઉપર બેઠા, પછી મ ત્રીએ કહ્યુ " હે સાધુ ! તમે પોતાની જ્ઞા નવિદ્યાના બળથી ગુપ્ત ચોરને પ્રગટ કરો તેવારે દિગબરમુનિ એ કહ્યુ -"રાત્રીએ જોઇને કહીશ " પછી રાજાએ સ માન આ પી તેમને રજા આપી

આ વાત સહસ્સમલ્લે પોતાની માતાના મ્હોઢેથી સાભળી પછી તે સહસ્સમલ્લ વાણિયાનો વેશ લઇ વિમલકીર્તિ મુનિ પાસે ગયો અને વ દના કરી આગળ બેઠો મુનિએ તેને ધર્મલાભ દીધો, પછી મુનિએ પૂછ્યુ -"તુ કોણ છુ ? અને કયાથી આવ્યો છે ? " ત્યારે સહસ્સમલ્લે કહ્યુ -" હુ શ્રીનાગપુરનગરથી આવ્યો છુ, અને સસારના ભયથી ઉદ્વેગ થયો છે, તેથી હુ તમારી પાસે દીક્ષા લેવા આવ્યો છુ તેવારે મુનિએ કહ્યુ "તુ અમારી પાસે શિષ્યની પેઠે થોડા દિવસ રહે, એટલે જોઇશુ પછી સહસ્સમલ્લ ત્યા રહ્યો

હવે રાત્રીને વિષે મુનિએ ચોરની શોધ કરવા માટે મ ત્રજા પ આરભ્યો, અને સઘળા શિષ્યો ઉંઘી ગયા એટલે સહસ્સમલ્લ






ઉપાશ્રયમાં જે કાંઈ હતું તે સઘળું લઇ નાશી ગયો. થોડો વખત ગયા પછી કેટલાક શિષ્યો જાગી ઉઠ્યા તો તેમણે નવા શિષ્યને દીઠો નહીં, તેથી તે વાત તેઓએ ગુરૂને કહી, એટલે ગુરૂએ કહ્યું. "જુઓ ઉપગરણાદિક સર્વ વસ્તુ છે કે નથી ?" ત્યારે શિષ્યોએ જોઇને ગુરૂને કહ્યું. "ભગવન્! આપે જે વસ્ત્ર ઓઢેલુ છે, તે વિના આપની પોટલી, પાટલી, કવલી, પુસ્તક, પાણીનું પાત્ર અને મોરપિંછી એટલી વસ્તુ દેખાતી નથી." પછી ગુરૂએ કહ્યું. "હે શિષ્યો! નિશ્ચે આપણે બહુ ઠગાયા છીએ. તે ચોરે આપણા દર્શનને પણ વિગોવ્યું. પછી ગુરૂએ ફરી વિચાર કરી કહ્યું. "અરે શિષ્યો! મ્હારી ઉપાધ છે કે નહિં તે તો જુઓ." તેવારે શિષ્યોએ તપાસ કરી પાછા આવીને કહ્યું. "સ્વામિન્! તે પણ ગઇ." શિષ્યોનું આ વચન સાંભળી ગુરૂએ કહ્યું. हीं हीं कठरे कठ नठरे सम विनहं. હાય હાય કષ્ટરે કષ્ટ, મ્હારૂં સઘળું નાશ પામ્યુ." આટલું કહી ગુરૂ મૂર્છા પામિ પૃથ્વીઉપર પડી ગયા; તેથી શિષ્યોએ શિતળ ઉપચાર કર્યા એટલે તે સાવધાન થયા. પછી શિષ્યોએ હાથ જોડી વિનંતી કરી કે, "ભગવન્! આપને નમસ્કાર થાઓ. આપ અમને કૃપા કરીને કહો કે ચોર શી વસ્તુ ચોરી ગયો અને આપની શી વસ્તુ ગઇ કે જેથી આપ મૂર્છા પામ્યા!" ત્યારે દિગંબરઆચાર્યે કહ્યું. "હે શિષ્યો! ઉપધિમાં વીસ સોનામ્હોરો હતી તે ગઈ. તે પાપી ચોરે ધન હરણ કરતાં મ્હારા પ્રાણ હરી લીધા છે." પછી ગુરૂનો ખેદ દૂર કરવા માટે એક વૃદ્ધ શિષ્યે કહ્યું:-"હે ભગવન્! જ્યારે ચંદ્રશેઠનું વહાણ સમુદ્રમાં ભાગી જવાથી સર્વ ધન નાશ પામ્યું હતુ, ત્યારે તેનો ખેદ દૂર કરવા માટે આપે ધર્મોપદેશ દેતાં જે ગાથા કહી હતી તે કેવી છે? આપ મને કહો:—

फलसंपत्तीए समोणयाइं, तुंगाइं फलविवत्तीए ॥
हिअयाइं सुपुरिसाणं, महातरुणेव सिहराइ ॥ १ ॥

ભાવાર્થ:--ઉત્તમ પુરૂષોના હૃદયો મ્હોટા વૃક્ષોના અગ્રભાગની પેઠે ફળની સંપત્તિને વિષે ઉંચાં હોય છે, અને ફળની વિપત્તિને વિષે પણ ઉંચાંજ હોય છે.

પછી ગરૂએ કહ્યુ —"હે શિષ્ય! તે ઠીક સ્મરણ કરાવ્યું, મે એ ત્યજી દીધો છે, હવે હુ રાજદ્વારમા જાઉ છુ " એમ કહી એક શિષ્યને સાથે લઇ ગુરૂ રાજમંદિરે ગયા, ત્યા રાજાએ વદના કરી આસન આપ્યુ ગુરૂ તેના ઉપર બેઠા પછી મત્રીએ પૂછ્યુ —"ભગવન્! પીંછી અને જળપાત્રવિના આપ કેમ આવ્યા છો ?" ત્યારે મુનિએ કહ્યુ "તે ચોરે અમને પણ ઠગ્યા છે, અમારૂ પણ સઘળુ લઇને તે નાશી ગયો છે મત્રીએ કહ્યુ "ભગવન્! ચોરના નાત કહો મુનિએ કહ્યુ "જુઓ તો ખરા, મ્હારૂ પણ સર્વે ગયુ છે તેવારે રાજાએ મત્રીને કહ્યુ "હે પ્રધાન! એ મુનિને ઝટ રજા આપો પછી મત્રીએ તેમને વિદાય કર્યા, એટલે મુનિ પોતાને સ્થાનકે ગયા

પછી રાજાએ ચાર્દવિદ્યાના પાર પામેલા નારાયણનામના દિગબરબ્રાહ્મણને બોલાવ્યો, તે બ્રાહ્મણ પણ આવ્યો અને બોલ્યો -

कमलासणो वेअमुहो, चउरवणो पउमगब्भसमवण्णो ॥
सचराचरविस्सप्पिआ, पयावई जयइ जयपम्हो ॥ १ ॥

ભાવાર્થ —કમળના આસનવાળા, વેદ છે મુખમા જેને એવા, ચાર મુખવાળા, કમળના મધ્ય ભાગના સરખા વર્ણવાળા, સચરાચર વિશ્વના પિતા, પ્રજાના પતિ અને જયના પડહરૂપ બ્રહ્મા જયવતા વર્તે છ

આ પ્રમાણે કહેતા એવા બ્રાહ્મણને નમસ્કાર કરી રાજાએ આસન ઉપર બેસાર્યા પછી મત્રીએ કહ્યુ "મહારાજ! જ્ઞાનબળથી ચોરને શોધી આપો ત્યારે બ્રાહ્મણે કહ્યુ "મત્રીરાજ! મ્હારી પાસે મત્ર છે તેથી જાણીને હુ આપને કહીશ પછી રાજાએ સન્માન કરેલ બ્રાહ્મણ પોતાને સ્થાનકે ગયો

હવે સહસ્રમલ્લ પોતાની માના મુખથી આ સમાચાર સાભળી બહુના વેર લઈ નારાયણબ્રાહ્મણની પાસે ગયો તેવારે નારાયણે પૂછ્યુ —"તુ કોણ છુ અને કયાથી આવ્યો છુ ?" ત્યારે સહસ્રમલ્લે કહ્યુ "હુ સાવત્થીનગરીથી અહિં આવ્યો છુ, માણસોના મુખથી તમને વેદના પાર પામેલા જાણી તમારી,પાસે વેદ

ભણવા આવ્યો છું." પછી નારાયણબ્રાહ્મણે તેને ભોજન કરાવીને કહ્યું. "ત્હારે અહિંથી બીજે ક્યાંઇ પણ ન જવું, અહિંજ રહેવું." પછી રાત પડી એટલે બ્રાહ્મણે કહ્યું. "મ્હારા ઘરમાં સુઇ રહે." એટલે સહસ્રમલ્લે પગમાં પડી "આપનો મ્હોટો પસાય." એમ કહી ઘરની અંદર જઇ સૂતો અને નારાયણબ્રાહ્મણ "હું એકાંતમાં બેશી જાપ કરૂં છું." એમ કહી જાપ કરવા લાગ્યો. ઘરનાં સૌ માણસો સુઇ ગયાં એટલે સહસ્રમલ્લ ઘરમાંથી સારસાર વસ્તુ લઈ નાશી ગયો. સવારે ઘરનાં માણસોએ ખાતર પડેલું જોઇ કોળાહળ કરવા માંડ્યો. નારાયણે પણ પોતાના ઘરમાં ખાતર પડેલું જાણી તે વાત રાજાને કહી, એટલે રાજાએ તેને પણ વિદાય કર્યો.

પછી રાજાએ મહાદેવના સેવક એવા શિવધર્મા નામના બ્રાહ્મણને બોલાવ્યો.

केलासकयनिवासं एगगवं चंदसे हयं सुहयं ॥
गंगा गोरसमागय पमुइ अमुमं सिवं नमामि ॥ १ ॥

ભાવાર્થ:—કૈલાસઉપર વસનારા, એક પોઠીયાવાળા, સુખે કરીને કપાળમાં ચંદ્રને ધારણ કરનારા, ગંગા અને ગૌરીના સમાગમથી હર્ષિત એવા શિવને નમસ્કાર કરીએ છીએ.

આ પ્રમાણે કહી બ્રાહ્મણ ઉભો રહ્યો, એટલે રાજાએ નમસ્કાર કરી આસન આપ્યું. બ્રાહ્મણ તેના ઉપર બેઠો, પછી મંત્રીએ કહ્યું. "મહારાજ! જ્ઞાનબળથી ચોરને શોધી આપો." ત્યારે શિવધર્માએ કહ્યું. સવારે જ્ઞાનબળથી જાણીને કહીશ. પછી રાજાએ સન્માન આપી તેમને રજા આપી, એટલે શિવધર્મા પોતાને સ્થાનકે ગયો.

પછી નગરની સ્ત્રીઓના મુખથી સહસ્રમલ્લની માએ આ સઘળી સાંભળી તે વાત સહસ્રમલ્લને કહી, એટલે સહસ્રમલ્લ નવીનવેષ ધારણ કરી શિવધર્મઆચાર્યની પાસે ગયો; ત્યાં તેણે "ॐ नमः शिवाय" એમ કહી હાથ જોડીને કહ્યું:-"ભગવન્! આજે હું શિવધર્મને યોગ્ય થાઉં છું, માટે મને દીક્ષા આપો. તે-

વારે ગુરૂએ પોતાના શિષ્યોની અનુમતી પૂછી, ત્યારે શિષ્યોએ કહ્યુ "ભગવન્' એને દીક્ષા આપો કારણ કર્મની ગતિ વિચિત્ર છે" પછી ગુરૂ દીક્ષા આપી રાત્રીએ એકાંતમા મંત્રજપ કરવા લાગ્યા, અને મંડળી શિષ્યો ઉંઘી ગયા ત્યારે સારસાર વસ્તુ લઇ તે સહસ્રમલ્લ નાશી ગયો ત્યારે પોતાના સ્થાનમા ખાતર પડેલુ જાણી શિવભૂતિએ રાજાની પાસે જઇ કહ્યુ કે–"હે રાજન્' હુ પણ ચોરથી ઠગાયો છુ" એમ કહી સર્વ વાત કહી, તેથી રાજાએ તેને પણ રજા આપી

પછી મંત્રીએ મઠિઆો નામના આચાર્યને બોલાવ્યો, તે આવ્યો એટલે રાજાએ નમસ્કાર કરી આસન આપી બેસાર્યો, પછી મંત્રીએ કહ્યુ 'ભગવન્! જ્ઞાનબળથી ચોરને શોધી કાઢો" ત્યારે મઠિઆએ કહ્યુ 'હુ ચોરને થોડા વખતમા શોધી આપીશ" પછી રાજાએ સન્માન કરવાથી તે પોતાને સ્થાનકે ગયો

આ વાતની સહસ્રમલ્લને ખબર પડી તેથી તે બૌદ્ધશ્રાવકનો વેષ લઇ મઠિઆો પાસે ગયો અને વંદના કરી તેમની આગળ બેઠો પછી આચાર્યે પૂછ્યુ –'હે શ્રાવક! તમે કયાંથી આવો છો?" ત્યારે સહસ્રમલ્લે કહ્યુ 'ભગવન્' હુ દક્ષિણદિશા તરફથી આવુ છુ મહારાજ! મ્હારી એક વિનતી સાંભળો મ્હારે આજે સાધુઓને ભોજન આપવુ છે માટે કૃપા કરો" પછી આચાર્યે તે કબૂલ કર્યું એટલે તેણે નગરમાંથી લાડવા, ખાજા, જલેબી, ઘેબર વિગેરે લાવી સર્વે સાધુઓને જમાડ્યા આથી સાધુઓ તે કપટીશ્રાવકઉપર પ્રસન્ન થયા પછી રાત્રીએ આચાર્ય જપ કરવા ગયા એટલે શિષ્યોએ આ શ્રાવકને પૂછ્યુ –"આજે તમારે કયા સુવુ છે?" ત્યારે સહસ્રમલ્લે કહ્યુ "આજે આપના પગની પાસે સૂઇ રહીશ" શિષ્યોએ હા કહી પછી સર્વે સુઇ ગયા એટલે સહસ્રમલ્લ તેમનુ સઘળુ લઇ પોતાને ઘરે ગયો સવારે પોતાના સ્થાનમા ખાતર પડેલુ જોઇ સર્વે સાધુઓએ ખેદ પામી આચાર્યને કહ્યુ મઠિઆોઆચાર્ય પણ ઠગાયા પછી રાજા પાસે જઇ સર્વ વાત કહી તેથી રાજાએ તેને પણ વિદાય કર્યો

પછી મંત્રીએ કપીલભટ્ટ એવા પરમહંસ નામના આચાર્ય

ઈને બોલાવ્યા. આચાર્ય આવ્યા એટલે તેમને આદરસત્કાર આપી મંત્રીએ કહ્યું. "હે ભગવન્! ચોર પ્રગટ કરી આપો." ત્યારે આચાર્યે કહ્યું, "સવારે કહીશ." એમ કહી તે પોતાને સ્થાનકે ગયા.

આ વાત સહસ્સમલ્લે સાંભળી એટલે તે કુલપુત્રનો વેષ લઇ પરમહંસ પાસે ગયો, ત્યાં તેણે સોનાના ફુલથી ગુરૂના પગ પૂજી નમસ્કાર કરીને કહ્યું:-"હે ભગવન્! ધ્યાનનું સ્વરૂપ કહો, તે પ્રમાણે હું કરીશ." ત્યારે ગુરૂએ કહ્યું. "હંસ નામનો મ્હારો શિષ્ય છે તેની પાસે તું પ્રથમ અભ્યાસ કર." પછી સહસ્સમલ્લ શિષ્ય પાસે ગયો. તેવારે શિષ્યે કહ્યું. "ધ્યાનનો અભ્યાસ રાત્રીએ થાય છે." સહસ્સમલ્લે કહ્યું "બહુ સારૂં." પછી રાત પડી એટલે ગુરૂ એકાંતમાં જપ કરવા ગયા અને હંસે સહસ્સમલ્લને ધ્યાનનો કાંઈ લેશમાત્ર ઉપદેશ કહ્યો. પછી સર્વે સૂઇ ગયા એટલે ચોર સહસ્સમલ્લ સર્વ વસ્તુ લઈ નાશી ગયો. સવારે પોતાના આશ્રમમાં ખાતર પડેલું જાણી શિષ્યોએ ગુરૂને કહ્યું. આચાર્યે પણ રાજાની પાસે જઇ કહ્યું કે:-"હે રાજન્! તે ચોર અમને પણ ઠગી ગયો છે." ત્યારે મંત્રીએ કહ્યું. "મહારાજ! આપ આપને સ્થાને પધારો."

પછી રાજાએ ભૂતવાદી એવા સુરપ્રિયપાખંડિને બોલાવ્યો, તે આવ્યો એટલે રાજાએ કહ્યું:-"આપનો સદ્ભાવ પ્રગટ કહો." ત્યારે તે પાખંડિએ કહ્યું. "હે રાજન્! પુણ્ય નથી, પાપ નથી, જીવ નથી, દેવલોક નથી અને મોક્ષ પણ નથી. આ અમારો મત છે." પછી મંત્રીએ કહ્યું:-"ભગવન્! ચોરને પ્રગટ કરી આપો." તેવારે તેણે કહ્યું:-"હું મ્હારા જ્ઞાનબળથી પ્રભાતે નિશ્ચય કરીને કહીશ." પછી રાજાએ રજા આપી એટલે તે પોતાને સ્થાનકે ગયો.

સહસ્સમલ્લે આ સમાચાર સાંભળ્યા એટલે તે એક ઉત્તમ રૂપવાળી વેશ્યા પાસે ગયો અને કપુરવાળુ પાનબીડું આપી કહેવા લાગ્યો.-"હે વેશ્યા! જો તું મ્હારૂં કામ કરે તો હું તને દશ સોનામ્હોરો આપીશ." ત્યારે વેશ્યાએ કહ્યું:-"અવશ્ય કરીશ." પછી સહસ્સમલ્લે કહ્યું. "જો એમ છે તો હું તને જે કહું તેનો ઉત્તર ન આપતાં ત્હારે સાંભળ્યા કરવું." વેશ્યાએ તે





ખૂન કર્યું પછી વેશ્યાને સાથે લઇ સહસ્રમલ્લ સુરપ્રિયપાખંડિની પાસે ગયો, ત્યા તેને નમસ્કાર કરીને કહ્યુ "ભગવન્! આ મ્હારી બ્હેન છે, તે આપના હાથથી દિક્ષા લેવાની ઇચ્છા કરે છે" ત્યારે સુરપ્રિયપાખંડિએ કહ્યુ—" તે યોગ્ય છે, પરતુ અમારો દિક્ષાનો આચાર એવો છે કે પહેલી દિક્ષામા પશુને હણવુ પડે છે, મદ્યપાન કરવુ પડે છે, અમારી સાથે એક પાત્રમા ભોજન કરવુ પડે છે, અમારા ઉપર પોતાના પતિના જેવી બુદ્ધિ રાખવી પડે છે. ત્યારે સહસ્રમલ્લે કહ્યુ "આ મ્હારી બ્હેન તે સઘળુ કરશે" પછી સહસ્રમલ્લે સર્વ વિધિ કરી રાત્રિએ સુરપ્રિયપાખંડિએ કહ્યુ "આ ત્હારી બ્હેનની સાથે કાંઇ કારણને લીધે અમારે એકાતમા સૂવુ પડશે, માટે આ ત્હારી બ્હેન મ્હારા શિષ્યો સાથે મદ્યપાન કરે" ત્યારે ધુર્ત સહસ્રમલ્લે કહ્યુ "જેમ ગુરૂ કહે તેમ." પછી સર્વે શિષ્યોએ તે વેશ્યાસહિત મદ્યપાન કર્યું બહુ મદ્યપાન કરવાથી સર્વ વિકલ બની ગયા, ભાન ભુલી જવાને લીધે લુગડા પૃથ્વીઉપર પડી ગયા. સહસ્રમલ્લ આવી વ્યવસ્થા જોઇ આશ્રમમા જે કાંઇ હતુ તે લઇ અને જે કાંઇ ખોટુ કામ કરવાનુ હતુ તે કરી નાશી ગયો સવારે મદ્યનો નીશો ઉતર્યો એટલે રાત્રીએ પરસ્પર જે કાંઇ ખોટુ કામ કર્યું હતુ તે જોઇ લજ્જા પામતા છતા આશ્રમમા પડેલી વેશ્યાને પૂછવા લાગ્યા "એ ત્હારો ભાઇ હતો?" ત્યારે વેશ્યાએ કહ્યુ "મ્હારે ભાઈ નથી. હાય હાય મને કોઇ ધુતારો ઠગાને નાશી ગયો પછી સુરપ્રિયપાખંડિએ રાજાની પાસે જઇને કહ્યુ "હે રાજન્! મ્હારા આશ્રમમા ખાતર પડયુ છે, તેમ મ્હારા શિષ્યોને પણ કાંઇની ચકાર્ય કરી કોઇ નાશી ગયો છે" પછી રાજાએ મ નીને આજ્ઞા કરી તેને વિદાય ર્ક્યો સુરપ્રિયપાખંડિ પણ પોતાને આશ્રમે ગયો

આ પ્રમાણે તે સહસ્રમલ્લચોરે છ દર્શનિઓને માનભંગ કર્યા, થોડા દિવસમા તેણે સર્વ નગરને લુટી લીધુ, એવુ કોઇ રાજમંદિર કે દેવમંદિર પણ નહોતુ રહ્યુ કે જેમા તે ધુતારાએ ખાતર ન પાડયુ હોય વળી નિરતર બહુ જીવોની હિંસા કરતા છતા ઇચ્છા પ્રમાણે પરસ્ત્રીઓની સાથે ક્રીડા કરતો હતો, તથા નિ





રંતર તિર્યંચ અને નરકગતિ પ્રાપ્ત થાય તેવાં કામો કર્યા કરતો હતો; આથી રાજા બહુ ચિંતા કરવા લાગ્યો અને સર્વે મંત્રીઓ પણ બુદ્ધિ વિનાના થઇ ગયા. આવી રીતે કેટલોક સમય ગયો, પરંતુ તે ગુઢમાયાવીને કોઇ ઓળખી શક્યું નહીં.

એક દિવસ તે કોશાંબીનગરીના ઉદ્યાનમાં વિશુદ્ધ નામના કોઇ કેવળી સમવસર્યા. તેવારે રાજા સર્વે નગરવાસીલોકો તેમને વંદના કરવા ગયા. સહસ્રમલ્લ પણ જુદો વેષ લઇ ત્યાં ગયો. પછી કેવળીભગવાને સર્વ જીવોની રક્ષા કરવારૂપ ધર્મદેશના આપી કે:-"જે પુરૂષ બીજા જીવોની હિંસા કરે છે, જૂઠું વચન બોલે છે, પારકું ધન ચોરે છે અને પરસ્રીઓને સેવે છે, તેમજ જે મહા આરંભ કરે છે તે પુરૂષ મૃત્યુ પામી મહા નરકમાં જાય છે, અને ત્યાં ગાઢવેદના ભોગવે છે." કેવળીની આવી ધર્મદેશના સાંભળી સહસ્રમલ્લચોર વિચાર કરવા લાગ્યો -"હાય હાય! ધિક્કાર છે! ધિક્કાર છે!? આ સઘળાં કર્મો મેં કર્યાં છે, હું નરકનાં દુઃખો શી રીતે સહન કરી શકીશ? મને પાપથી બચાવનાર આ મુનિરાજ છે, માટે હું એમના ચરણનું શરણ લઉં.' આ પ્રમાણે સહસ્રમલ્લ વિચાર કરતો હતો, એવામાં નગરીના લોક ધર્મદેશના સાંભળી પોતપોતાને ઘેર ગયા. પછી સહસ્રમલ્લે સંસારથી ઉદ્વેગ પામી કેવળીને કહ્યું. "હે ભગવન્! તેવું એકે કુકર્મ બાકી નથી કે જે મે નહીં કર્યું હોય. હમણાં તમારા ઉપદેશથી હું સંસારથી ઉદ્વેગ પામ્યો છું, માટે જો હું જિનદિક્ષાને યોગ્ય હોઉં તો મને દિક્ષા આપો." ત્યારે કેવળીએ કહ્યુ. "હે સુંદર! તુ પ્રતિબંધ ન કર, યોગશુદ્ધિ કરી પોતાના આત્માને પવિત્ર કર." પછી સહસ્રમલ્લે કહ્યું. "હે ભગવન્! મ્હારા ઉપર રાજા ક્રોધ પામેલો છે, માટે બીજે કોઇ સ્થાનકે જઇ મને દીક્ષા આપો." કેવળીએ કહ્યું. "હે ભદ્ર! તું ભય ન પામ. પ્રભાતે ત્હારે અહિં મ્હારી પાસે આવવું, રાજા પણ અહિં આવશે, તે વખતે ત્હારૂં સર્વ સારૂં થશે."

પછી પ્રભાત થયો એટલે નગરવાસી લોકોસહિત રાજા ફરી કેવળીને વંદના કરવા માટે ત્યાં આવ્યો, સહસ્રમલ્લ પણ ત્યાં આવી કેવળીની પાસે બેઠો. પછી કેવળીએ દેશનાનો આરંભ

કર્યો, અને રાજા - સર્વ લોકોના ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળના સન્દેહો ભાગ્યા પછી રાજાએ કેવળીને પૂછ્યું 'હે ભગવન્! તે ચોર કોણ છે?' ત્યારે કેવળીએ કહ્યું 'હે રાજન્! તમના ત્હારે ડાબે પડખે બેઠો છે, પરંતુ હે મહારાજ! હવે ત્હારે એના ઉપર ક્રોધ કરવો નહીં, કારણ કર્મ કરવાથી એવું મનપાપ કર્યું છે એવું મન કુમેરૂપર્વતને કાપી નાખનાર ચારિત્રમા ચોટેલું છે, તો મોક્ષમાં જવા તૈયાર થએલા એ પુરૂષને તું સહાય કર' રાજાએ કહ્યું "હે ભગવન્! આપ મને જે આજ્ઞા કરશો તે હું નિશ્ચે કરીશ" પછી રાજાસહિત સહસ્રમલ્લ પોતાને ઘેર ગયો, ત્યાંથી મ્હોટા ઉત્સવસહિત પોતાની મા અને રાજાને સાથે લઈ ફરી કેવળી પાસે આવી તેણે દીક્ષા લીધી પછી તેણે કેવળીની પાસે એવો અભિગ્રહ લીધો કે "હે ભગવન્! આજથી જાવજ્જીવપર્યંત મ્હારે માસે માસે પારણું કરવું તે આપની આજ્ઞાથી થાઓ" તે વખતે ઘણા લોકોએ તેના બહુ વખાણ કર્યા સહસ્રમલ્લ પણ એ પ્રકારની શિક્ષા લઈ અનુક્રમે જિતેન્દ્રિય થયો એક માસે, બે માસે, ત્રણ માસે, એમ અનુક્રમે તેણે છ માસે પારણું કર્યું આવી રીતે તપ કરતા એવા તેણે દુર્ગતિના કારણ એવા કર્મો ક્ષય કરી નાખ્યો વળી એવા શુભધ્યાનથી તેના કર્મરૂપ ઇંધન (લાકડા) બળી ગયા અને લોકાલોકને પ્રકાશ કરનારૂં કેવળજ્ઞાન ઉત્પન્ન થયું તે વખતે દેવતાઓએ ત્યાં આવી કેવળીમહોત્સવ કર્યો, સોનાનું સિંહાસન રચ્યું, તે સિંહાસનઉપર બેઠા કેવળીએ ધર્મદેશના આપી પછી સહસ્રમલ્લમુનિરાજ પૃથ્વીઉપર વિહાર કરી અનુક્રમે યોગનો નિરોધ કરી છેવટ સંલેખના કરીને મુક્તિ પામ્યા

શ્રી વર્દ્ધમાનસ્વામી ચુલ્લણીપિતાદિ શ્રાવકને કહે છે કે અહો! ઘોરકર્મનો કરનાર સહસ્રમલ્લ પણ જિનધર્મથી ઉદ્ધાર પામ્યો, માટે હે ભવ્ય જનો! તમે પણ ભાવથી જિનધર્મનું આરાધન કરો.

ઇતિ સહસ્રમલ્લની કથા

શ્રી વર્દ્ધમાનસ્વામીનો આવો ધર્મોપદેશ સાંભળી ચુલ્લણીપિતાશ્રાવકે આણંદશ્રાવકની પેઠે સમ્યક્ત્વસહિત શ્રાવકધર્મ આદર્યો. પછી પોતાના આત્માને ધન્ય અને કૃતાર્થ માનતો એવો તે ચુલ્લણીપિતા પોતાને ઘેર ગયો અને સ્ત્રીને કહેવા લાગ્યો કેઃ-“ હે પ્રિયા! પૂર્વે ક્યારે પણ ન પ્રાપ્ત થએલો એવો શ્રાવકધર્મ આજે મને પ્રાપ્ત થયો, માટે તું પણ જિનેશ્વર પાસે જઇ શ્રાવકધર્મ પામ.” પછી શ્યામાએ શ્રી વીરપ્રભુ પાસે જઇ શ્રાવકધર્મ લીધો અને પ્રભુને વંદના કરી પોતાને ઘેર આવી. શ્રાવકધર્મ પાળતાં અનુક્રમે ચૌદ વર્ષ ગયાં એટલે ચુલ્લણીપિતા વિચાર કરવા લાગ્યો કે, “મેં આ કુટુંબનો ભાર આટલા વર્ષસુધી ઉપાડયો, હવે હું પડિમારૂપ શ્રાવકધર્મ કરૂં. કહ્યું છે કે —

कालक्षेपो न कर्तव्यो, आयुर्याति दिने दिने ॥
न करोति यमः क्षांतिं, धर्मस्य त्वरिता गतिः ॥१॥

ભાવાર્થઃ—કાળ ગુમાવવો નહીં, કારણ આયુષ્ય દિવસે દિવસે ચાલ્યું જાય છે; તેમજ યમરાજ ક્ષમા કરતો નથી. વળી ધર્મની ગતિ વેગવાળી છે.

પછી ચુલ્લણીપિતાએ પૌષધશાળામાં જઈ ભાવથી સર્વ પડિમા વહન કરી. એક દિવસ કોઇ દેવતા અર્ધરાત્રીએ હાથમાં તરવાર લઇ ત્યાં આવ્યો અને કહેવા લાગ્યો કેઃ-“ અરે ચુલ્લણીપિતા! જો તું શ્રાવકધર્મને નહિં ત્યજી દે અને પૌષધવ્રતને નહિં ભાગે તો હું ત્હારા મ્હોટા પુત્રને ઘરમાંથી અહિં લાવી મારી નાંખીશ, અને તેના માંસના ત્રણ શૂળા કરી ઉના તેલની ભરેલી કડાઇમાં પકવીશ; તેમજ તેનું માંસ અને લોહી ત્હારા શરીરઉપર છાંટીશ. પછી આર્તધ્યાનથી અકાળે મૃત્યુ પામેલો તું દુઃખી થઇશ.” દેવતાનાં આવાં વચન સાંભળ્યા છતાં પણ ચુલ્લણીપિતા નિર્ભયપણે બેટો હતો; તેવામાં દેવતાએ તેને એજ પ્રમાણે બે ત્રણ વાર ફરી ફરીને કહ્યું. છેવટ દેવતા તેનું ધર્મને વિષે દૃઢચિત્ત જાણીને ક્રોધથી ભયંકરરૂપ લઇ તેના પુત્રને ઘરમાંથી ત્યાં લઇ આવ્યો, અને તેને મારી નાંખી તેના માંસના ત્રણ શૂળો બનાવી ધગધગતા તેલમાં પકવ્યા; તેમજ માંસ અને લોહીનો ચુલ્લણીપિતા

ના શરીરે લેપ કર્યો આ પ્રમાણે ઘોરઉપસર્ગ કર્યો તોપણ ધૈર્યવંત એવો તે ધર્મધ્યાનથી જરાપણ ચળ્યો નહીં દેવતાએ ફરી ફરી તેના બીજા, ત્રીજા અને ચોથા એમ ચારે પુત્રોને મારી તેમના માંસ અને લોહીથી ચુલણીપિતાના શરીરઉપર અભિષેક કર્યો, આવો ઘોરઉપસર્ગ કર્યા છતા તે ધર્મધ્યાનથી ચળ્યો નહી, પણ વધારે વધારે ધર્મધ્યાન કરવા લાગ્યો

દેવતાએ ફરી કહ્યુ -"અરે પાપી! જો તુ પૌષધવ્રતને નહિ ત્યજી દે, તો હુ દેવગુરૂસમાન ત્હારી માતા ભદ્રાને અહિં ત્હારી આગળ મારી નાખીશ, અને તેના લોહી માંસથી ત્હારા શરીરને સિંચન કરીશ, તેથી તુ આર્તધ્યાનમા પડી દુર્ગતિ પામીશ" દેવતાએ આવી રીતે કહ્યુ તોપણ તે ધર્મધ્યાનથી ચળ્યો નહી. બીજીવાર ત્રીજીવાર કહ્યુ એટલે ચુલણીપિતા મનમા વિચાર કરવા લાગ્યો કે, "આ પુરૂષ અનાર્ય છે તેથી તે અયોગ્ય કામ કરશે. જે પાપીએ મ્હારા મ્હોટા પુત્રને મારી તેના માંસ અને લોહીથી મ્હારા શરીરને લેપ કર્યો, એવી રીતે તેણે મ્હારા બીજા, ત્રીજા અને ચોથા પુત્રને પણ મારી નાખ્યા છે. હવે તે દુષ્ટ દેવગુરૂસમાન મ્હારી માતાને મારશે, માટે હુ તેને પકડી લઉં." આ પ્રમાણે વિચાર કરતો બેઠો છે તેવામા દેવતાએ માતા ભદ્રાને તેની આગળ લાવી જેટલામા મારી નાખવાની તૈયારી કરી તેટલામા ચુલણીપિતા તેને પકડવા માટે દોડયો, એટલે દેવતા તુરત વિજળીની પેઠે આકાશમા ઉડી ગયો ચુલણીપિતા કોલાહલ કરતો તેની પાછળ દોડવા લાગ્યો, તેનો કોલાહલ સાભળી ભદ્રા માતા ઘરમાથી ત્યા આવી અને પૂછવા લાગી કે -"અરે પુત્ર! તુ કેમ કોલાહલ કરે છે?" તેવારે ચુલણીપિતાએ માતા આગળ સર્વ વાત કહી, એટલે માતાએ કહ્યુ -"હે પુત્ર! કોઇ દેવ, દાનવ, ભૂત, રાક્ષસ, તને ઉપસર્ગ કરતો હશે, ત્હારા ચારે પુત્રો ઘરમા સુખે સૂતા છે, તુ એને દેવતાનો ઉપસર્ગ જાણ અરે પુત્ર! તે વ્રત અને પૌષધ ભાગ્યો માટે ગુરૂ પાસે જઇ આલોચના લે"

માતાના આવા વચન સાભળી ચુલણીપિતાએ ગુરૂ પાસે જઇ આલોચના લઇ તપ આરંભ્યુ અનુક્રમે આનંદશ્રાવકની પેઠે

અગીયાર પડિમા વહી, છેવટ સંલેખના કરી, સર્વ જીવોને ખમાવી, અનશન લઇ શુભધ્યાનથી મૃત્યુ પામી તે ચુલણીપિતાશ્રાવક સૌધર્મદેવલોકમાં અરૂણપ્રભવિમાનમાં ચારપલ્યોપમના આયુષ્યવાળો દેવતા થયો.

શ્રી ગૌતમસ્વામીએ શ્રી વર્દ્ધમાનસ્વામીને પૂછ્યું-"હે ભગવન્! ચુલણીપિતા તે દેવલોકથી ચવીને કઈ ગતિ પામશે?" તે વારે પ્રભુએ કહ્યુઃ-"હે ગૌતમ! ચુલણીપિતા દેવલોકથી મહાવિદેહક્ષેત્રમાં ચવી ત્યાંથી સિદ્ધિપદ પામશે.

શ્રી સુધર્માસ્વામીના મુળકમળથી ચુલણીપિતાનું અદ્દ્ભુત ચરિત્ર સાંભળી સંવેગ પામેલા જંબૂસ્વામીએ શ્રી વીરપ્રભુને નમસ્કાર કર્યો.

ઇતિ ચુલણીપિતાનું ચરિત્ર.

---

ઇતિ શ્રી રત્નલાભગણીના શિષ્ય રાજકીર્તિમુનિએ ગદ્યબંધ રચેલી વર્દ્ધમાનદેશનામાં ચુલણીપિતાને પ્રતિબોધ નામનો ત્રીજો ઉલ્લાસ સંપુર્ણ થયો.



# ઉલ્લાસ ચોથો.

## सूरादेव चरित्र.

હવે શ્રી સુધર્માસ્વામી શ્રી જંબૂસ્વામીને સૂરદેવ નામના ચોથા શ્રાવકનુ ચરિત્ર કહે છે

આ જબૂદ્વીપના ભરતક્ષેત્રને વિષે વાણારસી નામની નગરી છે, ત્યા મનોહર સુપ્રિય નામના યક્ષનુ ચૈત્ય છે, તે નગરીમા જિતશત્રુ નામનો રાજા રાજ્ય કરતો હતો, ત્યા સૂરાદેવ નામનો શેઠ રહેતો હતો, તેને ધના નામની સ્ત્રી હતી સૂરાદેવશેઠ બહુ ધનવત હતો, તેને વેપારમા છક્રોડ સોનામ્હોરો હતી, પૃથ્વીમા નિધાનરૂપે પણ છક્રોડ સોનામ્હોરો હતી, તેના ઘરે ગાયોના છ ગોકુળ હતા એવી રીતે સૂરાદેવશેઠ મ્હોટી સમૃદ્ધિવાળો તેમજ રાજાને બહુ માનીતો હતો.

એક દિવસ શ્રી વર્દ્ધમાનસ્વામી કુષ્ટકચૈત્યને વિષે સમવસર્યા, તેવારે દેવતાઓએ સમવસરણ રચ્યુ, ત્યા બાર પર્ષદાઓ એકઠી થઈ. પ્રભુને સમવસર્યા જાણી સૂરદેવ વદના કરવા ગયો, ત્યા તે ત્રણ પ્રદક્ષિણાપૂર્વક વદના કરી યોગ્યઆસને બેઠો પછી શ્રી વર્દ્ધમાનસ્વામીએ ધર્મદેશના આપી કે-" હે ભવ્યજનો! તમે સર્વ પ્રકારના આદરથી ધર્મ કરો કારણ કે ધર્મથી જીવ સસારમા સુખી થાય છે સુખની ઇચ્છાવાળા માણસે ધર્મ કરવામા આળસ્ય કરવી નહીં, સસારસમુદ્રમા પડેલા જીવો ધર્મથી ઉદ્ધારપામી શ્રિષ્ટની પેઠે સુખી થાય છે " તેવારે સૂરદેવે પૂછ્યુ -" હે ભગવન્! તે શ્રિષ્ટ કોણ હતો? અને તે સસારસમુદ્ર તરી સુખસ્થાનને શી રીતે પામ્યો?" ત્યારે શ્રી મહાવીરપ્રભુએ કહ્યુ -" હે સૂરાદેવ! મહા આશ્ચર્યકારી એવા તે શ્રિષ્ટના ચરિત્રને સાવધાન મનથી સાભળ —

## જિનધર્મની આરાધના ઉપર.
## ધિષ્ટકની કથા.

આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રને વિષે અવંતિ નામે દેશ છે, તેમાં ધારાપુરી નામની નગરી છે, ત્યાં સૂર નામનો ધનવંત રાજપુત્ર રહેતો હતો, તેને અતિ ઉગ્ર અને કડવું બોલનારી ચતુરા નામની સ્ત્રી હતી, તે હમેશાં પોતાના પતિને કડવાં વચનથી દુઃખ દેતી હતી, તેથી સૂર મનમાં વિચાર કરવા લાગ્યો કે:-"આ દુષ્ટ સ્ત્રીની સાથે મ્હારે શું પ્રયોજન છે? કારણ પુરૂષ દુષ્ટસ્ત્રીને અને વિઘ્ન કરનારી વિદ્યાને ત્યજી દે છે." આ પ્રમાણે વિચાર કરી તે બીજી સ્ત્રીની શોધ કરવા લાગ્યો. ગામ અને નગરમાં નિરંતર શોધ કરતો એવો તેને અવંતીમાં રહેનારી કોઇએક વૃદ્ધડોશીની પુત્રીની ખબર પડી, તેથી તે ડોશી પાસે જઇને કહેવા લાગ્યો કે, "તમારી પુત્રીનું મ્હારી સાથે લગ્ન કરો." ત્યારે ડોશીએ કહ્યું. "મ્હારે તે એકની એક પુત્રી છે, તેણે વિના મ્હારી બીજી કાંઇ ગતિ નથી, માટે જો તું મને ત્હારે ઘેર તેડી જાય તો હું તને મ્હારી પુત્રી પરણાવું." સૂરે તે વાત કબૂલ કરી એટલે ડોશીએ પોતાની સુંદરી નામની પુત્રી તેને પરણાવી. સૂર ડોશીસહિત સુંદરીને પોતાના ઘરમાં લાવ્યો.

પછી ચતુરા શોકયભાવથી નિરતર પરસ્પર કલેશ કરવા લાગી એટલે સૂરે તેને બીજા ઘરમાં રાખી, તોપણ ચતુરા તેને ઘરે આવી ખરાબ ગાળો દઇ જાય અને કુકડીની પેઠે મત્સરથી કલેશ કરે. બન્ને શોકયો દાંતે દાંતથી, પાટુ પાટુથી, તમાચે તમાચાથી, ભ્રકુટીએ ભ્રકુટીથી અને માથાએ માથાથી યુદ્ધ કરતી હતી. પતિ સૂર એકનું સારૂં બોલે, અને બીજીને ગાળો દે. જેમ ચંદ્રને વિષે શિતળપણું, સૂર્યને વિષે તેજ, તલને વિષે તેલ અને પુષ્પને વિષે સુગંધી રહી છે, તેમ શોકયોમાં પણ પરસ્પર કલેશ રહેલો છે. પતિ વિગેરે તે બન્ને જણીઓને બહુ વારે તોપણ તેઓ શાંત થાય નહીં, પરંતુ અધિક અધિક કલેશ કર્યા કરે. પતિએ એક સ્ત્રીને બીજી શેરીમાં રાખી તોપણ યુદ્ધ બંધ થયું નહીં, છેવટે સૂરે વી




સ ગાઉત છે. એક ગામમા સુંદરીને તેની માસહિત રાખી પોતે ચતુરાને ઘરે રહેવા લાગ્યો

એક દિવસ મૂરે ચતુરાને કહ્યુ-"હુ સુંદરીને ઘેર જાઉછુ" ત્યારે ચતુરાએ કહ્યુ-"સ્વામી! હા તે સુંદરી તમારી સ્રી છે માટે ત્યા જઇ દાન, માન અને ભોગનડે કરીને તેને સંતોષ પમાડો" એમ કહી ચતુરા મનમા વિચાર કરવા લાગી, "જો તે ત્યા જશે તો નિશ્ચે ત્યાજ રહેશે, અને પછી તે મ્હારા હાથથી ગયોજ જાણવો." આવી રીતે વિચાર કરી ચતુરાએ કાચુ ચુર્ણ મેળવી લાડવા બનાવી પોતાના પતિને ભાતુ આપી વિદાય કર્યો. સૂર પણ હર્ષથી સુંદરીના ઘર તરફ ચાલ્યો, રસ્તે એક નદી આવી ત્યા તે બે મોઢુ ધોઇ ભાતુ ખાધુ, પછી તેને ઝાડો થવા લાગ્યો તેથી તે દોડતો દોડતો પાછો ચતુરાને ઘેર આવ્યો, ચતુરાએ તેને મજબૂત બાંધ્યો અને માર મારતા કહેવા લાગી-"કહે હવે સુંદરીને ઘરે જઇશ?" એમ કહી તેને મારી મારીને મૂવાજેવો કરી નાખીને પછી છોડ્યો શનીરે ઘણા ઘણા પાટા બાંધ્યા ત્યારે તે ધીમે ધીમે કેટલેક દિવસે સારો થયો. પછી એક મહિનો થયો એટલે ફરી સૂરે ચતુરાને કહ્યુ-"હુ સુંદરીને ઘેર જાઉં છુ, માટે ભાતુ કર" ચતુરાએ કહ્યુ "બહુ સારૂ કરી આપુ છુ" એમ કહી તેણે ખરાબ મંત્રેલો કરબ કરી આપ્યો, તે લઇ સૂર ચાલતો થયો અને ફરી તેજ નદીએ આવી પહોચ્યો, ત્યા તે જેટલામા ખાવા બેસે છે તેટલામા કોઇ જટાધારી સન્યાસી આવી પહોચ્યો તે સન્યાસીએ તેને કહ્યુ-"હે મહાભાગ! હુ બે દિવસનો ભુખ્યો છુ, માટે મને ખાવાનુ આપ" તેવારે સુરે તેને સઘળુ આપી દીધુ. સન્યાસીએ જેટલામા તે ખાધુ તેટલામા તે ગધેડો બની ગયો પછી તે ગધેડો ભૂકતો ભૂકતો ચતુરાના ઘરે આવ્યો. સુર પણ તેની પાછળ ઘેર આવ્યો અને "મ્હારી સ્રી એને શુ કરશે" એમ ધારી જોવા માટે કોઠીમા સતાઇ રહ્યો ચતુરાએ ગધેડાને દોરીવડે મજબૂત બાંધ્યો અને "હવે સુંદરીને ઘેર જઇશ?" એમ કહીને ચાબકવતી વારવાર મારવા લાગી ગધેડો બૂમો પાડવા લાગ્યો તેમ ચતુરા તેને "અરે! હવે સુંદરીના ઘરે જઇશ?" એ




મ તિરસ્કાર કરતી મારતી હતી. છેવટ મૃત્યુ પામવા જેવો થયો ત્યારે ચતુરાએ તેને જેટલામાં છોડી દીધો તેટલામાં તે માથે જટાવાળો, બે હાથમાં ડાક અને ડમરૂવાળો, અંગે ભસ્મ લગાવેલો સંન્યાસી થઇ ગયો. ચતુરા સંન્યાસીને જોઈ બહુ ખેદ પામી અને તેના પગમાં પડી. સન્યાસીએ કહ્યું. "હે મુગ્ધિ! એ વચન સત્ય થયું કે જે તે સાથવો ખાય તે બહુ વિટંબના સહન કરે." પછી ચતુરાએ સંન્યાસીને ખમાવી તથા બહુ ધન આપી વિદાય કર્યો. હવે ચતુરા મનમાં વિચાર કરવા લાગી કે:-"મ્હારૂં ચરિત્ર મ્હારા પતિએ જાણ્યું માટે કોઈ ઉપાયથી હું તેને મારી નાંખું; કારણ ભિન્નસ્નેહમાં સુખ કયાંથી હોય?" એમ વિચાર કરી તેણે સ્નાન કર્યું, ધોળાં લુગડાં પહેર્યાં, ગાયના છાણથી ભૂમિ ઉપર મંડલ કરી તેમાં નૈવેદ્ય મૂક્યું. ઘી, ગુગળ અને કરેણના ફુલવડે, અગ્નિમાં એક ચિત્તથી હોમ કરવા લાગી. તે વખતે એક રાક્ષસ સર્પરૂપે પ્રગટ થઇ તેને કહેવા લાગ્યો:-"હે ભોળી! તેં શામાટે મને સંભાર્યો હતો? હું ત્હારાઉપર પ્રસન્ન થયો છુ, માટે વરદાન માગ." ત્યારે દુષ્ટ એવી ચતુરાએ કહ્યું. "મ્હારો પતિ પરસ્ત્રીલપટ છે માટે તું તેને ભક્ષણ કરી જા અથવા તો મારી નાંખ." સર્પે કહ્યું. "ત્હારો પતિ છ માસને અંતે મૃત્યુ પામશે." પછી ચતુરાએ તેને રજા આપી એટલે તે ચાલ્યો ગયો.

આ સઘળી વાત કોઠીમાં સતાઇ રહેલા સુરે સાંભળી તથા દીઠી, તેથી તે વિચાર કરવા લાગ્યો કે, "અહો! સ્ત્રીઓનું ચરિત્ર બહુ ગહન હોય છે. ખરેખર આ સ્ત્રીએ મ્હારી વિટંબના કરી, તેણે મને ગધેડો બનાવવા કરંબ આપ્યો. સારૂ થયુ જે મેં તે ન ખાધો અને સંન્યાસીને આપ્યો. નિર્દયસ્ત્રીઓ એવુ કામ કરે છે કે જેને બ્રહ્મા કળી શકતા નથી, શંકર ધ્યાનથી જોઇ શકતા નથી અને વિષ્ણું જાણી શકતા નથી." આ પ્રમાણે વિચાર કરી સૂર જ્યાં સુંદરી રહેતી હતી તે હિંડપુરમાં ગયો; ત્યાં તે સુંદરીની સાથે નિરતર વિષયસુખ ભોગવતો હતો; પરતુ મનમાં ચતુરા તરફની બહુ શંકા રાખતો હતો. સુંદરી પણ સ્નેહનાં વચન, ગીત, હાસ્ય વિગેરેથી પતિને સંતોષ પમાડતી હતી, પણ સૂરને મરણની




ચિંતાથી તે કાંઈ સારૂ લાગતું નહોતું

એક દિવસ વૃદ્ધ સાસુએ તેને એકાંતમાં પૂછ્યું કે, "તમારે શી ચિંતા છે?" ત્યારે સૂરે કહ્યું -"હે માત! અસમર્થના આગળ દુઃખની વાત કેમ કહેવાય?" સાસુએ કહ્યું -'હે જમાઈ! મ્હારામાં સામર્થ્ય છે, રાગ જાણ્યા પછી તેનું ઔષધ કરાય છે" ત્યારે સૂરે કહ્યું 'છ માસ પછી સાપથી મારૂં મૃત્યુ છે" એટલું કહી તેણે સઘળી વાત કહી પછી સાસુએ કહ્યું -"હે પુત્ર! ભય ન પામો હું તમને અને મ્હારી પુત્રીને સુખ થાય તેમ કરીશ, માટે નિરંતર ભોગ ભોગવો અને શંકા ન રાખો" પછી સૂર તે સાસુના વચનથી કાંઈ શાંત થયો અને સુખે ભોગવવા લાગ્યો, પરંતુ મનમાં મરણના ભયથી શંકા પામતા એવા તેના દિવસો જતા હતા.

હવે માતા અને પુત્રી એમ બન્ને જણીઓએ ઘરના બારણાની ભીંત ઉપર જૂદા જૂદા બે મોર ચિતર્યા, જો કે તે મોર ચિતરેલા હતા તોપણ પ્રત્યક્ષ ઉડતા જેવા દેખાતા હતા તે મોરની માતા અને પુત્રી બન્ને જણા પવિત્ર થઈ હમેશાં પૂજા કરતા. એમ કરતાં કરતાં છ માસ ગયા

એક દિવસ સૂરે પોતાની સ્ત્રી સુંદરીને કહ્યું -"હે પ્રિયા! આજે મ્હારૂં મરણ થશે" ત્યારે સુંદરીએ કહ્યું, "સ્વામીનાથ! ભય ન પામો, અમારી શક્તિનું સામર્થ્ય જુઓ" સૂરે પ્રિયાના આવા વચનથી ધીરજ રાખી પછી ગાયના છાણથી સર્વ ઘર લીંપી વિશેષ શોભાયુક્ત કરી ઘરના મધ્યભાગમાં એક આસન નાખ્યું, તેના ઉપર સૂરને બેસાર્યો, અને માતા પુત્રી પવિત્ર થઈ, પવિત્ર વસ્ત્ર પહેરી હાથમાં ચોખા લઈ સામસામે જોતી જોતી ઉભી રહી, એવામાં એક કાળો સાપ ઘરમાં આવતો તેમણે દીઠો પછી માતા પુત્રી બન્ને જણીઓએ મંત્રેલા ચોખા પેલા બે મોર ઉપર નાખ્યા એટલે તે બન્ને મોરો ભીંતથી ઉતરી સર્પના બે કકડા કરી મુખમાં લઈ કેકારવ કરતા થકા આકાશમાં ઉડી ગયા આ જોઈ સૂર મનમાં વિસ્મય પામી વિચાર કરવા લાગ્યો -"અહો! માતા અને પુત્રીમાં કાંઈ મંત્રની અપૂર્વશક્તિ દેખાય છે" પછી તેણે મ્હોટો મ્હોટો ઉત્સવ કરવાપૂર્વક દુઃખી માણસોને દાન આપ્યું




અને પોતાનો નવો જન્મ માની મનુષ્યલોક સંબંધી સુખો ભોગવવા લાગ્યો.

એક દિવસ હિંરાલ ગામમાંથી કોઇ આવેલા માણસને ચતુરાએ પૂછ્યું કે, "હે ભાઇ! ત્યાં સુર શું કરે છે?" ત્યારે તે પુરૂષે ઉત્તર આપ્યો કે, "દાન આપતો એવો તે સુર સુખે રહે છે." તે પુરૂષનાં આવાં વચન સાંભળી ચતુરા મત્સરથી ધોળી બિલાડીનું રૂપ લઇ સુંદરીને ઘેર ગઇ; તેવારે ચતુર એવી સુંદરી અને તેની માએ પણ કાળી બિલાડીઓનું રૂપ લીધું. પછી કાળી બિલાડીઓ ધોળી બિલાડોની સાથે યુદ્ધ કરવા લાગી. પરસ્પર ઉચે ઉછળી ઉછળીને પૃથ્વીઉપર પડે અને મૂર્છા પામતી છતી ખરાબ શબ્દથી બૂમો પાડે. એમ યુદ્ધ કરતાં પરસ્પર એક બીજાને નખ અને દાંતના પ્રહાર કરે. પછી ધોળી બિલાડીરૂપ ચતુરા મંત્રના બળથી બન્ને કાળી બિલાડીઓને બહુ મારી અને જીતીને આકાશમાં જઇ નાચવા લાગી.

આ સર્વ ચરિત્ર જોઇ ભય પામેલા સુરે તેઓને પૂછ્યું. "તમે શામાટે યુદ્ધ કરોછો? અને આ ધોળી બિલાડી કોણ છે? તે તમારી સાથે શામાટે યુદ્ધ કરે છે? તે એકલીએ તમને બન્નેને પ્રહાર કરી શામાટે મરણ પામવા સરખા કરી નાંખ્યા? તમારે ને એને વૈરનું કારણ શું છે?" ત્યારે સુંદરીએ કહ્યું:-"હે સ્વામિન્! આ ચતુરા સિદ્ધાની ન્હાની બહેન છે, અમે પણ હમણાં વિદ્યાનો અભ્યાસ કર્યો છે, ચતુરા બહુ મંત્રોને જાણે છે, અમારામાં તેના જેવી મંત્રશક્તિ નથી, તે શોકયના વૈરથી અહિં આવી યુદ્ધ કરે છે" આ સર્વ વાત સાંભળી સુર વિચાર કરવા લાગ્યો:-"ધિક્કાર થાઓ! ધિક્કાર થાઓ!! મહા ક્રૂર ગ્રહવાળી શાકિણીઓના વશમાં હું પડેલો છું. હવે હું શું કરૂં? અને કયાં જાઉં?"

પછી એક માસે ફરી ચતુરા ધોળી બિલાડીનું રૂપ લઇ સુંદરીને ઘેર આવી, તેવારે સુંદરી અને તેની માતા બન્ને જણીઓએ કાળી બિલાડીઓનું રૂપ લીધું. પરસ્પર યુદ્ધ કરતાં ધોળી બિલાડી કાળી બિલાડીઓને જીર્ણ કરી નાશી ગઇ. તેથી સુરે સુંદરીને પૂછ્યું. "તે એકલી છતાં મારથી તમને બન્નેને કેમ

મ ણ પામના મરખી કરે છે ?" ત્યારે સુંદરીએ કહ્યુ "સ્વામી અમારી મનશક્તિ થોડી છે, માટે તે અમને મારથી મરણ પામ વા જેવી કરી નાખે છે હે સ્વામી ! તમારા સ્વાધિનમા એક કામ છે, જો તે તમો કરો તો હુ તમારો મ્હારા ઉપર સ્નેહ છે તે ખરૂ માનુ " તેવારે સુરે કહ્યુ "ભદ્રા ! કહે તે ત્હારૂ કામ હુ કરીશ " પછી સુંદરીએ કહ્યુ "જ્યારે ધોળી બિલાડી અહિ આવી અમારી સાથે યુદ્ધ કરે ત્યારે તમારે એમ બોલવુ કે, "હે કાળી બિલાડી ! તુ આ ધોળી બિલાડીને માર " આવી રીતે કહેશો એટલે અમને શક્તિ ઉત્પન્ન થશે, તેથી અમે તેને મારી નાખીશુ " એનામા ધોળી બિલાડી આવી, તેની સાથે બને કાળી બિલાડીઓ યુદ્ધ કરવા લાગી તેવારે સુરે કહ્યુ -"હે કાળી બિલાડી ! આ ધોળી બિલાડીને પકડ અને તેને ખાઇ જા." સુરે આટલુ કહ્યુ એટલે ધોળી બિલાડી પૃથ્વીઉપર પડી અને કાળી બને બિલાડીઓએ તેને ગળામા પકડી. ધોળી બિલાડીને મરણ પામતી જોઇ સુર મનમા વિચાર કરવા લાગ્યો "મ્હારા પવિત્ર વચનમાત્રથી આ ધોળી બિલાડી મરી જશે, માટે જો મ્હારા વચનથી આ બને કાળી બિલાડીઓ મરી જાય તો બહુ સારૂ થાય. વાવ. અવળુ બોલીને આશ્ચર્ય તો જોવુ " આવી રીતે વિચાર કરી તેણે પ્રગટ કહ્યુ "હે ધોળી બિલાડી ! આ બને કાળી બિલાડીઓને મારી નાખ " તેના આવા વચનથી ધોળી બિલાડીએ બને કાળી બિલાડીઓને મારી નાખી પછી સુર બહુ હર્ષ પામ્યો અને 'ઔષધ વિના મ્હારો રોગ ગયો." એમ વિચારી તે મરી ગએલી સ્ત્રીઓની ઉત્તરક્રિયા કર્યાવિના ત્યાથી ચાલી નિકળ્યો, અને જ્યા પોતાનો મ્હોટોભાઇ રહેતો હતો તે ગામમા આવ્યો આ વખતે તેનો ભાઇ બીજે કોઇ ગામ ગયો હતો, તેથી તે પોતાની મ્હોટીભાભીને પ્રણામ કરી ત્યા રહ્યો ભાભી દિયરની બહુ ભક્તિથી સેવા કરતી હતી

એક દિવસ મ્હોટા ભાઇની સ્ત્રી સુરના માથામા તેલ નાખી હાકસીવડે વાળ ઓળતી હતી, એવામા તેના ખેતરથી એક ખેડુને આવીને કહ્યુ -"હે માત ! આપણો મિઢ નામનો બળદ

મરી ગયો છે, હવે એક બળદ રહેલો છે, તેથી વખત જાય છે પણ એક બળદથી શું કામ થાય." ખેડુતનાં આવાં વચન સાંભળી કપટી એવી મ્હોટાભાઇની સ્ત્રીએ સુરના માથામાં કાંઇ ચુર્ણ નાંખી તેને બળદ બનાવી દીધો. પછી દોરીવતી બાંધી ખેડુતે તેને ખેતરમાં લઈ જઈ હળે જોડયો, તેથી તે બહુ દુઃખી અને દીન બની ગયો.

એક દિવસ તે બળદે નાથ તોડી નાંખી, તેથી તે પુરૂપ થઇ ગયો. પછી તે સુર નાશી જવા લાગ્યો. ખેડુત તેની પાછળ દોડ્યો, પણ સુર વેગથી નાશી ગયો. આગળ જતાં તેને તેનો મ્હોટોભાઇ સામો મળ્યો, તેણે સુરને જોઇ કહ્યું. "અરે ભાઇ! તું છિદ્રને લીધે જર્જરીતદેહવાળો કેમ થયો છે? તું ક્યાં જાયછે? અને ત્હારે શરીરે શું થયું છે? ચાલ મ્હારે ઘરે સુખેથી રહે." ત્યારે સુરે કહ્યું:-"હે ભાઈ! તું જા, ત્હારી સ્ત્રી પ્રત્યક્ષ શાકિની છે, તેણે મને બળદ બનાવી આજસુધી હળે જોડયો હતો. માટે હે ભાઇ! તું ત્હારે ઘેર જા, હું નહિ આવું. ઘર ઘરને વિષે શાકિની હોવાથી હમણાં તો મ્હારે વન એજ શરણ છે." એમ કહી તે આગળ ચાલ્યો અને કોઈ મ્હોટા અરણ્યમાં આવી પહોંચ્યો; ત્યાં તેણે છ પુરૂપોને ઘાસના ભારા લઇ જતા દીઠા, તેથી સુરે તેમની પાસે જઈ પૂછયું કે, "તમે આ માણસવિનાના અરણ્યમાં કોણ છો? તમારૂં શરીર મણિ, માણિક્ય અને સોનાના ઘરેણાંથી શોભી રહ્યું છે છતાં તમે ઘાસના ભારાઓ શામાટે વહો છો? તેવારે છ પુરૂપોએ કહ્યું-"હે પુરૂપ! સાંભળ. આ વનમાં વૃદ્ધાવસ્થાથી ગળી ગએલા દેહવાળી એક ડોશી રહે છે, તે ડોશી અમારી પાસે હમેશાં ઘાસના ભારાં મંગાવે છે." પછી સુરે ફરી પૂછયુ. "ઘાસના ભારાનુ તે શું કરેછે?" તેવારે તે પુરૂપોએ કહ્યું:-"અરે ભાઇ! તે ડોશી અમને અન્ન, વસ્ત્ર અને ઘરેણાં આપે છે, અને પોતે એક જૂના ખાટલામાં સુઇ રહે છે. અરે! ત્હારે અમને પૂછવાનું શું પ્રયોજન છે? તે પોતે પ્રત્યક્ષ કલ્પલતા છે." પછી સુરે મનમાં વિચાર કર્યો કે, "ચાલ હું પોતે ત્યાં જઇ તેનુ સ્વરૂપ જોઉં." આમ ધારી તે ઘાસના ભારા ઉપાડનારાની સા-




ઘે ત્યા ગયો તેવારે છ પુરૂષોએ તેને પૂછ્યુ -ત્હારૂ નામ શુ છે? ત્યારે તુરે કહ્યુ "મ્હારૂ નામ ધિષ્ટક છે." પછી તેઓએ કહ્યુ "ખરેખર આજે આપણને સાતમો ભાઈ મળ્યો" આ પ્રમાણે વાતો કરતા કરતા તેઓ વૃદ્ધ ડોશીને ઘેર ગયા, ત્યા તેઓ ઘાસના ભા ા ઠેકાણે મૂકી તથા પાણીનુ કુડુ ભરી ધિષ્ટકસહિત વૃદ્ધડોશીની પાસે જઇ બેઠા તેવાર વૃદ્ધડોશીએ તેમને પૂછ્યુ 'હે પુત્રો! આ સાતમો કોણ છે?" ત્યારે તેઓએ કહ્યુ "હે માત! તે અમને વનમા મળ્યો અને માતાનુ દર્શન કરવા માટે અહિ આવ્યો છે." પછી ડોશીએ વિષ્ટકના વાસામા હાથ દઇને કહ્યુ "પુત્ર તુ ભલે આવ્યો, તુ કોણ છે? પુત્ર તુ મ્હારા ઘરે ભોજન કર અને ઇચ્છા પ્રમાણે નિ શકપણે રહે" તેવારે ધિષ્ટકે કહ્યુ. "હે માત! હુ જન્મથી આરભીને દુખી છુ, માટે આપની પાસે રહીશ પછી વૃદ્ધડોશીએ તેને ન્હવરાવી, સારા વસ્ત્રો પહેરાવી અને ઉત્તમ ભોજન કરાવી જમાડ્યો પછી વિષ્ટક મનમા વિચાર કરવા લાગ્યો કે, 'ઘાસના ભારા અને પાણી ક્યા જાય છે તથા બીજી વસ્તુ અહિ શી રીતે આવે છે? તે જોવુ" આમ વિચાર કરતા અર્ધી રાત્રી ગઇ એટલે વૃદ્ધડોશીએ પ્રગટ કહ્યુ "કોઇ જાગે છે કે નહીં?" કોઇએ ઉત્તર આપ્યો નહીં એટલે તે ડોશી ખાટલા માથી નિચે પડી અને એક કુગાત્ર ભણી ઘોડી થઇ પછી ઘાસના ભારાઓ ખાઈ તથા પાણી પીને ઘરેણાથી સુશોભિત એવી એક અત્યત રૂપવાળી સ્ત્રી બની ગઇ પછી તે ત્યાથી નિકળી, એટલે ધિષ્ટક તેની પાછળ પાછળ ચાલ્યો બહુ દૂર ગયા પછી તે સ્ત્રી એક ગુફામા પેઠી, ત્યા તે ગુફામા રહેનારી જોગણીઓ "હે માત! તમે ભલે પધાર્યા" એમ કહી તેના પગમા પડી પછી એક આસન ઉપર બેસારીને સેવા કરતી એવી સર્વે જોગણીઓએ પૂછ્યુ "હે માત! આજે તમે તમારા પુત્રોનુ બળીદાન કેમ ન લાવ્યા? ત્યારે વૃદ્ધાએ કહ્યુ "હે પુત્રીઓ! શાત થાઓ હુ તમારા માટે બહુ પુરૂષોને મારી ઘણુ બળી લાવીશ આજે એક માણસ મારુ આવ્યો છે, તે ઘણો દુબળો છે માટે ચોદશસુધી રહો, તેટલામા તે પુષ્ટ થઈ જશે" આ પ્રમાણે કહી તેજ માસ વિગેરેનુ



ટલે તે ખોપરી બોલી:-"અરે પુરૂષો! આ ઘોડાઓ અને એજ સ્ત્રીઓ અમે પણ પૂર્વે ભોગવેલી છે." ખોપરીનાં આવાં વચન સાંભળી ધિષ્ટકે પૂછયું:-"હે ખોપરી! આ ઘોડાઓ કોણ છે? તે સ્ત્રીઓ કોણ છે? અને આ ભૂમિ માણસના માથાથી ઢંકાઇ રહેલી કેમ છે?" ત્યારે ખોપરીએ કહ્યું. "એ નાક કપાયલી ડોશી સિદ્ધ શાકિની છે, તેણે આ એક યોજન જેટલી ભૂમિ માણસના માથાથી ઢાંકી દીધી છે. અરે પુરૂષો! તે શાકિની તમને દેખતી નથી, તેટલામાં તમે નાશી જાઓ! નાશી જાઓ." ખોપરીનાં આવાં વચન સાંભળી ઘોડાઉપર બેઠેલા સાતે પુરૂષો ત્યાંથી નાશી જવા લાગ્યા.

હવે જયારે તે સાતે પુરૂષો બપોરના વખતસુધી ઘેર ન આવ્યા ત્યારે સાતે સ્ત્રીઓ ભેગી થઇ કપાયલા નાકવાળી ડોશી પાસે જઇ કહેવા લાગી કે-"હે માત! તે સાતે પુરૂષો અત્યારસુધી ઘેર કેમ નથી આવ્યા?" સ્ત્રીઓનાં આવાં વચન સાંભળી કપાયલા નાકવાળી ડોશી હાથમાં ચંગ લઇ ઘરના ઉપલા માળ ઉપર ચડી તો તેણે ઘોડાઉપર બેઠેલા પુરૂષોને નાશી જતા જોયા. તેથી ડોશીએ ચંગને કહ્યું-"હે ચંગ! તું એ ઘોડાને પાછા વાળય." એમ કહી ડોશીએ ચંગને વારંવાર પછાડ્યો તેથી ચગે મ્હોટો શબ્દ કરી ઘોડાઓને પાછા વાળ્યા. તે વખતે ઘોડાઉપર બેઠેલા પુરૂષો ઘોડાઉપરથી નીચે પડતું મૂકવા લાગ્યા, પરંતુ તેણે બાંધી લીધેલા હોવાથી પડી શકયા નહીં. પછી તે પુરૂષો કહેવા લાગ્યા. "હાય હાય! આપણી શી ગતિ થશે." આવી રીતે બોલતા તેઓ ભય પામતા છતા ઘરે આવ્યા. તેવારે કપાયલા નાકવાળી ડોશીએ ક્રોધ કરી તેમને કહ્યું. "અરે પાપીઓ! મને મૂકીને તમે કયાં નાશી જાઓ છો? અરે વિશ્વાસઘાતિઓ! તમે કયાં જવાના છો?" પછી યમરાજાની જીભ સરખી ચંચળ તરવાર હાથમાં લઇ તે દુષ્ટાએ હાથવતી ધિષ્ટકને પકડી અને પૃથ્વી ઉપર પાડી દઈ તેની છાતીઉપર ચડીને કહ્યું. "અરે! તું ઘોડા ઉપર બેશીને કયાં ચાલ્યો જતો હતો? હવણાં હું તને મારી નાંખું છું, માટે તુ ત્હારા ઈષ્ટદેવનું સ્મરણ કર, હવે હું તને છોડી

દેનાની નથી. " તે દુષ્ટાના આના ભયકર વચનથી પણ ભય ન હિ પામેના અને સાહસિક એવા ધિષ્ટકે કહ્યુ –" હે નાક વિનાની! મ્હારા મનમા એક કૌતક છે તેથી હુ તને પૂછુ છુ કે કયા વીર અને વીરપુરૂષે આ ત્હારૂ નાક કાપી નાખ્યુ છે? " પછી તે નાક કપાયનીએ પ્રસન્ન થઇ હર્ષથી કહ્યુ –" હે પુત્ર! સાભળ

આ ભરતક્ષેત્રમા મનોરમા નામનુ નગર છે, ત્યા મનરથ નામનો રાજા રાજ્ય કરતો હતો, તેને મણિમાળા નામની રાણી હતી, તે રાણીએ અનુક્રમે સાત પુત્રોને જન્મ આપ્યો હતો પછી રાણીએ આઠમો ગર્ભ ધારણ કર્યો, તેથી અનુક્રમે હુ પુત્રી થઇ પાચ ધાત્રમાતાઓથી લાલનપાલન કરાતી એવી હુ અનુક્રમે સર્વ કળાઓનો અભ્યાસ કરતી યૌવનાવસ્થા પામી મને મંત્ર શિખવાનો બહુ ઉલ્લાસ હતો તેથી મે વશીકરણ, મોહન, સ્તભન, ઉચ્ચાટન, રાક્ષસીવિદ્યા, શાકિનીવિદ્યા, ડાકિનીવિદ્યા, આરણ્યવિદ્યા, બલાવિદ્યા, સૂર્ય, ચદ્ર તેમજ ગ્રહોની આકર્ષણવિદ્યા, પાતાળમા પેસવાની અને સ્વર્ગમા જવાની વિદ્યા, મહામત્રો અને અમૃતસજીવિનીવિદ્યા વિગેરે બહુ વિદ્યાનો અભ્યાસ કર્યો હે પુત્ર! એક દિવસમે ઇંદ્રનો મત્ર સાધ્યો, તે મત્ર સફળ થયો એટલે તે મત્રના પ્રભાવથી હુ ઇંદ્રના ભવનમા ગઇ, તે વખતે ઇંદ્રની આગળ હૂહૂ, તુબરુ અને રભા વિગેરે નાટકનાકરનારાઓએ આરભ્યુ હતુ, તે વખતે હુ પણ નાટકની વિધિ શિખેલી હતી, તેથી મે પણ નાટક કર્યુ મ્હારા નાટકથી રભા નાટક કરતી છતી ઝાંખી પામી ગઇ પછી તેની જગ્યાએ હુ રહી મે નાચ કરતા ઇંદ્રને બહુ પ્રસન્ન કર્યો, તેથી તેણે મને કહ્યુ કે –" હે સુદરી! હુ પ્રસન્ન થયો છુ, માટે વરદાન માગ. પછી મે ઇંદ્રને વિનતી કરી કે, "હે પ્રભો! જો આપ પ્રસન્ન થયા હો તો આપ મ્હારા પતિ થાઓ " ઇંદ્રે તે કબૂલ કર્યુ પછી ઇંદ્રની સાથે મ્હારો સગ થયો, તેથી હુ હરરોજ દેવલોકમા જવા લાગી ઘરે પણ રોજ આવુ એક દિવસ માળીએ મને કહ્યુ કે –" હે ભદ્રે! તુ મને દેવલોકમા તેડી જા કે ત્યા હુ પણ ત્હારૂ નાટક જોઉં મે તેને બહુ બહુ વાર્યો, પણ તે વારવાર મને કહેવા લાગ્યો કે, "મને સ્વર્ગ દેખાડ " પછી મે

તેને ભમરો બનાવી મ્હારા ચોટલામાં રાખ્યો અને હું સ્વર્ગમાં ગઇ; ત્યાં મે નૃત્ય આરંભ્યું. બહુ વખત નાચતાં માથે ભાર લાગવાથી મેં મ્હારો પોતાનો હાથ માથે મૂકયો, તેથી તાલમાં ભંગ પડયો; તે વખતે ઇંદ્રે તાલમાં ભંગ પડેલો જાણી "હે પાપણી! તાલમાં ભગ કેમ પાડયો." એમ કહી ક્રોધથી મ્હારૂં નાક કાપી નાંખ્યું અને મને કહ્યું કે, "હે પાપણી! મનુષ્યલોકમાં જા અને પ્રમાદનું ફળ ભોગવ." હે પુત્ર! પછી મેં ઇંદ્રના પગમાં પડીને કહ્યું:-"હે પ્રભુ! આ પાપનો અનુગ્રહ ક્યારે થશે?" ત્યારે ઇંદ્રે કહ્યું. "માણસોનું માંસ ભક્ષણ કરતી એવી તને જયારે કોઇ પુરૂષ એમ પૂછશે કે, "હે કપાયલા નાકવાળી! કયા પુરૂષે ત્હારૂં નાક કાપ્યું?" ત્યારે તું શ્રાપથી મૂકાઇશ." પછી સ્ત્રી અને ઘોડાઓએ કરીને મેં આ નગરીના સર્વે માણસોને છેતરી ભક્ષણ કર્યાં. અહિં આવનારા પરદેશી માણસોને પણ ભક્ષણ કર્યા. એક યોજન જેટલી પૃથ્વી માણસના માથાવડેજ ઢાંકી દીધી. ત્યાં સુધી "હે પુત્ર! ત્હારા વિના મને કોઇએ નાક કપાવાનું પૂછયું નહીં. હવે તું આ રૂપવાળી કન્યાઓ, આ ઘોડાઓ અને આ મહેલ લઇ રાજય કર." એમ કહી તે કપાયલા નાકવાળી સંજીવિની વિદ્યાથી નગરના સર્વે લોકોને જીવતા કરી, નગરને માણસોથી ભરપૂર બનાવી અને ધિષ્ટકને રાજય આપી સ્વર્ગમાં પોતાને સ્થાનકે ગઇ. ધિષ્ટક પણ ઉત્તમ પ્રકારે રાજય કરવા લાગ્યો. પેલા છ મિત્રોને મંડલિકપદ આપ્યાં. પછી છ મિત્રોસહિત ધિષ્ટક સુખે રાજય કરવા લાગ્યો.

એક દિવસ તે નગરના ઉદ્યાનમાં અનેક સાધુઓના પરિવારસહિત આચાર્ય સમવસર્યા, તેવારે વનપાળે રાજાની પાસે આવી ગુરૂના આવવાની વધામણી આપી કે, "હે સ્વામી! આપના ઉદ્યાનમાં બહુ સાધુઓના પરિવારસહિત આચાર્ય સમવસરેલા છે." તેનાં આવાં વચન સાંભળી ધિષ્ટકરાજા શુદ્ધભાવથી ગુરૂને વંદના કરવા ગયો, ત્યાં ત્રણ પ્રદક્ષિણા તથા વંદના કરી યોગ્યસ્થાનકે બેઠો; એટલે ગુરૂએ મધુર વચનથી ધર્મોપદેશ આપ્યો કે, "જે માણસ મનુષ્યભવ પામીને ધર્મ નથી કરતો તે મહાસમુદ્રમાં ચિંતામણિરત્નને નાંખી દે છે." પછી દેશનાને અંતે રાજાએ ગુરૂને

પૂછ્યુ કે-"હે ભગવન્! અમે પૂર્વભવને વિષે એવુ શુ કર્મ કર્યુ હતુ કે જેથી અમે શાકિનીના સકટમા પડ્યા? તેવારે ગુરુએ કહ્યુ -"હે મહાભાગ! જો તને કૌતુક હોય તો સાભળ-

પદ્મખડ નગરમા હરિતાક્ષ નામનો બ્રાહ્મણ રહેતો હતો, તે હમેશા શાકિનીઓનો આકર્ષણ કરનારા મત્ર તત્રવડે કરીને મડલો કરતો હતો, તે વખતે છ પુરુષો ગાયન કરતા હતા આ પ્રમાણે કરી તેઓ શાકિનીઓને પોતાને સ્વાધિન કરતા હતા પછી કોઈ એક મુનિરાજે તે સાતે પુરુષોને ધર્મોપદેશ આપી જિનધર્મને વિષે જોડ્યા પછી તેઓ અનુક્રમે સલેખના કરી શુભભાવથી મૃત્યુ પામી હરિતાક્ષ તુ વિષ્ટકરાજા થયો, અને આ છ પુરુષો માડલિક થયા તમે પૂર્વભવને વિષે શાકિનીઓને કદર્થના કરી હતી, તેથી આ ભવમા તમે શાકિનીના સકટમા પડ્યા " આચાર્યના વચન સાભળી રાજા વિષ્ટકને અને છ માડલીકને જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થયુ તેથી તેઓ દીક્ષા લઈ સ્વર્ગે ગયા

શ્રી વર્દ્ધમાનસ્વામી સુરદેવશ્રાવકાદિને કહે છે કે-"હે ભવ્યજનો! માટે તમે જિનધર્મને વિષે આદર કરો, કારણ કે તેથી સ્વર્ગ અને મોક્ષના સુખો સુલભ થાય છે વળી ધર્મના પ્રભાવથી પગલે પગલે ઘણી સમૃદ્ધિ મળે છે એ ધર્મનુ મૂળ સમ્યક્ત્વ છે, એમ જિનેશ્વરો કહે છે, તે સમ્યક્ત્વ સદ્દહણારૂપ છે તે સદ્દહણા બે પ્રકારની છે તેમા પહેલી સદ્દહણા ગુરુના ઉપદેશથી જીવ અજીવનુ જાણપણુ થવુ તે, અને બીજી ગુરુના ઉપદેશ વિના જીવ અજીવનુ જાણપણુ થવુ તે જેમ મરુદેવીમાતાને થયુ હતી તેમ કહ્યુ છે કે —

सव्वाइ जिणेसरभासियाइ, वयणाइ नन्नहा हुति ॥
इय बुद्धी जस्स मणे, सम्मत्त निच्चल तस्स ॥ १ ॥

ભાવાર્થ —શ્રી જિનરાજના કહેલા સર્વ વચનો કોઈ પણ રીતે મિથ્યા હોય નહીં, આવી રીતની બુદ્ધિ જે માણસના મનમા હોય છે તેનુ સમ્યક્ત્વ નિશ્ચલ જાણવુ વળી

अंतो मुहुत्तमित्तंपि फासयं हुज्ज जेहिं सम्मत्तं ॥
तेसिं अवड्ढपुग्गल परियट्टो होइ संसारो ॥ १ ॥

ભાવાર્થ:—જે માણસે એક અંતર્મુહુર્ત પણ સમ્યક્ત્વને સ્પર્શ કર્યું છે, તે માણસનો સંસાર અર્ધ પુદ્‌ગલપરાવર્ત થાય છે.

ઇતિ ધિષ્ટકની કથા.

શ્રી વર્દ્ધમાનસ્વામીના મુખથી આવો ધર્મ સાંભળી વૈરાગ્ય પામેલો સૂરાદેવશ્રાવક ભાવથી શ્રાવકધર્મ અંગિકાર કરી અને બીજા પ્રશ્નો પૂછી પોતાના આત્માને કૃતાર્થ માનતો છતો પરિવારસહિત ઘેર આવી ઉત્તમપ્રકારે જિનધર્મનું આરાધન કરવા લાગ્યો.

આ પ્રમાણે ધર્મધ્યાન કરતાં ચૌદ વર્ષ ગયાં. એક દિવસ અર્ધી રાત્રે ધર્મધ્યાનમાં બેઠેલા સૂરાદેવશ્રાવકને કોઇએક દેવતાએ પ્રગટ થઇને કહ્યું કે, "હે સૂરાદેવ! તું સ્વર્ગ અને મોક્ષની ઇચ્છા કરે છે તેથી પૌષધાદિ વ્રતો કરે છે; પણ અરે મૂઢ! જો તું પોતાના આત્માનું કલ્યાણ ઇચ્છતો હોય તો આ વ્રતાદિકને ત્યજી દે. જો તું વ્રતને નહિં ભાંગે તો હું ત્હારા મ્હોટા પુત્રને મારી તેના માંસના પાંચ શૂલ કરી કડાહમાં પકવીશ, અને ત્હારા શરીરે માંસ અને લોહીનો લેપ કરીશ, તેથી તું આર્તધ્યાનમાં મૃત્યુ પામી દુર્ગતિ પામીશ." આ પ્રમાણે દેવતાએ બે ત્રણવાર કહ્યું, પરંતુ સૂરાદેવ ધ્યાનથી ચળ્યો નહીં; તેથી તેના મ્હોટા પુત્રને મારી, પકાવી તેના માંસ અને લોહીથી સૂરાદેવના શરીરે લેપ કર્યો. એવી રીતે બીજા, ત્રીજા, અને ચોથા પુત્રને મારી તેજ પ્રમાણે લેપ કર્યો. પરંતુ તે સૂરાદેવ જરાપણ ધ્યાનમાંથી ચળ્યો નહીં. તોપણ તેનું સ્થિર ચિત્ત જોઇ દેવતાએ ફરી કહ્યું:—"હે સૂરાદેવ! જો તું વ્રતથી ચૂકીશ નહીં તો હું ત્હારા શરીરને વિષે કાસ, શ્વાસ, ભગંદર, તાવ, દાહ, કુક્ષિશળ, હરસ, અજીર્ણ, દ્રષ્ટિશૂળ, પુષ્ટશૂળ, અરૂચિ વિગેરે સોળ રોગ મૂકીશ. આવી રીતે દેવતાએ બે ત્રણવાર કહ્યું એટલે સૂરાદેવ વિચાર કરવા લાગ્યો કે:—"આ કોઇ દુષ્ટ માણસ

દેખાય છે, એણે મ્હારી નજર આગળ મ્હારા ચાર પુત્રોને મારી નાખ્યા, અને તેમના લોહીથી મ્હારૂ શરીર લીંપ્યુ, વળી એ મ્હારા શરીરમા સોળ રોગ મૂકનાનુ કહે છે, માટે ચાલ હુ તેને પ્રથમથી પકડી લઉ આમ ધારી તે જેટલામા ઉઠયો તેટલામા દેવતા વિજળીની પેઠે આકાશમા ઉડી ગયો પછી સૂરાદેવ ઘરની બહાર આવી કોલાહલ કરવા લાગ્યો, એટલામા તેની સ્ત્રી ધન્નાએ બહાર આવીને કહ્યુ –"હે આર્યપુત્ર! તમે કોલાહલ કેમ કરો છો? ત્યારે સૂરાદેવે તેની આગળ સઘળી વાત કહી તેવારે ધન્નાએ કહ્યુ –"હે સ્વામિન્! તે તમારા ચાર પુત્રો પોતપોતાના ઠેકાણે સુખે સૂતા છે, તમારા શરીરમા પણ કોઇ રોગ નાખતુ નથી, આતો તમોને કોઇ દેવના ઉપસર્ગ કરે છે, માટે ફરી આલોચના લઇ, પ્રતિક્રમી મિથ્યાદુષ્કૃત આપો પછી સૂરાદેવ સ્રીના કહેવા પ્રમાણે ગુરૂ પાસે આલોચના લઇ શુદ્ધ થયો પછી જિનધર્મનુ ઉત્તમ રીતે આરાધન કરી, અગીયાર પડિમા વહી, વીસ વર્ષ સુધી જિનધર્મ પાળી, સર્વ જીવોને ખમાવી, એક માસનુ અનસન કરી પચપરમેષ્ઠીનુ સ્મરણ કરતા તે સૂરાદેવ મૃત્યુ પામી સૌધર્મદેવલોકને વિષે અરૂણાભ વિમાનમા ચાર પલ્યોપમના આયુષ્યવાળો દેવતા થયો

શ્રી ગૌતમસ્વામીએ શ્રી વર્દ્ધમાનસ્વામીને પૂછયુ –"હે ભગવન્! સૂરાદેવ ત્યાથી ચવી કઇ ગતિ પામશે? તેવારે શ્રી વર્દ્ધમાનસ્વામીએ કહ્યુ –"હે ગૌતમ! તે સૂરાદેવ ત્યાથી ચવી મહા વિદેહક્ષેત્રમા સિદ્ધિપદ પામશે" આ પ્રમાણે શ્રી સુધર્માસ્વામીએ જબૂસ્વામી આગળ સૂરાદેવશ્રાવકનુ ચરિત્ર કહ્યુ.

ઇતિ શ્રી વાચકરત્ન લાભગણીના શિષ્ય રાજકીર્તિ મુનિએ રચેલી ગદ્યબધ વર્દ્ધમાનદેશનામા સૂરાદેવશ્રાવકને પ્રતિબોધ નામનો ચોથો ઉલ્લાસ સપૂર્ણ થયો

# ઉલ્લાસ પાંચમો.

## ચુલ્લગશતક શ્રાવકનું ચરિત્ર.

હવે શ્રી સુધર્માસ્વામી જંબૂસ્વામીની આગળ ચુલ્લગશતક નામના પાંચમા શ્રાવકનું ચરિત્ર કહે છે:—

આ ભરતક્ષેત્રમાં આલભિકા નામની નગરી છે, સર્વ નગરીઓમાં ઉત્તમ એવી તે નગરીને વિષે જિતશત્રુ નામનો રાજા રાજ્ય કરતો હતો. તે નગરીને વિષે નંદનવન સરખું અતિ મનોહર શંખ નામનું ઉદ્યાન હતું. તે આલભિકાનગરીમાં ચુલ્લગશતક નામનો શ્રાવક રહેતો હતો, તે બહુ ધનવંત હોવાથી તેનું છ ક્રોડ ધન વ્યાજે અને છ ક્રોડ વેપારમાં રોકાયલું હતું, તેના ઘરે ગાયોનાં છ ગોકુળ હતાં, તેના ઘરની સમૃદ્ધિ કામદેવશ્રાવક જેવી હતી. તે ચુલ્લગશતકશ્રાવક રાજાને બહુ માન્ય હતો.

એક દિવસ શ્રી વર્દ્ધમાનસ્વામી શંખવન નામના ઉદ્યાનને વિષે સમવસર્યા, તેવારે દેવતાઓએ સમવસરણ રચ્યું, ત્યાં બાર પર્ષદા એકઠી થઇ. આ વખતે ચુલ્લગશતકશ્રાવક પણ પ્રભુને સમવસરેલા સાંભળી પોતાના કુટુંબીઓસહિત વંદના કરવા ગયે; ત્યાં વંદના કરી યોગ્યસ્થાનકે બેઠો. પછી પ્રભુએ ધર્મઉપદેશ આપ્યો કે:—"હે ભવ્યજનો! લોકમાં ચક્રવર્તીની પદવી, દેવેંદ્રની પદવી, સ્વર્ગનું સુખ, સંપત્તિ, મનુષ્ય સંબંધી સુખ, એ સર્વ ધર્મનું ફળ જાણો. જિનેશ્વરોએ દેવ અને મનુષ્યની સભામાં દાન, શીળ, તપ અને ભાવનારૂપ ચાર પ્રકારનો ધર્મ કહ્યો છે, તેમાં દાનના પાંચ ભેદ છે. ૧ અભયદાન, ૨ સુપાત્રદાન, ૩ અનુકંપાદાન, ૪ ઉચિતદાન, ૫ કીર્તિદાન. તેમાં સર્વ જીવોને પોતાના સરખા જાણી અભય આપવું તે અભયદાન કહેવાય છે. એ અભયદાનથી મોક્ષ જવાય છે. માટે સર્વ પ્રાણીઓએ અભયદાન આપવું. ( સર્વ જીવોની રક્ષા કરવી. ) અવસરે સાધુને શુદ્ધ આહાર અને શુદ્ધ વસ્ત્ર આપવાં, તે સુપાત્રદાન કહેવાય છે. જે માણસ

સુપાત્રદાન આપે છે, તે ધનદેવ અને ધનમિત્રની પેઠે ઉત્તમ સુખો પામે છે તે ધનદેવ અને ધનમિત્રની કથા આ પ્રમાણે છે —

સુપાત્રદાન ઉપર

## ધનદેવ અને ધનમિત્રની કથા

આ જમ્બુદ્વીપમા સિંહલ નામે દ્વીપ છે, ત્યાં સિંહલેશ્વર નામનો રાજા રાજ્ય કરતો હતો, તેને સિંહલા નામની સ્ત્રી હતી સિંહલેશ્વર રાજાને સિંહલસિંહ નામનો પુત્ર હતો એક દિવસ સિંહલસિંહકુમાર વસંતઋતુમા વનને વિષે ક્રીડા કરવા ગયો હતો, ત્યાં તેણે રુદન કરતી એક કુમારીને ' હે તાત ! મ્હારૂં રક્ષણ કરો ! રક્ષણ કરો ! હે માતા ! હે કુળદેવી ! તું અત્યારે ક્યાં ગઈ છે ? " આવો કોલાહલ કરતી સાંભળી પછી બીજાના દુઃખથી દુઃખી થએલો સિંહલસિંહકુમાર વિચાર કરવા લાગ્યો કે, "જેના હૃદયમા પરોપકાર નથી એવા પુત્રને તેની માતાએ શામાટે જન્મ આપ્યો હશે ? " આ પ્રમાણે વિચાર કરી કુમાર જેટલામા આગળ દોડ્યો, તેટલામા તેણે એક કુમારીને હાથીએ પકડેલી દીઠી ત્યારે કુમારે કહ્યું -' અરે ગજરાજ ! એ કન્યાને છોડી દે અને જો ત્હારામા પુરૂષાર્થ હોય તો મ્હારા સામો આવ " સિંહલસિંહકુમારના આવા વચન સાંભળી હાથી કુમારીને ત્યજી દઇ કુમાર સામો દોડ્યો, કુમાર પણ એક વસ્ત્રનો દડો કરી તેના સામો આવ્યો તેણે જેટલામા દડો હાથી સામો ફેંકયો તેટલામા હાથી તે વસ્ત્રઉપર દાંતના ઘા કરવા લાગ્યો, આ વખતે પેલી કુમારી હાથી પાસેથી નાશી ગઇ કુમારે પણ હાથીની પીઠઉપર ચડી, પોતાને વશ કરી તેને આલાનસ્થંભે બાંધ્યો

આ વાત સાંભળી રાજા બહુ હર્ષ પામ્યો, અને કુમારની નગરમા ચારે તરફ કિર્તિ ફેલાઇ પેલી કુમારી પણ કુમારઉપર પ્રીતિ ધરવા લાગી કહ્યું છે કે —

गुणा कुर्वंति दूतत्व दूरेऽपि वसता सताम् ॥
केतकीगंधमाघ्रातु स्वयमायाति षट्पदा ॥ १ ॥

ભાવાર્થ:—ગુણો, દૂર વસતા એવા સત્પુરૂષોનું દૂતપણું કરે છે. જુઓ કેતકીનો ગંધ લેવા માટે ભમરો પોતે કેતકી પાસે આવે છે.

જે માણસ શરીર, ધન અને વચનથી સર્વેનો ઉપગાર કરે છે, તે આ ભવમાં સંપત્તિનું પાત્ર થાય છે. પછી ધનશેઠે તે ધનવતી નામની પોતાની પુત્રી સિંહલસિંહકુમારને પરણાવી. પછી કુમાર નગરને વિષે ક્રિડા કરતો છતો ભમવા લાગ્યો. નગરની સ્ત્રીઓ પણ તેને જોઇને વશ થઇ જવાથી તેની પાછળ ભમવા લાગી; તેથી સર્વ મહાજને એકઠા થઇ રાજાની પાસે આવી વિનંતી કરી કે, "હે રાજન્! અમારાં સર્વે કાર્યો સિદાય છે. કારણકે સિંહલસિંહકુમાર નગરમધ્યે ફરવા નિકળે છે, તેની પાછળ નગરની સ્ત્રીઓ પણ ભટકે છે, તેથી અમારા ઘરનાં કાંઇ કાર્યો બની શકતાં નથી." મહાજનનાં આવાં વચન સાંભળી રાજાએ તેમને બહુમાન આપીને કહ્યું:—"હે જનો! જેમ તમારાં કાર્યો નહિ સિદાય તેમ હું કરીશ." આવી રીતે કહી બહુમાનથી મહાજનને રજા આપી. પછી રાજાએ કુમારને નગરમાં ફરવા જવાની ના કહી, તેથી કુમાર ખેદ પામી દેશાંતરે જવાની ઇચ્છાથી ધનવતીને કહેવા લાગ્યો:—"હે ભાગ્યવાળી! હું પરદેશ જાઉં છું, તું સુખે ઘરે રહેજે." તેવારે ધનવતીએ કહ્યું. "હું તમારા વિના એકલી ઘરે રહેવા સમર્થ નથી, માટે હું તો તમારી સાથે આવીશ."

પછી કુમાર ધનવતીને સાથે લઇ રાત્રે નગરબહાર નિકળી અનુક્રમે સમુદ્રને કાંઠે આવ્યો, તે વખતે એક વહાણ પરદેશ જવા તૈયાર થયું હતુ, તેથી સિંહલસિંહકુમાર તે વહાણઉપર ચડ્યો. આગળ જતાં વાયુ અવળો હોવાથી વહાણ ભાગી પડ્યું, પણ જેનું નસીબ અનુકુળ હોય છે, તેને સર્વ ઘટતું થાય છે; અને જેનું નસીબ અવળું હોય છે, તેને સર્વ અઘટતુ થાય છે. તેમ આયુષ્યના બળથી ધનવતીના હાથ એક પાટીયું આવ્યું તેથી તે તરીને અનુક્રમે કાંઠે આવી, ત્યાંથી અનુક્રમે કુસુમપુરનગરને વિષે ગઇ. તે નગરની પાસે પ્રિયમેલકતીર્થ છે, તે તીર્થનો પ્રભાવ લોકોના મુખથી સાંભળી ધનવતી ત્યાં ગઇ અને "જ્યાંસુધી મ્હારા પતિનો મેળાપ મને નહિ થાય ત્યાંસુધી હું અહિં રહી તપ ક-

રીશ અને મૌનવ્રત ધારણ કરીશ " એવો અભિગ્રહ લઈ તપ કરવા લાગી

હવે સિદ્ધવસિદ્ધકુમાર પણ વહાણ ભાગી જવાને વખતે પાટીયુ હાથ આવવાથી સમુદ્ર ઉતરી અનુક્રમે રત્નપુર નામના નગરે આવ્યો, તે નગરમા રત્નપ્રભ નામનો રાજા રાજ્ય કરતો હતો, તેને રત્નસુદરી નામની સ્ત્રી અને રત્નવતી નામની પુત્રી હતી જે વખતે સિદ્ધવસિદ્ધકુમાર તે નગરીમા આવ્યો તે વખતે રત્નવતીરાજકુમારીને સાપ કરડ્યો હતો, તેથી રાજાએ બહુ મત્રવાદીઓને એકઠા કર્યા, તે પુરૂષોએ બહુ બહુ ઉપચારો કર્યા, પરતુ કાંઈ પણ ગુણ થયો નહી પછી રાજાએ નગરમા પડહ વગડાવ્યો, તે પડહને સિદ્ધવસિદ્ધકુમારે સ્પર્શ કર્યો, તેથી તેને રાજપુરૂષો રાજાની પાસે તેડી ગયા પછી રાજાએ કહ્યુ "હે ઉત્તમ પુરૂષ! આ મ્હારી પુત્રીને સાપ કરડ્યો છે, તેને તુ મણિ, મત્ર, ઔષધ વિગેરેથી વિષરહિત કર " રાજાના આવા વચનથી કુમારે તેને મત્રના બળથી વિષરહિત કરી તેવારે રાજાએ પ્રસન્ન થઈ તે પોતાની રત્નવતીપુત્રી સિદ્ધવસિદ્ધકુમારની સાથે પરણાવી. પછી રાત્રીએ રત્નવતી એક સાતમાળના મહેલમા આવી સુશોભિત પલગને વિષે સૂતી. હવે કુમાર સિદ્ધવસિદ્ધે ધનવતીના વિયોગથી એવો અભિગ્રહ લીધો હતો કે, "જ્યાસુધી મને ધનવતી મળે નહી, ત્યાસુધી મ્હારે બ્રહ્મચર્યવ્રત પાળવુ " તેથી કુમાર પણ તે મહેલમા આવી જ્યા રત્નવતી પલગમા સૂતી હતી ત્યા પલગની નિચે સૂતો આ વખતે રત્નવતી વિચાર કરવા લાગી કે, "અરે! એમણે આ શુ કર્યું જે પલગ મૂકી નિચે સૂતા કહ્યુ છે કે, "જે માણસ ઘરે દુઝણુ છતા લુખ્ખુ ખાય, બેસવાને ઘોડો હોય છતા પગે ચાલીને જાય, સૂવા માટે પલગ છતા નિચે સૂવે, તે આ ભુમની સ્ત્રી પોતાનો ધણી જીવતા છતા રોવે છે. તેમ આ મ્હોટુ આશ્ચર્ય છે, માટે પૂછી જોઉ " આ પ્રમાણે વિચાર કરી રત્નવતીએ પૂછ્યુ –"હે નાથ! આપ શય્યા મૂકી નિચે કેમ સૂતા છો?" ત્યારે કુમારે 'એને શોકયનો ભય થશે" એવા ભયથી કલ્પિત વચન કહ્યુ "હે પ્રિયા! જ્યારે હુ દેશ જોવા નિકળ્યો, ત્યારે

મેં એવી પ્રતિજ્ઞા કરી છે કે જ્યાંસુધી હું દેશની મુસાફરી કરી ઘેર આવી માતાપિતાનાં દર્શન ન કરૂં ત્યાંસુધી મ્હારે બ્રહ્મચર્ય વ્રત પાળવું અને ભૂમિ ઉપર સૂવું.” પતિનાં આવાં વચન સાંભળી રત્નવતીએ કહ્યું:-“સ્વામિનાથ! આપને ધન્ય છે, આપ ખરેખરા પુણ્યવંત છો કે જે તમારી માતાપિતાને વિષે આવી દૃઢ ભક્તિ છે.” પછી રાજાએ કુમારને પૂછયું એટલે કુમારે પોતાનું સર્વ વૃત્તાંત કહ્યું. તેથી રત્નપ્રભરાજાએ પોતાની રત્નવતી પુત્રીસહિત સિંહલસિંહકુમારને વિદાય કર્યો, અને તેમની સાથે પોતાના રૂદ્રદત્ત નામના પ્રધાનને મોકલ્યો. એક વહાણ તૈયાર કરી તેમાં સોનું, રત્ન વિગેરે ધન ભરી સિંહલસિંહકુમાર પોતાની સ્ત્રી રત્નવતીસહિત બેઠો, સાથે રૂદ્રદત્તપ્રધાન પણ બેઠો, પછી શુભ મુહુર્તે વહાણ સમુદ્રમાં ચાલ્યું.

એક દિવસ રૂદ્રદત્તપ્રધાને વહાણમાં રત્નવતીને દીઠી, તેથી તે રાજકન્યાનું સ્વરૂપ જોઈ રાગાંધ થયો અને મનમાં વિચાર કરવા લાગ્યો કે, “આ એક પરદેશીને સમુદ્રમાં નાંખી હું રત્નવતીની સાથે વિષયસુખ ભોગવું.” આ પ્રમાણે વિચાર કરી પ્રધાન રાજકુમારનાં છિદ્ર જોવા લાગ્યો. એક દિવસ રાત્રીએ વહાણનાં સૌ માણસો ઉંઘી ગયાં હતાં, તે વખત રાજકુમાર કાયચિંતા માટે વહાણની માંચી ઉપર બેઠો, તે વખતે દુષ્ટસ્વભાવવાળો પ્રધાન જાગતો હતો તેથી તેણે માંચીનાં દોરડાં કાપી નાંખી સરલસ્વભાવવાળા કુમારને સમુદ્રમાં પાડી દીધો અને પછી તેણે પોકાર કર્યો કે, “હાય! હાય!! કુમાર સમુદ્રમાં પડી ગયો.” માંચી ભાગી જવાથી પતિ સમુદ્રમાં પડ્યો, એવી વાત સાંભળી વિયોગથી વ્યાકુળ બની રત્નવતી વિલાપ કરવા લાગી. તે વખતે રૂદ્રદત્તે તેને કહ્યું કે, “હે કન્યા! વિલાપ ન કર, હું હમેશાં ત્હારો સેવક થઇ રહીશ, તું મ્હારી સ્ત્રી થા.” પ્રધાનનાં આવાં વચન સાંભળી રત્નવતી વિચાર કરવા લાગી કે, “નિશ્ચે આ દુષ્ટે મ્હારા પતિને સમુદ્રમાં નાંખી દીધો છે, હાય! હાય! હવે એ મ્હારૂં શીલવ્રત ખંડન કરશે, માટે એને કાંઈ ઉત્તર દઇ મ્હારા શીલનું રક્ષણ કરૂં.” આવી રીતે વિચાર કરી રત્નવતીએ કહ્યું:-“હે પ્રધાન! સમુદ્રને

કાઠે જઇ મ્હારા પતિની ઉત્તરક્રિયા કરીને પછી તમે જેમ કહેશો તેમ કરીશ " રત્નવતીના આવા વચન સાભળી પ્રધાન હર્ષ પામ્યો પછી આગળ જતા વહાણ ભાગી પડ્યુ કહ્યુ છે કે-" વિશ્વાસઘાતી, કૃતઘ્ની, મિત્રદ્રોહી એવા પાપી માણસોને સુખ ક્યાથી હોય ? " હવે પૂર્વના પુણ્યયોગથી રત્નવતીને હાથ પાટીયુ આવ્યુ તેથી તે સમુદ્રને કાઠે ઉતરી અનુક્રમે કુસુમપુરનગરમા ગઇ અને ત્યા પ્રિયમેનતીર્થને વિષે ધનવતીની પેઠે " પતિ કુશળ મળે ત્યાસુધી ન બોલવાનો અભિગ્રહ લઇ તપ કરવા લાગી પ્રધાન રૂદ્રદત્ત પણ પાટીયુ હાથ આવવાથી સમુદ્ર ઉતરી કુસુમપુરનગરને વિષે આવ્યો, ત્યા તે પુર્વના યોગથી કુસુમપુરના રાજાનો પ્રધાન થયો સિહનસિહકુમાર પણ જેવો સમુદ્રમા પડ્યો, તેવોજ તેને કોઇ દેવતાએ ઉપાડી તાપસના આશ્રમમા મૂક્યો તે આશ્રમના વૃદ્ધ તાપસે કુમારના શરીરે રાજચિન્હ જોઈ બહુ સત્કારપૂર્વક આદર આપીને કહ્યુ કે-" હે કુમાર ! મ્હારૂ એક વચન સાભળ તુ આ મ્હારી રૂપવતી નામની પુત્રીને પરણી જેમ હુ ચિતા વિનાનો થઈ તપ કરૂ તેમ કર " પછી સિહલસિહકુમારે તે વાત કબૂલ કરી એટલે તાપસે પોતાની પુત્રી તે રાજકુમાર સાથે પરણાવી. હાથેવાળો મેળાવતી વખતે તાપસે તેને હમેશા સો ટાક સોનુ આપે તેવી એક ગોદડી અને આકાશમા ઉડે એવી એક ખાટલી આપી. પછી રાજકુમાર કુલપતિને નમસ્કાર કરી સ્રીસહિત ગોદડી લઇ ખાટલીમા બેઠો અને ધનવતીનુ સ્મરણ કરીને એમ કહ્યુ કે, " હે ખાટલી ! જ્યા ધનવતી હોય ત્યા જા " એટલે ખાટલી તુરત આકાશમાર્ગે થઇ કુસુમપુરનગરના ઉદ્યાનમા આવી આ વખતે રૂપવતી તરસી થઈ, તેથી તેણે રાજકુમાર પાસે પાણી માગ્યુ તેવારે કુમાર પ્રિયાની પાસે ખાટલી તથા ગોદડી મૂકી પાસેના કૂવામાથી પાણી લેવા ગયો. હવે કુમારે જેટલામા કૂવાની અદર દોરી નાખી, તેટલામા કૂવાની અદર રહેલા કોઇએ કહ્યુ કે-" હે ઉપગારશિરોમણિ ! મને કૂવામાથી કહાડ " કુમારે આવા વચન સાભળી જેટલામા કૂવાની અદર જોયુ તો તેણે તેમા માણસની ભાષા બોલતા એવા એક સાપને દીઠો પછી કુમારે પો

તાનું લુગડું કૂવામાં નાંખી જેવો તેને બહાર કાઢ્યો, તેવો તે સાપે કુમારના હાથ ઉપર ડંશ માર્યો, તેથી કુમાર તુરત †કુબ્જ બની ગયો. પછી કુમારે સાપને કહ્યું:-"હે સાપ! વાહ! તેં બહુ સારો ઉપગાર કર્યો!" તેવારે સાપે કહ્યું:-"હે કુમાર! મરણના સંકટમાં પડેલા તને હું ઉપગાર કરનારો થઇશ." એમ કહી તે સાપ અદૃસ્ય થઇ ગયો. પછી કુમાર "આ શું?" એમ વિસ્મય પામતો છતો પાણી લઈ રૂપવતી પાસે આવ્યો, અને "હે સુંદરી! આ શીતળ પાણી પી." એમ કહી ઉભો રહ્યો રૂપવતીએ તેના રૂપને જોઇ "આ કોણ પુરૂષ આવ્યો? એ મ્હારો પતિ ન હોય!" એમ વિચારી તેના સામું પણ ન જોયું. પછી રૂપવતીએ ત્યાંથી ઉઠી સર્વ ઠેકાણે પોતાના પતિની શોધ કરી પણ તે ક્યાંઇ મળ્યો નહીં, તેથી તે પણ પ્રિયમેલકતીર્થે જઈ રત્નવતીની પેઠે "જ્યાંસુધી પતિ મળે નહીં ત્યાંસુધી મ્હારે કોઇની સાથે બોલવું નહીં." એવો અભિગ્રહ લઇ તપ કરવા લાગી.

હવે ધનવતી, રત્નવતી અને રૂપવતી એ ત્રણે કન્યાઓ પોતપોતાનાં નેત્રો બંધ કરી, મૌનવ્રત ધારણ કરી અને ભોજન ત્યજી દઈ સુખે તપ કરવા લાગી. પછી નગરના લોકોએ રાજાને કહ્યું કે:-"હે રાજન્! કોઇ ત્રણ સ્ત્રીઓ તપ કરે છે, પરંતુ શાકારણથી કરે છે તે કાંઈ જાણી શકાતું નથી." તેવારે રાજાએ ત્યાં આવી તેમને બોલાવા માંડી પણ તે બોલી નહીં, એટલુંજ નહીં પરંતુ તેના સામું પણ જોયું નહીં; તેથી ભયભિત થએલા રાજાએ નગરમાં પડહ વગડાવ્યો કે, પ્રિયમેલકતિર્થમાં મૌન ધારીને બેટેલી સ્ત્રીઓને જે બોલાવશે તેને હું મ્હારી પુત્રી પરણાવીશ" આ વખતે કુબ્જે (સિંહલસિંહકુમારે) પડહને સ્પર્શ કરી, કોરાપત્રની એક પોથી સારા લુગડાથી બાંધી તે લઇ રાજાની પાસે આવીને કહ્યું કે, "જે માતા અને પિતા એ બન્નેથી ઉત્પન્ન થયો હશે તે આ અક્ષરો વાંચી શકશે." બીજા સર્વે માણસોએ કહ્યું કે, "અહો! આ અક્ષરો બહુ સારા છે." પછી કુબ્જ કોરાપત્રને વાંચવા લાગ્યો કે:-"સિંહલસિંહકુમાર ધનવતીને સાથે લઈ વહાણે

† કુબડો.

ચડ્યો, આગળ જતા વહાણ દરિયામા ભાગી પડ્યુ તેથી તે સમુદ્રમા પડ્યો હવે બીજી કથા કાલે કહીશ ” એમ કહી તેણે મૌનવ્રત કર્યું પછી પોતાનુ ચરિત્ર સાભળી ધનવતીએ કહ્યુ –“ હે ભાગ્યવત ! આગળ શુ થયુ, તે કૃપા કરીને કહે ” રાજાદિ- લોક પણ ધનવતી બોલી તેથી વિસ્મય પામીને કહેવા લાગ્યા કે–“ હે ભદ્ર ! તુ એની આશા પૂર્ણ કર ” પછી કુબ્જે કહ્યુ “ હે રાજન્ ! સિહલસિહકુમારને હાથ પાટીયુ આવ્યુ તેથી તે સમુદ્ર ઉતરી રત્નપુર નામના નગરે ગયો, ત્યા પણ તે રત્નવતીને પરણી ફરી વહાણમા ચડ્યો, ત્યા મધ્યસમુદ્રમા જતા રૂદ્રદત્ત નામના પ્રધાને તેને સમુદ્રમા પાડી દીધો ” આટલુ કહી ફરી કુબ્જે પોથી બન્ધ કરી તે વખતે રત્નવતીએ કહ્યુ –“ હે ઉત્તમ પુરૂષ ! આગળ શુ થયુ, તે કૃપા કરીને કહો ” બહુ આગ્રહ કર્યો એટલે ફરી કુબ્જે કહ્યુ –“ સમુદ્રમા પડતા એવા સિહલસિહકુમારને કોઇએ પકડી એક તાપસના આશ્રમમા મૂક્યો, ત્યા તે તાપસની કન્યા રૂપવતીને પરણ્યો, ત્યાથી તે ગોઠડો, ખાટલી અને રૂપવતીને લઇ અહિ આવ્યો, તે વખતે રૂપવતી તરસી થઇ તેથી સિહલસિહકુમાર પાસેના કૂવામાથી પાણી લેવા ગયો, ત્યા તેને કોઇ સાપે કરડ્યો ” આટલુ કહી કુબ્જ મૌન રહ્યો એટલે રૂપવતીએ આગળની વાત પૂછી, પરતુ તેનો પુસ્તક બાધી રાજાની પાસે જઈ કહેવા લાગ્યો કે–“ હે રાજન્ ! મે સર્વ કન્યાઓને બોલાવી છે, માટે તમારી કન્યા મને આપો ” પછી સત્યપ્રતિજ્ઞાવાળા રાજાએ પોતાની પુત્રી તેની સાથે પરણાવી તે વખતે રાજાના કુટુમ્બીલોકો તે વિવાહમહોત્સવ ઉપર આવ્યા નહીં, તેમ કોઈ સ્ત્રીઓ ગીત પણ ગાય નહી, તેથી પેલી ત્રણ કન્યાઓ ગીત ગાવા લાગી હથેવાળા વખતે કુબ્જે સાળા પાસે કાઇ વસ્તુ માગી એટલે સાળાએ કહ્યુ કે, “ સાપ લે ” ત્યારે કુબ્જે કહ્યુ “સાપ આપ ” પછી સાળે સાપ લાવી આપ્યો તે સાપે ડશ દીધો તેથી તે પૃથ્વીઉપર પડ્યો. તેવારે પેલી ત્રણ સ્ત્રીઓ વિચાર કરવા લાગી કે, “ જો આ પુરૂષ મરી જશે તો આપણને આપણા પતિની ખબર કોણ આપશે ? ” આ પ્રમાણે વિચાર કરી તેઓ

હાથમાં છરી લઇ જેટલામાં મરવા તૈયાર થઇ તેટલામાં; કુમાર દિવ્યરૂપ ધરી ઉભો થયો. તે વખતે કોઇ દેવતાએ પ્રગટ થઇ સર્વની સમક્ષ સિંહલસિંહકુમારનો પૂર્વભવ કહ્યો કેઃ—

હે કુમાર ! ધનપુરનગરને વિષે ધનંજય નામનો શેઠ રહેતો હતો, તેને ધનવતી નામે સ્ત્રી હતી, તે ધનવતીએ ધનદેવ અને ધનમિત્ર નામના બે પુણ્યવંત પુત્રોને જન્મ આપ્યો હતો. તેમાં મ્હોટો ભાઇ ધનદેવ ઉનાળાની ઋતુમાં સાકરસહિત દુધ સાધુને વહોરાવતો હતો, તે પુણ્યના પ્રભાવથી ધનદેવ તે પોતે હું મ્હોટો સમૃદ્ધિવંતદેવતા થયો, અને ન્હાનો ભાઈ ધનમિત્ર પ્રાશુક એવો શેરડીનો રસ સાધુને વહોરાવતો; પરંતુ તે ભાવવિના આપતો, તેથી તે પુણ્યના પ્રભાવથી તું સિંહલસિંહ રાજકુમાર થયો; પણ મુનિદાનના પ્રભાવથી તને સમૃદ્ધિસહિત ચાર કન્યાઓ મળી. સાધુને શેરડીનો રસ વહોરાવતાં વચ્ચે ભાવના ખંડન કરી તેથી તને સ્ત્રીઓનો વિયોગ થયો, અને ત્હારે સમુદ્રમાં પડવું પડયું. સમુદ્રમાં પડતી વખતે તને મેં ઉપાડીને તાપસના આશ્રમમાં મૂકયો. ત્હારા માથે મ્હોટા બળવાન શત્રુ છે, તેથી મેંજ તને કુબ્જરૂપવાળો કર્યો છે; કારણ તેથી ત્હારા શત્રુઓ તને ઓળખે નહીં.” દેવતા આ પ્રમાણે કહી આકાશમાર્ગે ચાલ્યો ગયો. સિંહલસિંહ કુમાર પણ દેવતાનાં આવાં વચન સાંભળી જાતિસ્મરણજ્ઞાન પામ્યો.

પછી કુસુમપુરના રાજાએ મ્હોટા ઉત્સવથી પોતાની પુત્રી સિંહલસિંહકુમાર સાથે પરણાવી, અને હાથી, ઘોડા, રથ વિગેરે આપ્યા, અને ક્રોધથી રૂદ્રદત્તપ્રધાનને કાઢી મૂકયો. પછી સિંહલસિંહકુમાર પોતાની ચાર સ્ત્રીઓસહિત ખાટલીમાં બેશી આકાશમાર્ગે થઇ સિંહલદ્વીપને વિષે ગયો, ત્યાં તેને તેના પિતાએ રાજ્ય આપ્યું. પછી સિંહલસિંહભૂપતિએ કંથા (ગોદડી)ના પ્રભાવથી સર્વ લોકોનાં દારિદ્ર દૂર કર્યાં; અને જિનધર્મને પાળી પછી અંતે સંલેખના કરી તે સિંહલસિંહરાજા મૃત્યુ પામી છઠ્ઠા દેવલોકને વિષે દેવતા થયો. આવો મુનિદાનનો પ્રભાવ જાણી હે ભવ્યજનો ! તમે મુનિઓને દાન આપો.

ઇતિ સિંહલસિંહકુમારની કથા.

શ્રી જિનરાજના મુખથી આ પ્રમાણે ઉત્તમ ધર્મઉપદેશ સાભળી ચુલ્લગશતકશ્રાવક પણ આણંદશ્રાવકની પેઠે જિનધર્મ અંગિકાર કરી, નવતત્વનુ સ્વરૂપ પૂછી અને તેનો પરમાર્થ પ્રાપ્ત કરીને શ્રી વિતરાગને વન્દના કરી પોતાના ઘરે આવ્યો પછી જિનરાજે કહેલો ધર્મ પાળતા ચૌદ વર્ષ ગયા એટલે પદરમે વર્ષે તે પોતાના મ્હોટા પુત્રને ઘરનો ભાર સોપી પડિમા વહેવા લાગ્યો એક દિવસ રાત્રીએ હાથમા તરવાર ધરી રહેલા દેવતાએ પ્રગટ થઇ ચુલ્લગશતકને કહ્યુ કે "અરે ! તુ આ વ્રતને ત્યજી નહી દે તો હુ ત્હારા મ્હોટા પુત્રને મારી નાખી તેના માસના સાત શૂળો કરી તેલની કડામા પકવી ત્હારા શરીરઉપર તેના માસ અને લોહીનો લેપ કરીશ, તેથી તુ શોકસમુદ્રમા બૂડયો છતો અકાળે મૃત્યુ પામી દુર્ગતિ ભોગવીશ" આવા શૂળ સરખા દેવતાના વચન કાનને વિષે સાભળતા છતા પણ તે ચુલ્લગશતક ભય ન પામતા સ્થિરચિત્તવાળો રહ્યો દેવતાએ તેને સ્થિરચિત્તવાળો જાણી ફરી એજ પ્રમાણે બે ત્રણવાર કહ્યુ, તોપણ તે ભય પામ્યો નહીં, તેથી દેવતાએ પોકાર કરતા એવા તેના મ્હોટા પુત્રને ત્યા લાવી મારી નાખ્યો, અને તેના સાત શૂળો કરી તેલમા પકવી ચુલ્લગશતકશ્રાવકના શરીરઉપર માસ અને લોહીનો લેપ કર્યો, તેથી તે શ્રાવક વધારે ધર્મધ્યાનમા દૃઢ થયો પછી દેવતાએ તેના બીજા, ત્રીજા અને ચોથા પુત્રને મારી તેનેજ ઉપસર્ગ કર્યા, તેથી પણ ચુલ્લગશતક ચળ્યો નહીં, એટલે દેવતાએ તેને ફરી કહ્યુ -"હે શ્રાવક! વ્રતોને ત્યજી દઇ ઇચ્છા પ્રમાણે ભોગ ભોગવ, નહિ તો હુ ત્હારૂ અઢારક્રોડ દ્રવ્ય આલભિકા નગરીમા જૂદે જૂદે ઠેકાણે ફેંકી દઇશ" આ પ્રમાણે દેવતાએ બે ત્રણવાર કહ્યુ એટલે તે ચુલ્લગશતક વિચાર કરવા લાગ્યો કે, "આ કોઇ દુષ્ટબુદ્ધિવાળો દેવતા છે, કેમકે એણે મ્હારા ચાર પુત્રો મારી નાખ્યા છે, અને હમણા અઢારક્રોડ દ્રવ્ય પણ ફેંકી દેવાનુ કહે છે, માટે એ દુષ્ટને પકડી લઉ" આ પ્રમાણે જેટલામા વિચાર કરતો હતો, તેટલામા દેવતા તેના ઘરમાથી અઢારક્રોડ દ્રવ્ય ત્યા લાવ્યો તેવારે ચુલ્લગશતક શ્રાવક તેને પકડવા માટે દોડયો એટલે તે દેવતા વિજળીની પેઠે



આકાશમાર્ગે ઉડી ગયો. પછી ચુલ્લગશતકશ્રાવકે બહાર આવી મ્હોટો કોલાહલ કર્યો તે સાંભળી તેની બહુલા સ્ત્રીએ બહાર આવીને કહ્યું:-"હે નાથ! તમે મ્હોટા શબ્દથી શામાટે કોલાહલ કરો છો?" ત્યારે ચુલ્લગશતકે સર્વ વાત કહી; એટલે સ્ત્રીએ કહ્યું-"હે સ્વામી! કોઈ દેવ, દાનવ તમને ઉપસર્ગ કરતો હશે, તમારા પુત્રો અને ધન સુખે ઘરમાં છે, માટે અતિચારની આલોયણા લ્યો." પછી ચુલ્લગશતકશ્રાવક આલોયણા લઇ શ્રાવકધર્મ કરવા લાગ્યો. વિધિથી શ્રાવકધર્મ પાળી એક માસના અનશનથી મૃત્યુ પામી તે ચુલ્લગશતકશ્રાવક સૌધર્મદેવલોકના અરૂણાભ નામના વિમાનને વિષે ચાર પલ્યોપમના આયુષ્યવાળો દેવતા થયો.

શ્રી ગૌતમસ્વામીએ પ્રભુને પૂછ્યું:-"હે ભગવન્! ચુલ્લગશતકશ્રાવક ત્યાંથી ચવી કઇ ગતિ પામશે?" તેવારે ભગવાને કહ્યું:"હે ગૌતમ! તે શ્રાવક દેવલોકમાંથી ચવી મહાવિદેહક્ષેત્રમાં ઉત્પન્ન થશે. ત્યાં તે સિદ્ધિપદ પામશે."

ઇતિ શ્રી વાચનાચાર્ય રત્નલાભગણીના શિષ્ય કીર્તિ
વિજયે રચેલી ગદ્યબંધ વર્દ્ધમાનદેશનામાં
ચુલ્લગશતકશ્રાવકને પ્રતિબોધ નામનો
પાંચમો ઉલ્લાસ સંપૂર્ણ થયો.



# ઉલ્લાસ છઠ્ઠો.

## કુંડકોલિક શ્રાવકનું ચરિત્ર.

શ્રી સુધર્મસ્વામી જબૂસ્વામીને છઠ્ઠા કુડકોલિકશ્રાવકનુ ચરિત્ર કહે છે

આ ભરતક્ષેત્રમા કાપિલ્યપુર નામનુ નગર છે, તે નગરની પાસે આશ્ચર્યકારી નંદનવન સરખુ મનોહર શિલાવર્તિક નામનુ ચૈત્ય છે, ત્યા જિતશત્રુ રાજા રાજ્ય કરતો હતો તે નગરમા બહુ સમૃદ્ધિવાળો કુડકોલિક નામનો શ્રાવક રહેતો હતો, તેને પૂષા નામની સ્ત્રી હતી. કુડકોલિકશ્રાવકને છ ક્રોડ વ્યાજમા, છ ક્રોડ વેપારમા, અને છ ક્રોડ નિધાનરૂપે ભૂમીમા એમ અઢાર ક્રોડ ધન હતુ છ ગોકુળો અને બીજી પણ બહુ સમૃદ્ધિ હતી. તેથી ધન ધાન્યાદિકથી સમૃદ્ધિવત એવો કુડકોલિકશ્રાવક પોતાની પૂષાસ્ત્રીની સાથે વિષયસુખ ભોગવતો હતો

એક દિવસ દેવદાનવોએ નમસ્કાર કરેલા શ્રી વીરપ્રભુ ગૌતમ ગણધરાદિક પરિવારસહિત શિલાવર્તકચૈત્યને વિષે સમવસર્યા તેવારે પ્રભુને આવેલા સાભળી કુડકોલિકશ્રાવક હર્ષથી મ્હોટી સમૃદ્ધિસહિત પ્રભુને વાદવા ગયો ત્યા તે ત્રણ પ્રદક્ષિણાપૂર્વક વદના કરી યોગ્યસ્થાનકે બેઠો પછી પ્રભુએ ધર્મદેશના આપી કે -"હે ભવ્યજનો! જીવિતને ડાભના આગલા ભાગ ઉપર રહેલા પાણીના ટીપા સરખુ, લક્ષ્મીને સમુદ્રના તરગો સરખી અને પુત્ર તથા સ્ત્રી વિગેરેના સ્નેહને સ્વપ્નના સરખો ચચળ જાણીને ધર્મ કરો તે ધર્મને તીર્થંકરોએ ચાર પ્રકારનો કહ્યો છે, તેમા શીલધર્મ મુખ્ય છે નરક અને તિર્યંચના દુ ખોના ભયને દૂર કરવા સમર્થ એવા સાધુ મુનિરાજને સર્વ સ્ત્રીસગનો ત્યાગ હોય છે, તેમ શ્રાવકોને પણ પરસ્ત્રીત્યાગનુ વ્રત હોય છે પરસ્ત્રી સેવાથી માણસને ભવોભવ તિર્યંચપણુ, નપુસકપણુ, દૌર્ભાગ્ય અને દુ ખોનો સ






મૂળ આવી મળે છે. જેણે મન, વચન અને કાયાથી પરસ્ત્રીને ત્યજી દીધી છે તે પુરૂષ આ ભવને વિષે અને પરભવને વિષે કુલધ્વજની પેઠે સુખ પામે છે. તે કુલધ્વજની કથા આ પ્રમાણે:—

## શીલવ્રત ઉપર
## કુલધ્વજની કથા.

આ દક્ષિણ ભરતક્ષેત્રને વિષે અયોધ્યા નામનું નગર છે, ત્યાં શંખ નામનો રાજા રાજ્ય કરે છે; તેને ધારણી નામની સ્ત્રી છે. તે ધારિણીને વિષે ઉત્પન્ન થએલો કુલધ્વજ નામનો કુમાર છે, તે કુલધ્વજકુમાર સંપૂર્ણ કળાનો જાણ હોવાથી કુળને વિષે ધ્વજા સરખો હતો. એક દિવસ તે કુમાર વનને વિષે ક્રિડા કરવા ગયો હતો, ત્યાં તેણે એક ઝાડની નિચે અનેક સાધુઓના પરિવારસહિત બેઠેલા માનતુંગ નામના ગુરૂને દીઠા. પછી ગુરૂને જોઈ બહુ હર્ષ પામેલો રાજકુમાર ત્યાં જઇ ગુરૂને ત્રણ પ્રદક્ષિણા કરી તથા વંદના કરી યોગ્યસ્થાનકે બેઠો. તેવારે ગુરૂએ રાજકુમારને ધર્મદેશના આપી કે:-“હે ભવ્યજનો! સંસારસમુદ્રને ઉતરવામાં વહાણ સમાન, નરક અને તિર્યંચના દુઃખોને કાપી નાંખવામાં તરવાર સમાન અને કલ્યાણના મંદિર એવા શીલવ્રતને પાળો.” ગુરૂનો આવો ધર્મઉપદેશ સાંભળી કુલધ્વજકુમારે કહ્યું:-“હે ભગવન્! હું સર્વરીતે શીલ પાળવા સમર્થ નથી, તોપણ હું પરસ્ત્રીને તો ત્યજી દઉં છું; કારણ મ્હારે સ્વદારાસંતોષ છે.” રાજકુમાર આ પ્રમાણે ચોથું વ્રત લઇ ગુરૂને વંદના કરી ઘર તરફ વળ્યો. રસ્તામાં તેણે બે સ્ત્રીઓને પરસ્પર ક્રોધથી વઢવાડ કરતી દીઠી, તેથી તેણે કહ્યું કે, “હે સ્ત્રીઓ! તમે શામાટે ફોગટ વઢવાડ કરો છો?” આવી રીતે કુમારે બે સ્ત્રીઓને પૂછયું એટલે એક સ્ત્રીએ કહ્યું:-“હે રાજપુત્ર! હું લુવારની સ્ત્રી છું, મ્હારૂં નામ સૌભાગ્યકંદલી છે, હું કૂવેથી પાણીનો ઘડો ભરી ભારથી થાકી ગઇ છતો ઘેર જાઉં છું આ વેળા સુતારની સ્ત્રી કનકમંજરી ખાલી ઘડો લઇ કૂવે પાણી ભરવા જતી હતી, એ ખાલી ઘડાવાળીએ મને માર્ગ ન આપ્યો






એજ અમારે વડવાડ થવાનુ કારણ છે વળી વડવાડનુ બીજુ પણ કારણ સાભળો—"પૃથ્વીમા જેવુ કળાકૌશલ્ય છે, તે સઘળુ મ્હારો પતિ જાણે છે, તેવુ કળાકૌશલ્ય (ચાતુર્ય) બીજે કોઈ ઠેકાણે દેખાતુ નથી" પછી રાજકુમારે કૌતુકથી પૂછ્યુ—"હે ભાગ્યવતી! ત્હારા પતિમા શુ ચાતુર્ય છે?" તેવારે તે સ્ત્રીએ કહ્યુ—"મહારાજ! સાભળો ધ દેવ નામનો લુવાર મ્હારો પતિ છે, તેમણે એમ લોઢાનુ માછલુ બનાવ્યુ છે, તે માછલુ રાજાની આજ્ઞાથી આકાશમા ઉડી સમુદ્રમા પેસ છે, ત્યા તે ગળાના છિદ્રથી સારા સારા મુક્તાફળો ગળીને ફરી પોતાને ઠેકાણે આવે છે" પછી સુતારની સ્ત્રી મ્હો મરડી, તાળીયો પાડી, હસીને બોલી—"અરે રાજકુમાર! એ ચાતુરીથી શુ મોટાઈ ગણાય! ચાતુરીતો તેને કહેવાય કે જે મ્હારા પતિમા છે" તેવારે રાજકુમારે તેને પૂછ્યુ—"હે સારા નેત્રવાળી! ત્હારા પતિમા શુ ચાતુરી છે તે કહે? તે સાભળી સ્ત્રીએ કહ્યુ—"આ નગરમા કર્પ નામનો સુતાર મ્હારો પતિ થાય છે, તે લાકડાનો ઘોડો એવો બનાવે છે કે તે ઘોડો છ માસ સુધી આકાશમા ફરે છે" પછી તે સ્ત્રીઓના વચનથી મનમા વિસ્મય પામેલા રાજકુમારે ઘરે આવી સર્વ વાત પોતાના પિતાને કહી. તેવારે રાજાએ લુવારને અને સુતારને બોલાવ્યા અને તેમને માછલુ તથા ઘોડો બનાવવા માટે લોઢુ તથા લાકડુ આપ્યુ પછી લુવારે પોતાની ચાતુરીથી એક મ્હોટુ માછલુ બનાવ્યુ, તે માછલાના ઉપલા ભાગ ઉપર એક મ્હોટી પેટી બનાવી પછી લુવાર સહિત રાજા માછલાઉપર ચડયો તેવારે લુવારે માછલાના પાછલા ભાગમા બે ખીલીઓ મારી એટલે તે માછલુ પક્ષીની પેઠે આકાશમા ઉડયુ આથી રાજા વિસ્મય પામી ગામ, નગર અને દેશ વિગેરે જોવા લાગ્યો જેટલામા માછલુ સમુદ્રને કિનારે પહોચ્યુ તેટલામા રાજાએ અને લુવારે પેટીમા પેશી બારણુ બધ કર્યુ માછલુ પાણીમા ગયુ અને ત્યા સારા સારા મુક્તાફળો ગળી તુરત પોતાના નગરને વિષે આવ્યુ, એટલે રાજા અને લુવાર માછના ઉપરથી ઉતર્યા પછી લુવારે ખીલી કાઢી નાખી એટલે તે માથી મુક્તાફળો નિકળ્યા તેવારે રાજાએ વિસ્મય પામી લુવારને






પુછયું. "આ માંછલું આવવું જવું શી રીતે કરે છે ?" ત્યારે સુથારે કહ્યું. "મહારાજ ! મેં સિદ્ધાયિકાદેવીનું આરાધન કર્યું છે, તેથી તે દેવીએ જવા આવવાના કારણરૂપ બે ખીલીઓ આપી છે. હે નાથ! તે ખીલીના યોગથી હું આકાશમાં જાઉં આવું છું. દેવોની શક્તિ ન ચિંતવી શકાય એવી હોય છે."

પછી સુતારે લાકડાનો ઘોડો તૈયાર કરી રાજાને દેખાડયો અને કહ્યું કે-"હે નાથ! આ ઘોડાઉપર આપ અથવા કુલધ્વજ કુમાર બેસો. તે વખતે કુમારે કહ્યું:-"મહારાજ! આપની આજ્ઞાથી આ ઘોડાઉપર હું બેસી પૃથ્વીને જોઉં." ત્યારે રાજાએ કહ્યું. "તેમ કર." પછી સુતારે જવા આવવાના કારણરૂપ બે ખીલીઓ કુમારને સોંપી. કુમારે રાજાને નમસ્કાર કરી અને ઘોડાઉપર ચડી બન્ને ખીલીઓ ઘોડાના પાછલા ભાગઉપર ઘાલી એટલે તે ઘોડો માણસોના જોતાં જોતાં આકાશમાં ઉછળી અદૃશ્ય થઇ ગયો. બહુ વાર પૃથ્વીમાં ભમ્યા પછી તે ઘોડો એક નગરની પાસેના બગીચામાં ઉતર્યો, ત્યાં કુલધ્વજકુમારે બે ખીલીઓ કાઢી લીધી અને તેનાં લાકડાં જૂદાં જૂદાં કરી ભારો બાંધી તે ભારો પોતાને ઓસીકે મૂકી તે એક ઝાડની છાયામાં સૂતો. બપોરનો વખત થયો તોપણ ઝાડની છાયા જેમ હતી તેમની તેમજ રહી, જરા પણ ખસી નહીં. આ વખતે બાગનો માળી ફરતો ફરતો ત્યાં આવ્યો, તેણે ઝાડની છાયા સ્થિર રહેલી જોઇને વિચાર કર્યો કે, "નિશ્ચે આ સૂતેલા પુરૂષનો પ્રભાવ છે." પછી માળીએ તે ઉંઘી ગયેલા રાજકુમારના પગનો અંગુઠો પકડયો એટલે કુલધ્વજ જાગી ઉઠયો. તેવારે માળીએ કહ્યું:-"હે સત્પુરૂષ! આજે મ્હારા ઘરના પરૂણા થાઓ." આવી રીતે તેણે બહુ આગ્રહ કર્યો એટલે કુમારે કબૂલ કર્યું. પછી માળી કુમારને સાથે લઇ પોતાને ઘેર આવ્યો અને ઘોડાના લાકડાનો ભારો એક બાજૂ ખુણામાં મૂકયો. માળીએ ઉત્તમ રીતે કુમારને ભોજન કરાવ્યું. પછી રાજકુમાર સાંઝની વખતે નગરની શોભા જોવા માટે નિકળ્યો. ત્યાં સોનાની પુતળીઓથી સુશોભિત અને મનોહર તોરણોથી દેદીપ્યમાન એવી તે નગરીના શ્રીમંત પુરૂષોના ઘરોને જોતા જોતા તે કુમાર






એ- જિનમંદિર પાસે આવી પહોચ્યો કુમાર જિનમંદિરની અંદર જઇ અને શ્રી મુનિસુવ્રતપ્રભુને વંદના કરી જેટલામાં સ્તુતિ કરવાનો આરંભ કરે છે, તેટલામાં કોઇએક સ્ત્રી ત્યાં આવી, તે સ્ત્રીની આગળ રહેના સુભટલોકોએ જિનમંદિરની અંદર રહેલા સઘળા માણસોને બહાર કાઢી મૂક્યા તેવારે કુમાર વિચાર કરવા લાગ્યો કે, 'એ કોણ છે? અને મંદિરની અંદર રહેલા માણસોને શામાટે કાઢી મૂકે છે?" આવી રીતે વિચાર કરી તે કોઇ ન જાણે એવી રીતે એક ખૂણામાં સંતાઇ રહ્યો પછી કોઇ દિવ્યરૂપ ધારણ કરનારી દેવકન્યાસમાન કન્યા જિનમંદિરની અંદર આવી, અને જિનરાજનુ પૂજન કરી પોતાની સખીઓસહિત નૃત્ય કરી ચાલી ગઇ પછી રાત્રીને વખતે કુમારે ખૂણામાંથી બહાર નિકળી કોઇ પુરૂષને પૂછ્યુ કે, "હે સત્પુરૂષ! એ કન્યા કોણ હતી" ત્યારે તે પુરૂષે કહ્યુ 'હે પુરૂષશ્રેષ્ઠ! આ રત્નપુર નામનુ નગર છે, તેમાં શ્રી મુનિસુવ્રતસ્વામીનો શ્રાવક વિજય નામનો રાજા રાજ્ય કરે છે, તે રાજાએ આ સુવર્ણ અને રત્નોથી સુશોભિત જિનમંદિર બંધાવ્યુ છે એ રાજાને જયમાળા રાણીથી ઉત્પન્ન થએલી સુંદરી નામની પુત્રી છે, એક દિવસ રાજા પુત્રીને વિવાહયોગ્ય થએલી જોઇ તેના વરનો વિચાર કરવા લાગ્યા રાજા અને રાણી પુત્રીના યોગ્યવરની શોધ કરતા હતા એ વાત પુત્રીએ જાણી પોતાની સખીઓ આગળ પ્રતિજ્ઞા કરી કે, "જે પુરૂષ પૃથ્વીઉપર અને આકાશમાં પોતાના પરાક્રમથી ફરનારો હોય તેજ મ્હારો પતિ થશે, નહિ તો મ્હારે અગ્નિ એજ શરણ છે" પુત્રીની આવી પ્રતિજ્ઞા સખીઓએ તેની માને કહી પછી રાણીએ રાજાને કહી. તેવારે રાજા પુત્રીનો મનોરથ આકાશપુષ્પની પેઠે નિષ્ફળ માની શોક કરવા લાગ્યો" આ પ્રમાણે કહી તે પુરૂષ રાજમંદિરમાં ગયો

પછી કુંવરજકુમાર પાછો ઘરે આવી લાકડાનો ઘોડો તૈયાર કરી રાત્રીએ ખીલીના પ્રયોગથી તુરત રાજકન્યા સુંદરીના મહેલમાં આવ્યો, અને તે કન્યાના પલંગઉપર ચારે તરફ અર્ધું ચાવેલુ તંબોળ નાખી જે માર્ગેથી આવ્યો હતો તેજ માર્ગેથી પાછો ઘેર ચાલ્યો ગયો પછી જાગી ઉઠેલી કન્યા પોતાના પ

લંગઉપર ચારે તરફ તંબોળ પડેલું જોઇ વિચાર કરવા લાગી કે, "અહિં કોઇ દેવ કે વિદ્યાધર આવ્યો હોય એમ દેખાય છે." આ વિચારમાં તે કન્યાને દિવસ વર્ષતૂલ્ય થયો. પછી બીજી રાત્રીએ તે કન્યા કપટનિદ્રાથી સૂતી. કુલધ્વજકુમાર પણ લાકડાના ઘોડાઉપર બેશી ત્યાં આવ્યો, અને જેટલામાં પલંગઉપર તંબોળ નાંખી પાછો વળ્યો, તેટલામાં રાજકુમારી સુંદરીએ બન્ને હાથવતી તેનું લુગડું પકડી લીધું. તેવારે કુમારે કહ્યું:-"હે કન્યા! હું પૃથ્વીઉપર ફરનારો છું, છતાં આ લાકડાના ઘોડાથી આકાશમાં ફરનારો થયો છું." ત્યારે રાજકન્યાએ કહ્યુ:-"હે સત્પુરૂષ! મ્હારા મનોરથ ફળ્યા." પછી કુમાર દીવાને સાક્ષી રાખી રાજકન્યાની સાથે ગાંધર્વવિવાહથી પરણ્યો અને ત્યાંજ વિષયસુખો ભોગવવા લાગ્યો.

હવે કન્યાના સર્વ અંગ વૃદ્ધિ પામેલા જોઇ દાસીઓ ભય પામતી છતી વિચાર કરવા લાગી કે:-"અહો! આ કન્યાના અકાળે સર્વ અંગો વૃદ્ધિ કેમ પામ્યા?" પછી દાસીઓએ તે વાત જયમાળારાણીને કહી. રાણીએ પણ કન્યાના સર્વ અંગ વૃદ્ધિ પામેલા જોઇ રાજાને કહ્યું કે, "હે પ્રાણનાથ! નિર્ભય એવો કોઇ પુરૂષ તમારા મહેલમાં આવી તમારી પુત્રીને ભોગવે છે." તેવારે રાજાએ કહ્યું. "હે દેવી! જેણે મ્હારા મહેલમાં આવી આવું અયોગ્ય કામ કર્યું તે પુરૂષને હું યમરાજના ઘરે પરૂણા તરીકે મોકલી દઇશ." પછી ક્રોધના વશથી ભ્રકુટી ચડાવેલો રાજા તે પુરૂષની શોધ કરવાને ઇચ્છતો છતો સભામાં આવ્યો. આ વખતે સભામાં એક વેશ્યા આવી હતી, તેણે રાજાની આકૃતિ જોઇ પુછ્યું કે, "હે રાજન્! આપને ચિંતાનું કારણ શું છે?" ત્યારે રાજાએ એકાંતમાં પુત્રીનું ચરિત્ર કહ્યું. એટલે વેશ્યા બોલી કે, "મહારાજ! ચિંતા ન કરો. એ અન્યાય કરનારા પુરૂષને બાંધી હું આપની પાસે લાવીશ." એમ કહી તે વાગુરાવેશ્યા પોતાના ઘરે આવી; પછી નાના પ્રકારના ઉપાય જાણવામાં ચતુર એવી તે વેશ્યાએ કન્યાના ઘરની આસપાસ ચારે તરફ સિંદુર વેરાવ્યો. રાત્રીએ કુલધ્વજકુમાર ઘોડાઉપર બેશી કન્યાના ઘરમાં આવ્યો અને તે સિંદુર વેરેલા ઘરમાં કન્યાની સાથે ક્રિડા કરી સવારે માળીને ઘેર




ચાલ્યો ગયા સવારે વેશ્યાએ કન્યાના ઘરમા આવીને જોયુ તો કુમારના પગના પડેલા તેના જોવામા આવ્યા પછી વેશ્યા તેને પૃથ્વીઉપર વિચરનારો માણસ જાણી તેની શોધ માટે રક્ષકલોકોની સાથે નગરમા ફરવા લાગી બહુ ઠેકાણે ફરતા ફરતા વેશ્યાએ તે વોજ અવસ્થાવાળા કુલધ્વજકુમારને સિંદુરથી રાતા થએલા પગ વાળો દેખી "આજ પુરુષ રાજકન્યાની પાસે આવનારો છે" એમ ધારી સુભટલોકોને કહ્યુ કે, 'આ પુરુષને પકડો" પછી સુ ભટલોકો તેને પકડી રાજા પાસે લાવ્યા રાજાએ તેને જોઇ મનમા બળતા છતા "આ મહુ અન્યાય કરનારો છે" એમ ધારી તેને મારી નાખવાની આજ્ઞા આપી. જ્યારે સુભટલોકો તેને બાંધીને ચાલ્યા, તે વખતે રાજકુમાર કુલધ્વજનુ સ્વરૂપ જોઇ લોકો પર સ્પર કહેવા લાગ્યા કે, "આ યોગ્યપુરુષને રાજાએ કેવો અયો ગ્ય હુકમ કર્યો છે' નિશ્ચે એ કુમારના વિયોગથી રાજકુમારી મુ દન મૃત્યુ પામશે જો પુત્રીએ આવુ કામ કર્યું હતુ તો રાજાએ તે જાહેર કરવુ નહોતુ કહ્યુ છે કે—

आयुर्वित्त ग्रहच्छिद्र, मन्त्रमैथुनभेषजम् ॥
दानमानापमानञ्च, मतिमान्नप्रकाशयेत् ॥ १ ॥

ભાવાર્થ —આયુષ્ય, ધન, ઘરનુ છિદ્ર, મંત્ર, મૈથુન, ઔષધ, દાન, માન અને અપમાન એટલા વાનાને બુદ્ધિમાન માણસ પ્ર કાશ કરે નહીં

લોકોના આવા વચન સાભળતો કુલધ્વજકુમાર સુભટોસ હિત માળીના ઘરની પાસે આવ્યો, એટલે તેણે સુભટોને કહ્યુ કે, "હે સુભટો ! જો તમે રજા આપો તો આ માળીના ઘરે મ્હારી કુલદેવી છે તેને હુ નમસ્કાર કરી લઉં" ત્યારે સુભટોએ કહ્યુ 'જા જઇ આવ' પછી કુમાર માળીના ઘરમા જઇ લાકડાનો ઘોડો તૈયાર કરી તેના ઉપર બેસી સર્વ રાજપુરુષો જોતા જોતા આ કાશમાર્ગે થઇ રાજકન્યાના ઘરમા ઉતર્યો. ત્યાથી રાજકન્યાને ઘોડા ઉપર બેસારી ફરી આકાશમાર્ગે થઇ બહુ હર્ષ પામતો છતો મ હાસમુદ્રને કાંઠે આવ્યો, ત્યા ઘોડાઉપરથી નિચે ઉતરી એક ઝાડ ની પાસે પાંદડાની શય્યા કરી સૂતો આ વખતે કુમારને ભૂખ લા




કામ આરંભ્યું છે? કન્યા કોઈને આપવી તો પડશેજ. આવો વર ફરી ક્યાં મળશે?” આ પ્રમાણે વિચાર કરી તેણે પ્રધાનપુરૂષોને મોકલી કુમારને બહુ માન આપ્યું અને પોતાની પુત્રી તેની સાથે પરણાવી. પછી કુલધ્વજકુમાર તે વિજયરાજાની આજ્ઞા લઈ સ્ત્રીસહિત લાકડાના ઘોડાઉપર બેસી પોતાના દેશ તરફ ચાલી નિકળ્યો.

અહિં અયોધ્યાનગરમાં શંખરાજાએ પુત્રના વિયોગથી ૭ માસ ગયા એટલે લાકડાનો ઘોડો બનાવનાર સુતારને મારી નાંખવાની પોતાના સુભટોને આજ્ઞા આપી, અને નગરની બહાર સુતારને બાળી દેવા માટે મ્હોટી ચિતા તૈયાર કરાવી. કહ્યું છે કે –“ ક્રોધ પામેલો રાજા યમરાજ સરખો થાય છે, અને પ્રસન્ન થયેલો રાજા કુબેર સરખો થાય છે.” પછી રાજપુરૂષો સુતારને બાંધી ચિતાની પાસે લાવ્યા અને જેટલામાં તેને ઉપાડી ચિતામાં નાંખી દેવાની તૈયારી કરે છે, તેટલામાં રાજાએ પોતાના પુત્રને સ્ત્રીસહિત આકાશમાર્ગેથી આવતો જોયો. રાજકુમાર તરત આકાશમાર્ગેથી ઉતર્યો. પુત્રના આવવાથી રાજા બહુ હર્ષ પામ્યો. પછી રાજા કુમારને અને સુતારને વાજીંત્રોના શબ્દથી મ્હોટો ઉત્સવ કરી નગરમાં તેડી ગયો. અનુક્રમે શંખરાજા મૃત્યુ પામ્યો, તેના રાજ્ય સિંહાસને કુલધ્વજકુમાર બેઠો. પછી ભુવનમંજરીને પટ્ટરાણીપદ આપી તેની સાથે વિષયસુખ ભોગવતો રાજ્ય કરવા લાગ્યો.

એક દિવસ તે નગરના વનને વિષે પરિવારસહિત કેવળજ્ઞાની સમવસર્યા, તે વખતે માળીના મુખથી કેવળીનું આવવું સાંભળી રાજાકુલધ્વજ તેમને વંદના કરવા ગયો; ત્યાં ધર્મ સાંભળી પ્રતિબોધ પામેલા તેણે પુત્રને રાજ્ય સોંપી વિધિથી ગુરૂપાસે દીક્ષા લીધી. પછી તે કુલધ્વજમુનિ સંસારને બંધીખાનાસમાન માનતા છતા અનિત્યભાવના ભાવવા લાગ્યા. તે આ પ્રમાણે:—

લક્ષ્મી ચપળ છે, સુખ થોડુ છે અને શરીર નાશવંત છે, તો હું ધર્મને વિષે શામાટે ઉદ્યમ ન કરૂં? મૃત્યુ અવશ્ય થવાનું છે, રેહેંટના ન્યાયથી વારવાર જન્મ અને મૃત્યુનો બહુ ક્લેશ છે, વિશ્વમાં ભમતા એવા મનરૂપ દુષ્ટ ઘોડાએ સઘળુ વશ કરી લીધું છે, જેણે દુર્જય એવા કષાયો જીત્યા છે, તે ઉત્તમ છે.” આ પ્ર-




માનુ શુદ્ધભાવથી ભાવિત ચિત્તવાળા તેમને શુક્લધ્યાનથી કેવળ જ્ઞાન ઉત્પન્ન થયુ અનુક્રમે ભવ્યજીવોને પ્રતિબોધ પમાડી તે કુલધ્વજમુનિ મુક્તિપદ પામ્યા

## ઇતિ કુલધ્વજની કથા

શ્રી મહાવીરપ્રભુ કુંડકોલિકશ્રાવકને કહે છે કે-"હે ભવ્ય જનો ! તમે કુલધ્વજકુમારની પેઠે નિર્મળ એવા શીલવ્રતને પાળી ઝટ મુક્તિસુખ મેળવો" આવો ધર્મઉપદેશ સાભળી કુંડકોલિક શ્રાવક બારપ્રકારનો શ્રાવકધર્મ ધારણ કરી તથા જીવાજીવાદિ નવ તત્ત્વોને જાણી હર્ષથી જિનેશ્વરપ્રભુને વદના કરી પોતાને ઘરે આવ્યો પછી માયાશલ્યરહિત એવો તે કુંડકોલિકશ્રાવક ઉત્તમ રીતે જિનધર્મ પાળવા લાગ્યો

એક દિવસ અશોકવાડીમા બપોરને વખતે એક શિલાઉપર ઉત્તરાસગ અને નામવાળી વીંટી મૂકી કુંડકોલિક સામાયિક કરતો છતો શુભધ્યાન ધરતો હતો, તે વખતે કોઇએક દેવતા પ્રગટ થઇ તેનુ ઉત્તરાસગ અને વીંટી લઇ આકાશમા ગયો પછી તેણે તે શ્રાવકને કહ્યુ કે-"હે કુંડકોલિક ! મખલીપુત્રનો ધર્મ સારો છે, કારણ તેમા ઉત્થાન, કર્મ, વીર્ય અને પુરૂષાકાર નથી ઉત્થાન તે તપ સયમ વિગેરે, ગમન અને લજ્જાદિકમા કર્મ રહ્યુ છે વીર્ય તે જીવ તથા શરીરનુ બળ અને પુરૂષાકાર તે પોતાનુ કાર્ય કરવામા પરાક્રમ એ ચાર વિના જીવોના સર્વ કાર્ય સિદ્ધિ થાય છે, જેનાથી સર્વે ભાવો પોતાના સ્વરૂપમા રહેલા છે હે કુંડકોલિક ! હવે પછી ત્હારે એમ ન કહેવુ કે ઉત્થાનાદિકથીજ કાર્યસિદ્ધિ થાય છે.

કહ્યુ છે કે—

प्राप्तव्यो नियतिबलाश्रयेण योऽर्थं ,
सोऽवश्य भवति नृणा शुभोऽशुभोवा,
भूताना महति कृतेऽपि हि प्रयत्ने,
ना भव्य भवति न भाविनोऽस्ति नाश ॥ १ ॥

ભાવાર્થ —પ્રારબ્ધના યોગથી માણસને જે કાઇ સારૂ અ

થવા ખોટું થવાનું છે તે નિશ્ચે થાય છે. પ્રાણીઓ મ્હોટો ઉદ્યમ કરે તોપણ જે થવાનું નથી તે થતું નથી અને જે થવાનું છે તે થયા વિના રહેતું નથી. વળી

न हि भवति यन्न भाव्यं, भवति च भाव्यं विनापि यत्नेन ॥
करतलगतमपि नश्यति, यस्य तु भवितव्यता नास्ति ॥ १ ॥

ભાવાર્થ:—જે થવાનું નથી તે થતું નથી અને જે થવાનું છે તે પ્રયાસવિના પણ થાય છે. જે વસ્તુ રહેવાની નથી તે હાથમાં હોય તોપણ જતી રહે છે.

માટે મંખલીપુત્ર ગોશાળાનો ધર્મ સારો છે અને વર્દ્ધમાનનો કહેલો ધર્મ સારો નથી. કારણ મંખલીપુત્રના ધર્મને વિષે ઉત્થાન, પુરૂષાકારવિના પણ કાર્યસિદ્ધિ થાય છે, અને ભાવો અનિયત છે; માટે વર્દ્ધમાનનો ધર્મ સારો નથી."

દેવતાનાં આવાં વચન સાંભળી જિનધર્મથી ભાવિત આત્માવાળા કુંડકોલિકશ્રાવકે દેવતાને કહ્યું:-"હે દેવ! તેં જે મંખલીપુત્રનો ઉત્થાનાદિ ભાવવિનાનો ધર્મ સારો અને શ્રી વીરજિનેશ્વરનો ઉત્થાનાદિ ભાવવાળો ધર્મ ખોટો એમ કહ્યું તે યુક્તિવાળું દેખાતું નથી. ઉત્થાનાદિ વિના કાર્યસિદ્ધિ થતી નથી, અને જો પુરૂષાકાર વિના કાર્યસિદ્ધિ થાય છે તો તેં દેવસમૃદ્ધિ શી રીતે મેળવી? જો સંયમાદિ વિના પણ દેવસમૃદ્ધિ મળે છે તો સંસારમાં રહેલા સર્વે જીવો દેવસમૃદ્ધિવાળા થવા જોઇએ! અરે દેવ! આ સંસારમાં કેટલાક જીવો સુખી દેખાય છે અને કેટલાક જીવો દુઃખી દેખાય છે, તેનું શું કારણ હશે? જો સર્વે ભાવો પોતાના સ્વરૂપને પામેલા હોય તો નિશ્ચે તે સર્વેના પર્યાયનો ફેરફાર ન થવો જોઇએ. હે દેવ! પૂર્વે ભવે તપ કરી અને સંયમ પાળી તેં દેવપણું પ્રાપ્ત કર્યું તો પછી કહે પદાર્થોનું નિશ્ચયપણું શી રીતે રહ્યું? તેં 'શ્રી વર્દ્ધમાન જિનેશ્વરનો ધર્મ ખોટો અને ગોશાળાનો ધર્મ સારો છે.' એમ કહ્યું તે ખોટું છે. જિનેશ્વરનો કહેલો ધર્મ તત્ત્વરૂપ અને ગોશાળાનો કહેલો ધર્મ અસત્યરૂપ છે. તે બન્નેમાં મેરૂ અને સરસવ જેટલું અંતર છે. તેમ જિનધર્મમાં અને બીજા ધર્મમાં પણ તેટલુંજ

અતર છે કે દેવ! કયો ધર્મ મિથ્યા છે તે વાત તુ પોતેજ વિચારી જો કારણ તુ અમારાથી વધારે જ્ઞાનવાળો છે કહ્યુ છે કે —

बुद्धे॰ फलं तत्वविचारण च, देहस्य सार व्रतधारण च ॥
अर्थस्य सार किल पात्रदान, वाचा फल प्रीतिकर नराणाम् ॥

ભાવાર્થ —તત્વનો વિચાર કરવો એ બુદ્ધિનુ ફળ છે, વ્રત પાળવુ એ દેહનુ સાર છે, પાત્રને દાન આપવુ તે ધનની શ્રેષ્ઠતા છે અને માણસને પ્રીતિ કરવી એ વાણીનુ ફળ છે"

ઇત્યાદિ કુડકોલિકના વચનથી દેવતા બોલતા બધ થઇ ગયો, મનમા શકા પામી ગયો, અને ઉત્તર આપવા જરાપણ સમર્થ થયો નહી પછી એનાથી હુ હારી ગયો, એવા વિચારથી મનમા ખેદ પામતો તે દેવતા નામવાળી વીટી અને ઉત્તરાસગનુ લુગડુ એ બન્ને વસ્તુ મૂકી પોતાને સ્થાનકે ચાલ્યો ગયો,

આ વખતે શ્રી વર્દ્ધમાનસ્વામી તેજ કાપિલ્યનગરના શિવાવર્તક નામના ચૈત્યને વિષે સમવસર્યા દેવતાઓએ સમવસરણ રચ્યુ તે વખતે કુડકોલિક જિનેશ્વરને સમવસરેલા જાણી વદના કરવા ગયો, ત્યા તે જિનેશ્વરને ત્રણ પ્રદક્ષિણાપૂર્વક વદના કરી યોગ્યસ્થાનકે બેઠો ધર્મદેશનાને અતે શ્રી વીરજિનેશ્વરે દેવ દાનવના સભામા કુડકોલિકને કહ્યુ કે —"હે શ્રાવક! તુ બપોર વખતે અશોકવાડીમા શિલાઉપર બેઠો હતો, તે વખતે એક દેવતા પ્રગટ થયો, તેણે લ્હાવ નામવાળી વીટી અને લુગડુ બન્ને વસ્તુ લઇ જિનધર્મની નિદા કરી અને મખલીપુત્રના ધર્મના વખાણ કર્યા. પછી તે યુક્તિવડે દેવતાને બોલતો બધ કરી દીધો અને જિનધર્મની સ્થાપના કરી તેથી તુ કૃતાર્થ થયો છુ પુણ્યવત થયો છુ, તે એક અહકારથી પણ મિથ્યાદૃષ્ટિ દેવતાને જીત્યો" આ પ્રમાણે તેના વખાણ કરી વીરજિનેશ્વરે સાધુ સાધ્વીઓને પોતાની પાસે બોલાવીને કહ્યુ કે —"હે મહાભાગો! ગૃહસ્થ એવા કુડકોલિકે મિથ્યાદૃષ્ટિ એવા દેવતાને પ્રશ્નવડે કરીને બોલતો બધ કરી દીધો, બાર અગના જાણ સાધુઓ પ્રશ્નવડે પરતીર્થીઓને ઉત્તર આપી શકે નહીં તેવા કરી દેવામા સમર્થ થાય છે" શ્રી વીરપ્રભુના તે વ

ચનને પ્રમાણ કરી તપ સંયમને વિષે પ્રીતિવાળા તે સાધુઓએ વિહાર કર્યો અને કુંડકોલિકશ્રાવક પણ પ્રશ્નો પૂછી તથા તેનો શ્રી જિનરાજના મુખથી અર્થ વિચાર જાણી વંદના કરી પોતાને ઘેર આવ્યો. જિનેશ્વરપ્રભુએ પણ બીજે વિહાર કર્યો.

પછી કુંડકોલિકશ્રાવકે ચૌદ વર્ષસુધી જિનધર્મની આરાધના કરી પંદરમે વર્ષે વૈરાગ્યવંત થએલા તેણે મ્હોટા પુત્રને ઘરભાર સોંપી આણંદશ્રાવકની પેઠે વિધિવડે અગીયારપડિમા વહી છેવટ વીસ વર્ષસુધી જિનધર્મ પાળી, આરાધના કરી, સર્વ જીવોને ખમાવી, શ્રી વીરપ્રભુનું સ્મરણ કરતા અને મુખથી પંચપરમેષ્ઠિનો જપ કરતા એવા તે કુંડકોલિકશ્રાવકે એક માસના અનશનથી કાળ કરી પહેલા દેવલોકને વિષે અરૂણપ્રભવિમાનમાં ચારપલ્યોપમ આયુષ્યવાળું દેવપદ પ્રાપ્ત કર્યું.

શ્રી ગૌતમસ્વામીએ પ્રભુને પૂછ્યું:-"હે ભગવન્! તે કુંડકોલિકશ્રાવક ત્યાંથી ચવીને ક્યાં જશે?" તેવારે ભગવાને કહ્યું:- "હે ગૌતમ! કુંડકોલિકશ્રાવક ત્યાંથી ચવી મહાવિદેહક્ષેત્રમાં સિદ્ધિપદ પામશે." આ કુંડકોલિકશ્રાવકનું ચરિત્ર સાંભળી જંબૂસ્વામીએ શ્રી સુધર્માસ્વામીને નમસ્કાર કર્યો.

ઇતિ શ્રી વાચનાચાર્ય રત્નલાભગણીના શિષ્ય રાજકીર્તિગણીએ રચેલી ગદ્યબંધ વર્દ્ધમાનદેશનામાં કુંડકોલિકશ્રાવકને પ્રતિબોધ નામનો છઠ્ઠો ઉલ્લાસ સંપૂર્ણ થયો.



# ઉલ્લાસ સાતમો.

## सद्दालपुत्रश्रावकनुं चरित्र.

શ્રી સુધર્માસ્વામી જબૂસ્વામીની આગળ સાતમા સદ્દાલ પુત્રશ્રાવકનુ ચરિત્ર કહે છે

આ જબૂદ્વીપમા ભરતક્ષેત્રને વિષે પોલ્લાસ નામનુ નગર છે, ત્યા જિતશત્રુ નામનો રાજા રાજ્ય કરતો હતો તે નગરની બહાર સહસ્રામ્રવન નામનુ વન છે તે પોલ્લાસનગરમા સદ્દાલપુત્ર નામનો કુભાર રહેતો હતો, તે ગોશાળાનો શ્રાવક હતો, તેમજ પોતાના મતમા બહુ કુશળ હતો સદ્દાલપુત્ર ગોશાળાએ કહેલો ધર્મ પાળતો હતો, તે બહુ ધનવાન્ હતો વ્યાજે, વેપારમા અને નિધાનરૂપે ભૂમિમા તેને એક એક ક્રોડ ધન હતુ, તેના ઘરને વિષે એક ગોકુળ હતુ, બીજી પણ બહુ સમૃદ્ધિ હતી સદ્દાલપુત્રને શુદ્ધ ભાગ્યથી પવિત્ર શરીરવાળી અગ્નિમિત્રા નામની સ્ત્રી હતી તે સદ્દાલપુત્રની નગરની બહાર વાસણની પાચસે દુકાનો હતી, તેમા તેના પાચસે માણુસો વેપાર કરતા હતા, નવા વાસણો પણ બનાવના અને વેચવા ઇત્યાદિ કામો તેના બીજા માણુસો કરતા હતા વળી તેના બીજા કેટલાક માણુસો વાસણો લઈ લઈ નગરમા રાજમાર્ગે બેસીને વેચતા હતા

એક દિવસ સદ્દાલપુત્ર અશોકવાડીમા બેઠો હતો, એવામા કોઇ દેવતાએ પ્રગટ થઇ તેને કહ્યુ -"હે સદ્દાલપુત્ર ! કાલ સવારે સમ્યક્ જ્ઞાનદર્શનના ધારણહાર શ્રી અરિહતપ્રભુ સમવસરશે, તે પોતે કેવળી, સર્વજ્ઞ અને ત્રણલોકને પૂજ્ય છે, વળી કર્મબધનથી મુક્ત થએલા છે તો તે વદના કરવાયોગ્ય અને જગતને વિષે પૂજ્ય એવા પ્રભુને તુ વદના કરજે, નમસ્કાર કરજે, પાટ, પાટલો, શય્યા વગેરે વાનુ નિમત્રણ કરજે " આ પ્રમાણે દેવતા તેને એક બેવાર કહી અતર્ધ્યાન થઈ ગયો. પછી સદ્દાલપુત્ર વિચાર કરવા

લાગ્યો કે, "સવારે ઉત્પન્ન થયું છે જ્ઞાન અને દર્શન જેમને એવા મ્હારા ગુરૂ આવશે, એટલે હું તેમની વંદના પૂજા કરી પાટ, પાટલી, શય્યા વિગેરે વહોરાવવાનું નિમંત્રણ કરીશ." આ પ્રમાણે તે વિચાર કરતો હતો એવામાં સવારે શ્રી વર્દ્ધમાનસ્વામી સમવસર્યા. રાજાદિ સર્વ લોકો તેમને વંદના કરવા ગયા. તેવારે સદ્દાલપુત્ર પણ જિનેશ્વરને સમવસરેલા જાણી મનમાં વિચાર કરવા લાગ્યો:-"આ વીરજિનેશ્વર પાસે જઇ હું તેમને વંદના કરૂં." આ પ્રમાણે વિચાર કરી, સ્નાન કરી, પવિત્ર લુગડાં પહેરી, પાલખીમાં બેશી મ્હોટી સમૃદ્ધિથી જિનેશ્વરપ્રભુ પાસે આવ્યો, અને ત્રણ પ્રદક્ષિણા પૂર્વક વંદના કરી તેમની આગળ બેઠો. પછી પ્રભુએ મધુરવાણીથી ધર્મ ઉપદેશ આપ્યો કે:-"હે ભવ્યજનો! વર્મને વિષે પ્રીતિ કરવી, વિષયોને ત્યાગ કરવા, કષાયને છોડી દેવા, ગુરૂને વિષે પ્રેમ રાખવો અને ધર્મક્રિયામાં પ્રમાદ ન કરવો; એ સર્વ ઉત્તમ ગતિના ઉપાય છે." ધર્મ ઉપદેશ પૂર્ણ થયા પછી જિનેશ્વરે સદ્દાલપુત્રને કહ્યું:-"હે સદ્દાલપુત્ર! ગયા દિવસે ત્હારી પાસે કોઈએક દેવતાએ પ્રગટ થઇ એમ કહ્યું હતું કે, "સવારે સર્વજ્ઞ એવા જિનેશ્વર અહિં આવશે, તે દેવ અને દાનવોને વંદના કરવાયોગ્ય છે, તેથી તું તેમની પાસે જઇ વંદના કરજે, નમસ્કાર કરજે, પાટ, પાટલી, શય્યા, સંથારો આપવાનું નિમંત્રણ કરજે." આ પ્રમાણે કહી દેવતા ગયો એટલે તું મનમાં વિચાર કરવા લાગ્યો કે, "તેજ લક્ષણવાળા મ્હારા ધર્માચાર્ય ગોશાળક અહિં આવશે." વીરપ્રભુનાં આવાં વચન સાંભળી સદ્દાલપુત્ર મનમાં વિચાર કરવા લાગ્યો કે, "નિશ્ચે વર્દ્ધમાનસ્વામીજ સર્વજ્ઞ, અર્હન, જિન અને મહિમાવંત છે. દેવતાએ જે કહ્યા હતા તે સર્વ ગુણો આમને વિષે દેખાય છે, તો પુણ્યના હેતુ માટે એમને પાટ, પાટલી, શય્યા વિગેરે વહોરવાનું નિમંત્રણ કરૂં." આવી રીતે વિચાર કરી સદ્દાલપુત્રે વીરપ્રભુને નમસ્કાર કરીને વિનંતી કરી કે:-"હે ભગવન્! પોલાસપુરમાં મ્હારા કુંભારનાં પાંચસેં હાટ છે, તો હે ભગવંત! પ્રાતિહાર્ય, પાદપીઠ, શય્યા વિગેરે વહોરો મ્હારા ઉપર અનુગ્રહ કરો." તેનાં આવાં વચનથી શ્રી વર્દ્ધમાનસ્વામી તેની પાસેથી પ્રાતિહાર્ય,




શકવા, ગશાળે વિગેરે વહાણે તેને પ્રતિબોધ કરવા માટે ત્યાંજ રહ્યા

એક દિવસ સદ્દાલપુત્ર માટીના વાસણો તડકે મૂકતો હતો, એ વામા જિનેશ્વરે તેને પ્રતિબોધ કરવા માટે કહ્યું –' હે સદ્દાલપુત્ર ' તે આ વાસણો શી રીતે બનાવ્યા ?" તેવારે મખલીપુત્રગોશાળાના ધર્મને વિષે પ્રીતિવાળા સદ્દાલપુત્રે કહ્યુ –' હે ભગવન્! ખાણમાંથી માટી લાવી તેને પાણીથી પલાળી મસળી પીંડા કરૂ છુ, પછી તેને ચાક ઉપર ચડાવી ઉપન્નો ભાગ જૂદો જૂદો કરી ઘડા વિગેરે વાસણો બનાવુ છુ " ત્યારે શ્રી વીરપ્રભુએ કહ્યુ –" હે સદ્દાલપુત્ર ' આ ઘડા વિગેરે વાસણો પુરૂષાભિમાન અને પરાક્રમ વિના બને છે ? " સદ્દાલપુત્રે કહ્યુ –' હે ભગવન્ ' આ ઘડા વિગેરે વાસણો ઉત્થાનાદિ વિના થાય છે, જેમા ઉત્થાનાદિ થતુ નથી તે પદાર્થ જગત્મા શાશ્વતા કહેવાય છે " પછી ભગવાને કહ્યુ –' હે સદ્દાલપુત્ર ' કોઈ પુરૂષ ત્હારા વાસણોને ફોડી નાખે, જૂદા જૂદા કરી દે, વળી ત્હારા ઉપર કોપ પામેલો કોઈ પુરૂષ ત્હારી અગ્નિમિત્રાસ્ત્રીની સાથે બહુ ભોગ ભોગવે તો હે મખલિપુત્રના ભક્ત ' તે પુરૂષને તુ શુ શિક્ષા કરે ? " ત્યારે સદ્દાલપુત્રે કહ્યુ –' હે ભદત ' તે પુરૂષને હુ તિરસ્કાર, બાધુ, મારૂ, ગાળો દઉં, વિડંબના પમાડુ " વળી ભગવાને કહ્યુ ' હે સદ્દાલપુત્ર ' ત્હારી અગ્નિમિત્રાસ્ત્રીની સાથે કોઈપણ ભોગ ન ભોગવે, વાસણોને ફોડી નાખે નહીં, તેમ ચોરી જાય નહીં, તોપણ તે પુરૂષને તુ તિરસ્કાર કર, બાંધ, માર અને ગાળો દે તો તે પુરૂષમા પરાક્રમાદિ ભાવો અનિયતપણાથી નથી ? જો કોઈ પુરૂષ ત્હારા વાસણો ફોડી નાખે અને અગ્નિમિત્રાને ભોગવે તો તે પુરૂષને તુ તિરસ્કાર કર, તાડના કર, અને કહે છે એમ કે ઉત્થાન પુરૂષકારાદિભાવો લોકમા અનિયત (અશાશ્વત) છે હે સદ્દાલપુત્ર ' આ ઉપરથી ત્હારૂ કહેવુ પણ જૂઠુ થયુ જે વસ્તુ થવાની હોય તે થાય છે છતા તુ ઘાત વિગેરેનો દોષ કરનારને બાંધવાનું અને વધ કરવાનુ કહે છે

શ્રી વીરપ્રભુના આવા વચન સાભળી મતવાદી સદ્દાલપુત્રનો મિથ્યાત્વરૂપ મહા અધકાર નાશ પામી ગયો, તેથી તે મનમા વિચાર કરવા લાગ્યો –" પુરૂષાભિમાન અને પરાક્રમવિના




કાર્યસિદ્ધિ દેખાતી નથી. લોકમાં શ્રી વર્દ્ધમાને નિરૂપણ કરેલો ધર્મ સત્ય છે અને ગોશાળાએ કહેલો ધર્મ અસત્ય છે." પછી તેણે પ્રતિબોધ પામી જિનેશ્વરને કહ્યું કે:–"હે પરમેશ્વર! હું આપના મુખથી શુદ્ધ ધર્મ સાંભળવાની ઇચ્છા રાખું છું." ત્યારે પ્રભુએ ધર્મઉપદેશ આપ્યો તે આ પ્રમાણે:—

પુરૂષને ધર્મ અર્થ અને કામ એવા ત્રણ અર્થો હોય છે, તેમાં ધર્મથી અર્થ અને કામ પ્રાપ્ત થાય છે; માટે તે ત્રણમાં ધર્મ મુખ્ય છે. ધર્મથી માણસને સૌભાગ્ય, ઉત્તમ કુળમાં જન્મ, પરોપકાર બુદ્ધિ, નિર્મળ મતિ, ઉત્તમ ભોગો મળે છે. તે ધર્મ જિનેશ્વરોએ બે પ્રકારનો કહ્યો છે. એક સાધુધર્મ અને બીજો શ્રાવકધર્મ. તેમાં તપરૂપ ધનવાળા અને બંધનથી મુક્ત થએલા એવા સાધુઓનો પંચમહાવ્રતરૂપ ધર્મ છે અને શ્રાવકોનો સમકીતમૂળ ધર્મ છે. તે ધર્મ પાંચ અણુવ્રત અને સાત શિક્ષાવ્રત એવા ભેદથી બાર પ્રકારનો છે; એમ જિનેશ્વરોએ કહ્યું છે. એ બન્ને પ્રકારનો ધર્મ દુષ્ટ એવા આઠ પ્રકારના કર્મનો ક્ષય કરવાનું કારણ છે: એમ જિનેશ્વરોએ કહ્યું છે. તપ પણ બાહ્ય અને અભ્યંતર એવા ભેદથી બાર પ્રકારનું છે. જે માણસો ભાવથી થોડું પણ તપ કરે છે, તે દામન્નકની પેઠે બન્ને લોકમાં સર્વ પ્રકારની લક્ષ્મીનું પાત્ર થાય છે. તે દામન્નકની કથા આ પ્રમાણે:—

## તપવ્રત ઉપર
## દામન્નકની કથા.

આ ભરતક્ષેત્રના રાજપુર નામના નગરમાં એક કુળપુત્ર રહેતો હતો, તેને જિનદાસ નામનો શ્રાવક મિત્ર હતો. એક દિવસ જિનદાસશ્રાવક કુળપુત્રને સાધુ પાસે લઇ ગયો, તે વખતે સાધુએ જિનપ્રણિત ધર્મઉપદેશ આપ્યો. કુળપુત્રે તે ધર્મ સાંભળી માંછલાના માંસનું ગુરૂ પાસે પચ્ચખ્ખાણ લીધું. પછી તે કુળપુત્ર ભવ્યરીતીથી શુદ્ધ ભાવવડે વ્રત પાળવા લાગ્યો. કોઈ વખતે તે દેશમા દુકાળ પડ્યો, તેથી સર્વે લોક ભૂખથી પીડા પામતા છતા

માછના ઓને માંસનુ ભક્ષણ કરવા લાગ્યા ત્યારે કુળપુત્રની સ્ત્રીએ પોતાના પતિને કહ્યુ – ‘ હે સત્પુરૂષ ! આ તમારા બાળકો ભૂખની પીડા પામે છે, તેથી તે મૃત્યુ પામવા જેવા થઇ ગયા છે તો પણ તમે શામાટે નિશ્ચિંત થઈને બેઠા છો ? માછલા લઇ આવો કે જેથી તેઓ ભક્ષણ કરે ” ત્યારે કુળપુત્રે કહ્યુ “ પુત્રો મરો કે જીવો, પરંતુ હુ માછલા કાઢવા જવાનો નથી ” પણ તેને તેના શાળાઓ હાથ પકડી કરીને કાંઠે લઇ ગયા અને હાથમાં જાળ આપીને કહ્યુ કે, ‘ માછલા કાઢો ” એને કુળપુત્રે પરાણે પરાણે નદીમા જાળ નાખીને કાઢી તો તેમા મત્સ્ય માછલા આવ્યા, તે જોઇ તેણે બે ત્રણવાર ફરી જાળ પાણીમા નાખીને કાઢી અને દયાથી તે મનમા વિચાર કરવા લાગ્યો કે, “કુટુમ્બને માટે કરેલુ પાપ પણ પાપ કરનારને નરકના કૂવામા નાખે છે, અને આ શરીર તો અવશ્ય નાશવંત છે, આ મ્હારૂ શરીર મળમૂત્રને ધારણ કરનારૂ છે તો તેને માટે આ દીન હીન માછલાને શામાટે ફોગટ નાશ પમાડુ ? જેવી રીતે મ્હારો જીવ મને વહાલો છે, તેવી રીતે સર્વે પ્રાણીઓને પોતાનો જીવ વહાલો છે, તેથી હુ પોતાના જીવને માટે પરજીવોનો શામાટે ઘાત કરૂ ? આ પ્રમાણે વિચાર કરી તે પુણ્યાત્મા કુળપુત્ર ઘેર આવી અનશન લઇ, ચોરાશીલાખ જીવોને ખમાવી, શ્રી પરમેષ્ઠીમંત્રનો જાપ કરતા કાળ કરી રાજગૃહનગરમા મણિયારશેઠના ઘરે પુત્રરૂપે ઉત્પન્ન થયો બારમે દિવસે પિતાએ ઉત્સવ કરીને તે પુત્રનુ દામન્નક એવુ નામ પાડયુ. અનુક્રમે લાલનપાલન કરાતો એવો તે પુત્ર આઠ વર્ષનો થયો

એકદા તે શેઠના ઘરમા મરકીનો રોગ ચાલ્યો તેથી તેના ઘરના દામન્નક પુત્રવિના બીજા સઘળા માણસો મરી ગયા દામન્નક પોતાના ઘરમાથી નિકળી સાગરશેઠના ઘરે ગયો, તે શેઠે તેને પોતાના ઘેર રાખ્યો તેથી તે ત્યા સુખે રહ્યો એક દિવસ સાગરશેઠને ઘેર બે સાધુઓ વ્હોરવા આવ્યા, ત્યા મ્હોટા સાધુએ તે દામન્નકને જોઇ ન્હાના સાધુને કહ્યુ કે, “આ બાળક આ શેઠના ઘરનો માલીક થશે ” મુનિનુ આ વચન ઘરના માલીક સાગરશેઠે સાંભળ્યુ, તેથી તે ખેદ પામી વિચાર કરવા લાગ્યો કે –“ મ્હારો

પુત્ર ગુણવાન અને વિદ્વાન છે છતાં આ બાળક મ્હારા ઘરનો માલીક શી રીતે થશે? જો એ બાળક મ્હારા ઘરનો માલીક થયો તો મ્હારૂં મ્હોટું કુળ ગયું એમજ સમજવું; માટે આ બાળકને કોઈ પણ ઉપાયથી મારી નાંખું."

આ પ્રમાણે વિચાર કરી સાગરશેઠે એક ચાંડાલને બોલાવી તેને તે પુત્ર મારી નાખવા માટે સોંપ્યો. ચાંડાલ તેને વનમાં દૂર લઇ ગયો અને ઉત્તમ લક્ષણવાળા તે પુરૂષને જોઈ વિચાર કરવા લાગ્યો કે, "આ બાળકે તે શેઠનું શું બગાડયું હશે કે, જે આને મરાવી નાંખે છે. ધિક્કાર છે! ધિક્કાર છે!! તે શેઠને. હું આ બાળકને નહીં મારી નાંખું." આવી રીતે વિચાર કરી ચાંડાલે તે દામન્નકની ટચલી આંગળી કાપીને કહ્યું કે:-"હે બાળક! અહિંથી નાશી જા, જો પાછો આવ્યો તો જીવથી મારી નાંખીશ." પછી બાળક દામન્નક ભય પામી વનમાં નાશી ગયો. રસ્તામાં તેને કોઇ ગોવાળે દીઠો, તેથી તેણે તેને પોતાની પાસે બોલાવીને કહ્યું કે, "ભય ન પામીશ." એમ કહી પોતાની પાસે રાખ્યો અને શાંત કર્યો. ગોવાળ અપુત્ર હતો તેથી તેણે પુણ્યના વશથી દામન્નકને પુત્ર કરીને રાખ્યો. દામન્નક પણ સુખે તેના ઘરને વિષે રહી ગાયો ચારતો અનુક્રમે યૌવનાવસ્થા પામ્યો.

એક દિવસ સાગરશેઠ ગોકુળ જોવા માટે ગયો, ત્યાં તે દામન્નકને જોઈ વિસ્મય પામ્યો અને વિચાર કરવા લાગ્યો કે, "દેવના સરખું રૂપ ધારણ કરનારો આ કોણ છે?" પછી તેણે ગોકુળમાં રહેનારા માણસને પૂછયું કે, "આ કોનો છોકરો છે?" ત્યારે તે ગોવાળીઆઓએ કહ્યું:-"શેઠ! એ બાળક અનાથ અને એકલો અહિં આવ્યો હતો, એને તમારા ગોવાળે પુત્ર કરી રાખેલો છે."

ગોવાળીયાનાં આવાં વચન સાંભળી સાગરશેઠે વિચાર્યું કે, "નિશ્ચે તે બાળક આ પોતેજ હતો." પછી તેણે મનમાં કાંઇ વિચારી એક ચીઠી લખી દામન્નકને આપીને કહ્યું:-"હે ભલા માણસ! તું આ ચીઠી મ્હારા ઘેર મ્હારા પુત્રને આપી આવ." દામન્નક શેઠની ચીઠી લઇ ચાલ્યો અને અનુક્રમે રાજપુરનગરની પાસે આવી પહોંચ્યો; ત્યાં તે થાકી ગયેલો હોવાથી એક દેવમંદિરમાં

સૂતો. આ વખતે સાગરશેઠની પુત્રી વિષા દેવપૂજાના માટે ત્યાં આવી તે જેટલામાં દેવપૂજા કરી પાછી વળી, તેટલામાં તેણે દામન્નકને સૂતેલો દીઠો, તેમજ તેની પાઘડીમાં પોતાના પિતાની લખેલી ચીઠી પણ દીઠી વિષાએ તે ચીઠી લઈ વાંચી તો તેમાં એવું લખ્યું હતું કે, "હે પુત્ર! આ ચીઠી વાંચી આ કુમારને (વિષં) વિષ દેવું." ચીઠી વાંચી વિષા વિચાર કરવા લાગી -"હાય હાય! મ્હારા પિતાએ આ ચાંડાલકામ શું આરંભ્યું! એને વિષ આપવું યોગ્ય નથી પણ વિષા આપવી યોગ્ય છે" એમ ધારી વિષાએ ષં અક્ષર ઉપર રહેલા મીંડાને કાઢી નાખી પોતાની આંખના કાજળથી ષ અક્ષરનો ષા અક્ષર કરી દીધો. પછી ચીઠી બંધ કરી જેમ હતી તેમ મૂકી તે પોતાને ઘેર આવી. થોડીવાર પછી દામન્નક જાગી ઉઠ્યો અને તેણે સાગરશેઠને ઘેર આવી તેના પુત્રને ચીઠી આપી શેઠના પુત્રે યોગ્ય વર જાણી તેમજ તે દીવસે શુભ લગ્ન હોવાથી ગીત અને વાજીંત્રોના મહોત્સવપૂર્વક તે દામન્નકની સાથે વિષાનું લગ્ન કર્યું પછી શેઠ ઘેર આવ્યો તો તેણે દામન્નકને પોતાની પુત્રી પરણેલો દીઠો તેથી તે વજ્રથી ઘાયલ થયા જેવો બની ગયો અને વિચારવા લાગ્યો કે, "હાય હાય! મેં ધાર્યું હતું કાંઈ અને દૈવે કર્યું કાંઈ! તોપણ હું એને મારી નાખીશ" આવી રીતે વિચાર કરી તેણે પોતાના સેવકોને કહ્યું -"હે સુભટો! આ મ્હારા જમાઈને મારી નાખવો છે, માટે તેનો કાંઈ ઉપાય શોધતા રહો" શેઠનું વચન સુભટોએ પ્રમાણ કર્યું પછી સુભટો ઉપાય શોધવા લાગ્યા, પરંતુ તેના પુણ્યના પ્રભાવથી કાંઈ ઉપાય હાથ આવે નહીં

એક દિવસ મિત્રના ઘેર નાટક થતું હતું, ત્યાં દામન્નક જોવા ગયો હતો અર્ધી રાત પછી તે પોતાને ઘેર આવ્યો તો બારણાં બંધ હતા, તેથી તે બહાર પરસાળમાં ખાટ નામના જગનો સૂતો હતો શેઠના સુભટો તેને ત્યાં સૂતેલો જોઈ પરસ્પર કહેવા લાગ્યા કે, "શેઠને પૂછીને એને મારી નાખીએ" પછી તેઓ શેઠને પૂછવા માટે ગયા અને ત્યાં જમાઈની હકીકત કહી તેવારે શેઠે કહ્યું -"હે સુભટો! ઝટ ત્યાં જઈ તેને મારી નાખો." શેઠની રજા લઈ સુભટો

હથીયાર લઈ જેટલામાં ત્યાં આવ્યા, તેટલામાં માંકડ કરડતા હોવા થી ઉંઘ ન આવવાને લીધે દામન્નક ત્યાંથી ઉઠી મિત્રને ઘેર જઇ સૂઇ રહ્યો અને તેની જગ્યાએ અભાગ્યના યોગથી શેઠનો પુત્ર નાટક જોઇ આવીને સૂતો. તેથી તે સૂતેલા શેઠના પુત્રને સુભટોએ દામન્નક ધારી મારી નાંખ્યો અને પછી તેઓ પોતાના ઠેકાણે ચાલ્યા ગયા. સવારે લોકોએ સાગરશેઠના પુત્રને મારી નાંખેલો જોઇ "હાય હાય! કોઇએ સાગરદત્તશેઠના પુત્રને મારી નાંખ્યો છે." એમ કહેવા લાગ્યા. આ વાત સાગરશેઠે સાંભળી તેથી તે અને તેની સ્ત્રી બન્ને જણાં છાતી ફાટી જવાથી મૃત્યુ પામ્યાં. પછી રાજાએ દામન્નકને સાગરશેઠના ઘરનો માલીક કર્યો. પૂર્વે કરેલા તપના પ્રભાવથી તેને સઘળી ભોગસામગ્રી મળી.

એક દિવસ દામન્નક સોનાના સિંહાસન ઉપર બેઠો હતો, એવામાં નાચ કરનારા લોકોએ આવીને તેની પાસે નાચ કર્યો; ત્યાં એક જણે નાચ કરતાં એક ગાથા કહી. તે આ પ્રમાણેઃ—

अणुपुरवमात्रहंताविअणत्था तस्स बहु गुणा हुंति ॥
सुहदुहकत्तपक्खो जस्स कयंतो वहइ पक्खं ॥ १ ॥

ભાવાર્થ—જેનો પક્ષ યમરાજાએ કરેલો છે તે પુરૂષને ઉપરા ઉપર આવી પડતા અનર્થો બહુ ગુણકારી થાય છે, તો પછી તેને સુખ અને દુઃખ ક્યાથીજ હોય? અર્થાત્ નજ હોય.

આ ગાથા સાંભળી પ્રસન્ન થએલા દામન્નકે તેને એકલાખ સોનામ્હોરો આપી. આવી રીતે તેણે તે નાચ કરનારને ત્રણવાર ત્રણલાખ સોનામ્હોરો આપી. આ વાત રાજાએ સાંભળી તેથી તેણે દામન્નકને પૂછયુ એટલે દામન્નકે ખરી વાત કહી. પછી દામન્નકને રાજાએ શેઠપદ આપ્યું. અનુક્રમે દામન્નક સાધુના વચનથી ધર્મકાર્ય કરી દેવલોકમાં ગયો, ત્યાંથી ચવી આ મનુષ્યભવ પામી કેવળજ્ઞાન ઉત્પન્ન કરી મુક્તિપદ પામશે. દામન્નકની પેઠે થોડું પણ તપ કરનારા પુરૂષો આ લોકનાં સુખ ભોગવી થોડા કાળમાં મુક્તિસુખ પામે છે.

ઇતિ દામન્નકની કથા.

આ પ્રમાણે જિનેશ્વરના મુખથી બે પ્રકારનો ધર્મ સાભળી સદ્દાલપુત્રે જિનેશ્વરને કહ્યુ –"હે પ્રભો ! હુ પાચમહાવ્રતનો ભાર ઉપાડવા સમર્થ નથી, માટે મને સમકિતસહિત શ્રાવકધર્મ આપો" પછી તે સદ્દાલપુત્ર આણંદશ્રાવકના પેઠે ભાવથી શ્રાવકધર્મ આદરી તેમજ ઇચ્છાપ્રમાણે ભૂમિ, અનાજ અને વેપારમા એક એક ક્રોડ સોનામ્હોર તથા એક ગોકુળ એટલુ મોકળુ રાખી પછી પ્રભુને પ્રશ્નો પૂછી,નવતત્ત્વોને હૃદયમા ધારણ કરી અને જિનેશ્વરને નમસ્કાર કરી બહુ પરિવારસહિત પોતાને ઘેર આવ્યો પછી તેણે પોતાની સ્ત્રી અગ્નિમિત્રાને કહ્યુ –"હે ભાગ્યવતી ! હમણા મે શ્રી જિનરાજે નિરૂપણ કરેલો ધર્મ અગિકાર કર્યો છે, માટે તુ પણ શ્રી જિનેશ્વર પાસે જઈ તેમનો ધર્મ ગ્રહણ કર" અગ્નિમિત્રાએ પતિના વચન પ્રમાણ કરી સારથી લોકોને કહ્યુ "રથ લાવો" પછી સારથી રથ લાવ્યો એટલે તે સ્નાન કરી ઉત્તમ ઘરેણા તથા લુગડા પહેરી દાસીઓસહિત રથમા બેસી શ્રી વીરપ્રભુ પાસે આવી ત્યા ત્રણ પ્રદક્ષિણાસહિત વદના કરી તેમની આગળ બેઠી, તે વખતે શ્રી વીરપ્રભુએ તેને ધર્મઉપદેશ આપ્યો પછી ધર્મ સાભળવાથી જેના રૂવાડા ઉચા થતા હતા એવી તે અગ્નિમિત્રાએ કહ્યુ –"હે ભગવન્ ! આ સાર્થવાહ, સેનાપતિ અને રાજાદિ સર્વે લોકોએ મ ાને ત્યજી દઈ દીક્ષા લીધી છે તેમ હુ દીક્ષા લેવા સમર્થ નથી" એમ કહી તે પાચ અણુવ્રત અને સાત શિક્ષાવ્રત સહિત બાર પ્રકારનો ગૃહસ્થધર્મ ગ્રહણ કરી વીરપ્રભુને નમસ્કાર કરી પોતાના ઘરે આવી, અને શ્રી વર્દ્ધમાનપ્રભુ પણ ભવ્યજનોને પ્રતિબોધ કરતા છતા દેવતાએ રચેલા નવ કમળોઉપર પગ ધારણ કરતા બીજે સ્થળે વિહાર કરી ગયા સદ્દાલપુત્ર પણ કુટુબસહિત ભાવથી શ્રી વીરપ્રભુએ કહેલા ધર્મનુ પાલન કરવા લાગ્યો અને ભાવથી સાધુઓની સેવા કરતો છતો રહેવા લાગ્યો

હવે ગોશાળે સાભળ્યુ કે "સદ્દાલપુત્રે આજીવિકાના ધર્મને ત્યાગ કરી વર્દ્ધમાનજિનનો ધર્મ ગ્રહણ કર્યો" તેવી તે ગોશાળો મનમા વિચાર કરવા લાગ્યો કે, "હાય હાય ! જે બહુ હર્ષથી અશન, પાન વિગેરે પદાર્થોથી અમારી ભક્તિ કરતો તે સદ્દાલપુત્રને

પણ શ્રી વીરે પ્રતિબોધ પમાડી પોતાનો કર્યો; માટે હમણાંજ હું પોલ્લાસપુરમાં જઇ યુક્તિવાળા દ્રષ્ટંતથી તેમ બીજા હેતુથી તે સદ્દાલપુત્રને પ્રતિબોધ પમાડી મ્હારા મતને વિષે સ્થાપન કરૂં." આવો વિચાર કરીને તે પોતાના શિષ્યોના પરિવારસહિત પોલ્લાસપુરમાં આવી પોતાના સેવકોની વિશાળાશાળામાં સમવસર્યો. પછી તે શાળામાં ઉપાધ્યાયાદિકને મૂકી શિષ્યના પરિવારસહિત યુક્તિનો વિચાર કરતો તે ગોશાળો સદ્દાલપુત્રને ઘેર ગયો. સદ્દાલપુત્રે ગોશાળાને પોતાને ઘેર આવતો જોઇ તેના સામું પણ ન જોયું તો પછી નમસ્કાર અને ભક્તિ વિગેરેની તો વાતજ શી? સદ્દાલપુત્ર શ્રી મહાવીરપ્રભુની આગળ પાટ, પાટલી, સથારા વિગેરેના હેતુ એવા સત્યગુણનું કીર્તન કરતો હતો, તે સ્વરૂપ જોઇ ગોશાળાએ તેને કહ્યું:-"હે સદ્દાલપુત્ર! અહિં મહામાહણ આવેલા છે." ત્યારે સદ્દાલપુત્રે પુછ્યું. "મહામાહણ કોણ છે?" ગોશાળે કહ્યું. "આ મહાવીર જગતમાં મહામાહણ કહેવાય છે?" પછી સદ્દાલપુત્રે પુછ્યું.-"મહાવીર મહામાહણ શી રીતે કહેવાય?" મંખલીપુત્રે કહ્યું. "ઉત્પન્ન થએલા જ્ઞાનને લીધે ત્રણલોકમાં પૂજન કરવાયોગ્ય હોવાથી અરિહંત જિનને મહામાહણ કહેલા છે. વળી હે ભદ્ર! આ નગરને વિષે મહાગોવાળ આવેલા છે." સદ્દાલપુત્રે પુછ્યું. "મહાગોવાળ કોણ કહેવાય છે?" મંખલીપુત્રે કહ્યું. "વીરજિન મહાગોવાળ કહેવાય છે." ત્યારે સદ્દાલપુત્રે પુછ્યું:-"વીરજિનને મહાગોવાળ કેમ કહેવાય છે?" ગોશાળે કહ્યું. "જેમ ગોવાળ ગાયોના ટોળાંને વનમાં ચારે છે, આમ તેમ જતા એવા તે ગાયોના ટોળાંને ઘેર લાવે છે, શિકારી પશુઓથી રક્ષણ કરે છે, સંધ્યાવખતે વાડીમાં પૂરે છે, તેવી રીતે જિન પણ દુઃખી એવા ભવ્યજનોને ઝટ કલ્યાણરૂપ વાડામાં રાખે છે. તેજ શુદ્ર દંડવડે જિનેશ્વર ગોવાળ કહેવાય છે. તેમ હે ભદ્ર! અહિં મહા સાર્થવાહ આવેલા છે." સદ્દાલપુત્રે પુછ્યું. "મહા સાર્થવાહ કોણ કહેવાય છે?" ગોશાળે કહ્યું. "જિનચંદ્ર વર્દ્ધમાન મહા સાર્થવાહ કહેવાય છે." ત્યારે સદ્દાલપુત્રે પુછ્યું. "તે મહા સાર્થવાહ શી રીતે કહેવાય છે?" તેવારે ગોશાળે કહ્યું. "જેમ સાર્થવાહ સર્વ માણસોના




સમૂહને પોતાના સાર્થના વિષે ગ્રહણ કરે છે, ચોરની ધાડનો ભય દૂર કરે છે, માર્ગ દેખાડે છે, ઇષ્ટ નગરમા લઇ જાય છે, તેમ વીર જિનેશ્વર પણ જગતના જીવોના મિથ્યાત્વને દૂર કરી, સમકિતરૂપ રત્ન આપી, શુદ્ધ માર્ગના કુમાર્ગને દૂર કરી મોક્ષનગર પ્રત્યે પહોચાડે છે, માટે સાર્થવાહ એમ કહ્યુ છે હે ભદ્ર! આ નગરને વિષે નિર્યામક આવેલ છે" સદ્દાલપુત્રે પુછ્યુ "નિર્યામક કોણ કહેવાય છે?" ગોશાળે કહ્યુ "ત્રણ લોકમા પૂજ્ય એવા સિદ્ધાર્થપુત્ર નિર્યામક કહેવાય છે" પછી સદ્દાલપુત્ર પૂછ્યુ "તે નિર્યામક શી રીતે કહેવાય?" મખલીપુત્રે કહ્યુ "જેમ નિર્યામક (વહાણ ચલાવનારો) સર્વ માણસોને વહાણઉપર ચડાવી મગર વિગેરેથી ભક્ષણ કરાતા એવા તે માણસોનુ રક્ષણ કરે છે, વળી વહાણવડે સર્વ માણસોને સમુદ્રને કાઠે ઉતારે છે, તેવી રીતે શ્રી વીરજિનેશ્વર જન્મ મરણરૂપ કલ્લોલનથી બૂડતા એવા ભવ્યપ્રાણીઓને ધર્મરૂપ વહાણથી મોક્ષનગરીમા પહોચાડે છે, માટે તે નિર્યામક કહેવાય છે હે ભદ્ર! આ નગરને વિષે મહા ધર્મકથક (ધર્મ કહેનાર) આવ્યા છે" સદ્દાલપુત્રે પૂછ્યુ "ધર્મકથક કોણ કહેવાય છે?" ગોશાળે કહ્યુ "ત્રણ જગતમા પૂજ્ય અને સિદ્ધાર્થરાજાના પુત્ર ધર્મકથક કહેવાય છે" પછી સદ્દાલપુત્રે પૂછ્યુ "તે ધર્મકથક શામાટે કહેવાય છે?" ત્યારે ગોશાળે કહ્યુ "કુગ્રહરૂપ મગરે ગળેલા, દુષ્ટ અને મહા પાપમા આસક્ત એવા લોકને ધર્મકથા કહે છે, વળી જિનમાર્ગથી ભૂલા પડી અવળે માર્ગે જનારા માણસોને ધર્મકથાથી વિસ્તારે છે" સદ્દાલપુત્ર શ્રી વર્દ્ધમાનસ્વામીના આવા ગુણનુ કીર્તન સાભળી પ્રસન્ન થઈ બોલ્યો -"હે ગોશાળ! તુ સર્વ શાસ્ત્રના અર્થને જાણનારો છે, સર્વ કળામા કુશળ છે, ચતુર છે, પડિત છે, જાણ છે, ઉપદેશ આપવામા ચતુર છે અને જગત્મા પ્રસિદ્ધ છે તો મ્હારા ધર્માચાર્યની સાથે વિવાદ કર જો તુ મ્હારા ધર્માચાર્યને વાદવિવાદથી નિરૂત્તર કરે તો હુ ત્હારા મનમા આવીશ" તેવારે ગોશાળે કહ્યુ -"હે સદ્દાલપુત્ર! તે જિનેશ્વર અનતશક્તિવાળા છે અને હુ થોડી શક્તિવાળો છુ તેથી હુ તેમની સાથે વાદવિવાદ કરવા સમર્થ નથી જેમ કોઇ જુવાનપુરૂષ એવને, કયૂ




તરને, કુકડાને અથવા તેતરને પુંછડે અથવા પગે પકડે ત્યારે તે જેમ નાશી જવા શક્તિવંત થાય નહીં તેમ શ્રી વીર પણ મને અર્થ, હેતુ, યુક્તિ કે પ્રશ્ન પૂછે તે હું તેમને ઉત્તર આપવા સમર્થ થઉંશ નહીં. કેવળજ્ઞાને કરીને સૂર્યરૂપ શ્રી વીરપ્રભુ સર્વ પદાર્થોને પ્રકાશ કરે છે, તેથી તે ત્હારા ધર્માચાર્યની સાથે હું વિવાદ કરવા સમર્થ નથી. કળહંસનો બાળ જેવી ચાલ ચાલે તેવી ચાલ બગલાનું બચ્ચું ચાલી શકે ખરૂં ? તેમજ જેવી રીતે સૂર્ય જગત્નો પ્રકાશ કરે તેવી રીતે દીવો કરે ખરો? અર્થાત્ નજ કરે." ગોશાળાનાં આવાં વચન સાંભળી સદ્દાલપુત્રે કહ્યું.-"હે મંખલીપુત્ર! તું શ્રી વીરપ્રભુના સત્યગુણોનું કીર્તન કરે છે, માટે હું તને પાટ, પાટલી, શય્યા, સંથારો વિગેરે આપું છું, ધર્મનિમિત્તે આપતો નથી; કેવળ ત્હારા ગુરૂ જાણી આપું છું." પછી ગોશાળો તે સર્વ વસ્તુ લઇ તેની દુકાનોમાં રહ્યો; ત્યાં તે સદ્દાલપુત્રને યુક્તિસહિત હેતુથી પોતાના મતનો ધર્મઉપદેશ આપવો, પણ સદ્દાલપુત્રનું મન જરાપણ ચળાવવાને સમર્થ થયો નહીં; તેથી સદ્દાલપુત્રને જિનધર્મમાં પ્રીતિવાળો જાણી ગોશાળો બીજે સ્થાને ચાલ્યો ગયો.

હવે સદ્દાલપુત્રને જિનધર્મનું આરાધન કરતાં ચૌદ વર્ષ ગયાં. પંદરમા વર્ષને વિષે એક દિવસ રાત્રે તેને એવો વિચાર થયો કે, "હું મ્હારા મ્હોટા પુત્રને ઘરનો ભાર સોંપી શ્રાવકની પડિમા વહું." પછી તેણે પોતાના કુટુંબને બોલાવી ભોજન કરાવી ઘરનો ભાર મ્હોટા પુત્રને સોંપ્યો અને પોતે ધર્મશાળામાં આવી તેને પુંજી, ડાભનું આસન પાથરી, તેના ઉપર બેશી ભાવથી શ્રાવકની પડિમા વહેવા લાગ્યો.

એક દિવસ સદ્દાલપુત્ર પોતાના નાક સામી દ્રષ્ટિ રાખી કાયોત્સર્ગ કરીને રહ્યો હતો, એવામાં હાથને વિષે તરવાર ધારણ કરનારા કોઇ દેવતાએ પ્રગટ થઇ તેને કહ્યું કે:-"હે સદ્દાલપુત્ર! તું સ્વર્ગ અને મોક્ષના સુખની ઇચ્છા કરે છે તો આ કષ્ટ કરવું ત્યજી દે. સમકિત, શીલવ્રત, કાયોત્સર્ગ અને તપ વિગેરેને ત્યજી દઇ વિવિધ પ્રકારના ભોગ ભોગવ. જો તું મ્હારૂં વચન માનીશ

નહી, તો હુ ત્હારા મ્હોટા પુત્રને ઘરમાથી અહિ લાવી ત્હારી આગળ આ તરવારવડે મારી નાખીશ, તેમજ તેના માસના નવ શૂળ કરી તેનની કડાઇમા પકાવીશ, પછી તે માસ અને તેલવડે ત્હાના શરીરઉપર લેપ કરીશ, તેથી તુ આર્તધ્યાનવડે અમળે મૃત્યુ પામી દુર્ગતિ પામીશ" સદ્દાલપુત્રે કાનમા તપાવલુ તરવુ રેડના જેવુ આ વચન સાભળ્યુ, તોપણ તે મેરૂપર્વતના પેઠે ધ્યાનથી ચળ્યો નહી, તેથી તેને ધર્મમા દૃઢ ચિત્તવાળો જાણી દેવતાએ તેના પુત્રને ત્યા લાવી મારી નાખ્યો અને માસના નવ શૂળો કરી તેનમા પકાવી તેવડે સદ્દાલપુત્રના શરીર લેપ કર્યો તોપણ તે ભયકર વેદના સહન કરતો છતો જિનધર્મથી ચળ્યો નહી, પરંતુ પૂર્વની પેઠે ઉત્કૃષ્ટ એવુ ધ્યાન કરવા લાગ્યો પછી દેવતાએ તેના બીજા અને ત્રીજા પુત્રને મારી તેમના લોહી અને માસવડે લેપ કર્યો, તોપણ ધર્મથી ચળ્યો નહીં છેવટ દેવતાએ કોપ કરીને કહ્યુ - 'અરે સદ્દાલપુત્ર! તુ વ્રત અને ધર્મને ત્યજી દઈ મ્હારા વચનથી ભોગ ભોગવ, નહિ તો હુ ત્હારી સ્ત્રી અગ્નિમિત્રાને મારી તેના માસના નવ શૂળો કરી, પકાવી, માસ અને લોહીથી ત્હારા શરીરઉપર લેપ કરીશ હે સદ્દાલપુત્ર! તેથી તુ દુઃખી થઇ મૃત્યુ પામી દુર્ગતિ પામીશ" દેવતાના આવા ભયકર વચનથી પણ પુણ્યાત્મા સદ્દાલપુત્ર ધર્મથી ચળ્યો નહી, તેથી દેવતાએ બીજીવાર ત્રીજીવાર કહ્યુ ત્યારે સદ્દાલપુત્ર મનમા વિચાર કરવા લાગ્યો કે, "આ પાપીએ મ્હારા પુત્રોને મારી તેમના લોહી અને માસવડે મ્હારા શરીરે લેપ કર્યો છે અને હમણા તે મ્હારી સ્ત્રીને મારી નાખવાની ઇચ્છા કરે છે, માટે હુ તેને પકડી શિક્ષા કરૂ" આમ વિચારી તે જેટલામા દેવતાને પકડવા માટે દોડ્યો, તેટલામા દેવતા વિજળીની પેઠે આકાશમાર્ગે ઉડી ગયો તેવારે સદ્દાલપુત્રે કોલાહલ કર્યો, તે સાભળી તેની સ્ત્રીએ બહાર આવીને કહ્યુ -"હે આર્યપુત્ર! તમે કોલાહલ શામાટે કરો છો? ત્યારે સદ્દાલપુત્રે તેની આગળ સર્વ વાત કહી, એટલે સ્ત્રીએ કહ્યુ -"હે નાથ! તમને કોઈ દેવતા ઉપસર્ગ કરે છે, તમારા પુત્રો તો ઘરમા સુખે સુતા છે, તમે વ્રતભગ થયા, માટે ગુરૂપાસે જઈ આલોચના લઈ કરવા

 

 

પાપની નિંદા કરે." પછી સદ્દાલપુત્રે સ્ત્રીના કહેવા પ્રમાણે ગુરૂ પાસે જઇ આલોચના લીધી. અનુક્રમે વીસ વર્ષસુધી શ્રી જિનધર્મની આરાધના કરી અંતે આલોચના લઇ, અનશન કરી તે સદ્દાલપુત્ર સૌધર્મદેવલોકમાં અરૂણપ્રભવિમાનને વિષે ચાર પલ્યોપમના આયુષ્યવાળો મહા સમૃદ્ધિવાળો દેવતા થયો.

શ્રી ગૌતમસ્વામીએ પ્રભુને પૂછ્યુંઃ—"હે નાથ! તે સદ્દાલપુત્રશ્રાવક ત્યાંથી ચવી કઇ ગતિ પામશે?" તેવારે શ્રી મહાવીરપ્રભુએ કહ્યું:-"હે ગૌતમ! સદ્દાલપુત્રશ્રાવક મહાવિદેહક્ષેત્રમાં ચવી સર્વ દુખનો અંત કરી ત્યાંજ સિદ્ધિપદ પામશે." સદ્દાલપુત્રનું આવું અદ્ભુત ચરિત્ર સાંભળી ગૌતમસ્વામી વૈરાગ્ય પામ્યા.

---

ઇતિ શ્રી વાચકરત્ન લાભગણીના શિષ્ય રાજકીર્તિ
ગણીએ રચેલી ગદ્યબંધ વર્દ્ધમાનદેશનામાં
સદ્દાલપુત્રશ્રાવકને પ્રતિબોધ નામનો
સાતમો ઉલ્લાસ સંપૂર્ણ થયો.



 

 

# ઉલ્લાસ આઠમો.

## મહાશતકશ્રાવકનું ચરિત્ર.

હવે શ્રી સુધર્માસ્વામી જંબૂસ્વામીની આગળ આઠમા મહાશતકશ્રાવકનું ચરિત્ર કહે છે —

આ ભરતક્ષેત્રમાં રાજગૃહ નામનું નગર છે, ત્યાં ગુણશિલ નામનું ચૈત્ય છે, તે રાજગૃહનગરમાં જિનભક્ત શ્રેણિકમહારાજા રાજ્ય કરતો હતો તે નગરમાં મ્હોટો ધનવંત મહાશતક નામનો શ્રાવક રહેતો હતો, તેને વેપારમાં, વ્યાજે અને નિધાનરૂપે પૃથ્વીમાં આઠ આઠ ક્રોડ ધન હતું, તેમજ આઠ ગોકુળ હતાં તેને સૌભાગ્યવાળી તેમ રૂપસંપત્તિથી દેવાંગનાઓને પણ જીતનારી રેવતી વિગેરે તેર સ્ત્રીઓ હતી રેવતી પોતાના પિતાને ઘેરથી આઠક્રોડ દ્રવ્ય ગાડાં ભરીને મહાશતકને ઘેર લાવી હતી, તેમ આઠ ગોકુળ લાવી હતી બીજી બાર સ્ત્રીઓ પણ પોતપોતાના પિતાને ઘેરથી એક એક ક્રોડ દ્રવ્ય અને એક એક ગોકુળ લાવી હતી. ઈત્યાદિ મહાશતકને ઘેર બહુ સમૃદ્ધિ હતી મહાશતકશ્રાવક પોતાની તેર સ્ત્રીઓ સાથે વિવિધ પ્રકારના વિષયસુખ ભોગવતો હતો.

એક દિવસ દેવ અને દાનવોએ સેવા કરેલા, આઠ પ્રાતિહાર્યથી સુશોભિત, વેગળા ઉત્તમ ચામરોથી વિંજાતા, ત્રણ છત્રથી સુશોભિત બનેલા અને જેમની આગળ ધર્મચક્ર ચાલી રહ્યું હતું એવા, ઈત્યાદિ સમૃદ્ધિથી મનોહર એવા શ્રી મહાવીરજિનેશ્વર ગુણશિલ નામના ચૈત્યને વિષે સમવસર્યા તેવારે રાજા શ્રેણિક પ્રભુને સમવસરેલા જાણી હાથી, ઘોડા, પાળા અને વાજીંત્રસહિત મ્હોટા આડંબરથી માથે છત્ર ધારણ કરતો છતો પ્રભુને વંદના કરવા ગયો આ વખતે બજારમાં બેઠેલા મહાશતકે કોઈએક માણસને પૂછ્યું કે, "આજે શ્રેણિકમહારાજા મ્હોટી સમૃદ્ધિથી ક્યાં જાય છે?" ત્યારે તે માણસે કહ્યું "અહિં શ્રી વીરપ્રભુ સમવ






સરેલા છે, તેમને વન્દના કરવા જાય છે.” તે માણસનાં આવાં વચન સાંભળી હર્ષ પામેલો મહાશતક સ્નાન કરી, પૂજા કરી, પવિત્ર લુગડાં પહેરી તેર સ્ત્રીસહિત સમવસરણમાં આવ્યો ;અને પ્રભુને પ્રદક્ષિણાસહિત વંદના કરી આગળ બેઠો.

પછી ઈચ્છિત ફળ આપવામાં કલ્પવૃક્ષસમાન અને ત્રણ વિશ્વનાસ્વામી એવા શ્રી વર્દ્ધમાનસ્વામીએ અમૃતવાણીથી ધર્મઉપદેશ આપ્યો કે:-“હે ભવ્યલોકો! આ સંસારમાં સંયોગ, વિયોગ, આપત્તિ, સંપત્તિ, ભોગ, રોગ, સધન, નિર્ધન, સુખી, દુ:ખી, યૌવનાવસ્થા અને વૃદ્ધાવસ્થા વિગેરેથી યુક્ત એવા આ સર્વ લોકને જાણી તેમજ આ લોકના સુખને અશાશ્વત જાણી શાશ્વત એવા સુખનું આરાધન કરો. ભાવથી આદરેલો ધર્મ મોક્ષસુખ આપનારો થાય છે, અને ભાવવિના કરેલો ધર્મ સંસારનું કારણ થાય છે. મોક્ષની ભાવનાએ ચડવામાં ભાવના નિસરણી સમાન છે. જે પુરૂષ ભાવના ભાવે છે તે પુરૂષ અસમતની પેઠે મોક્ષસુખ પામે છે.” તેવારે શ્રી ગૌતમસ્વામીએ પૂછ્યુ:-“હે સ્વામી! તે અસમત કોણ હતો? અને તેણે ભાવના શી રીતે ભાવી? તેમજ તે મોક્ષ સુખ શી રીતે પામ્યો?” ત્યારે શ્રીજિનેશ્વર પ્રભુએ કહ્યું:—

## ભાવના ઉપર.

## અસંમતની કથા.



આ ભરતક્ષેત્રમાં રત્નપુર નગરને વિષે અરિમર્દન નામનો રાજા રાજ્ય કરતો હતો, તેને સર્વ શાસ્ત્રનો જાણ એવો લલિતાંગ નામનો પુત્ર હતો. તે કુમાર વસંતઋતુમાં કોઇએક દિવસ વનમાં ક્રીડા કરવા ગયો હતો, ત્યાં તેણે ક્રીડા કરતાં એક મંત્રીની સ્ત્રીને દીઠી, તેથી તેનાં ચિત્તમાં પ્રીતિ ઉત્પન્ન થઇ. પછી તેણે એક મિત્ર મોકલી તેને કહેવરાવ્યું કે:-“હે સારા ભાગ્યવાળી! આપણો મેળાપ કયારે થશે? તેવારે મંત્રીની સ્ત્રીએ હર્ષથી કહ્યું. “હે સુંદર! હુ ઘરમાંથી બહાર નિકળતી નથી, કારણ મ્હારો પતિ બહુ ઇર્ષ્યાળુ છે તેથી તે મને ઘરની બહાર જવા દેતો નથી; પરંતુ આપણે મ-






ળવાનો એક કઠીન ઉપાય છે તે એ કે, "મ્હારા ઘરની પાસે એક કૂવો છે, તેમા એક સુરગ ખોદાવી માણસોને રાખો, પછી હુ મ્હારા કુટુબ સાથે કજીઓ કરી કૂવામા પડીશ અને સુરગના મ્હો આગળ ઉભા રહેલા પુરૂષોની સાથે સુરગના માર્ગથી નિકળી તમારા મિત્ર લલિતાગકુમારને મળીશ" આ પ્રમાણે સકેત કરી મત્રીની સ્ત્રીએ લલિતાગકુમારના મિત્રને રજા આપી પછી કુમાર અને મત્રીની સ્ત્રી પોતપોતાને ઘેર ગયા કુમારે સુરગ ખોદાવીને અદર માણસો રાખ્યા, એટલે મત્રીની સ્ત્રીએ પણ કપટથી ઘરમા કજીયો કરી કોઇ ન જાણે તેમ કૂવામા પડતુ મૂકયુ આ વખતે પડતી એવી તે સ્ત્રીને સુરગમા રહેલા પુરૂષોએ ઝીલી લીધી અને તુરત લલિતાગકુમારને સોપી

હવે મત્રીએ પોતાની સ્ત્રીની કૂવામા પડવાની ખબર સાભળી તેણે માણસોને કૂવામા ઉતારી શોધ કરાવી, પરતુ કયાઇથી તેની શોધ મળી નહીં આ વાત નગરમા ફેલાઇ અને છેવટ રાજાએ પણ સાભળી તેવારે રાજાએ "એ દુષ્ટે સ્ત્રીહત્યા કરી" એમ ધારી તેને બાધી મગાવી ઘરબાર લુટી લઇ તેના કુટુબને બહુ દુ ખ આપ્યુ

આ પ્રમાણે મત્રીની વિટ બના જોઈ લલિતાગકુમાર વિચાર કરવા લાગ્યો કે, "આ નિરપરાધી એવા મત્રીની આટલી બધી વિટ બના થઇ તેમા કેવળ મ્હારોજ અપરાધ છે, માટે મને ધિક્કાર થાઓ! ધિક્કાર થાઓ!! મે પરસ્ત્રીને હરી તેથીજ તે સ્ત્રીના પતિને આટલુ બધુ દુ ખ સહન કરવુ પડયુ હવે પછી મ્હારે ઘરમા વસવાથી સર્યું માખીના પેઠે સ્ત્રીની જાળમા પડેલો કયો પુરૂષ નથી બધન પામતો?" આવી રીતે વિચાર કરી લલિતાગકુમાર સ્ત્રીને પૃચ્છયા વિના તેને ઘરમા મૂકી પોતે યુવરાજપદ ત્યજી દઇ નગરથી એકલો ચાલી નિકળ્યો. વનમા જતા એવા તેણે કોઈએક મુનિને દીઠા, તેથી તે મુનિને વદના કરી આગળ બેઠો પછી વૈરાગ્યવત હૃદયવાળા કુમારે મુનિને કહ્યુ -"હે ભગવન્! સસારસમુદ્રમા બૂડતા એવા મને પરમાર્થનો ઉપદેશ કરીને તારો" પછી મુનિરાજે સાધુધર્મનો ઉપદેશ કર્યો, તેથી વૈરાગ્ય પામેલા લલિતાગ




એક ક્રોડ સોનામ્હોરો અને એક ગોકુળ છે, માટે કોઈપણ ઉપાયથી શસ્ત્ર અથવા વિષનો પ્રયોગ કરી ધારેલું કામ પાર પાડું.” આવી રીતે વિચાર કરી શોક્યોનાં છિદ્રો જોતી એવા તે દુષ્ટાએ છ શોક્યોને શસ્ત્રપ્રયોગથી અને છ શોક્યોને વિષપ્રયોગથી મારી નાંખી તેમની સર્વ સમૃદ્ધિ પોતે લઇ લીધી. અહો ! વિષયમાં લાલચુ થએલા અને લોભથી આંધળા થએલા માણસોને ન કરી શકાય એવું કોઈ કુકૃત્ય કે પાપ નથી. કહ્યું છે કેઃ—

अनृतं साहसं माया, मूर्खत्वमति लोभता ॥
अशौचं निर्दयत्वं च, स्त्रीणां दोषाः स्वभावजाः ॥१॥

ભાવાર્થઃ—જુઠું બોલવું, સાહસ કરવું, કપટ કરવું, મૂર્ખપણું રાખવું, અતિલોભીપણું કરવું, અપવિત્રપણું રાખવું અને નિર્દયપણું રાખવું એ સાત સ્ત્રીઓના સ્વભાવિક દોષો છે.

પછી પાપી, પાપઆચારવાળી, પાપબુદ્ધિવાળી અને માંસ ખાવામાં લાલચુ એવી રેવતી નિરંતર માંસ ખાવા લાગી. આ વખતે શ્રી વર્દ્ધમાનસ્વામીના ભક્ત એવા શ્રેણિકરાજાએ એવો અમારીપડહ વગડાવ્યો કે, “હે લોકો! સાંભળો. જે માણસ જીવ વધ કરશે તેને શ્રેણિકરાજા મ્હોટી શિક્ષા કરશે.” રેવતી આવો પડહ સાંભળી પોતાના માણસો મોકલી પોતાના ગોકુળમાંથી નિરંતર બે વાછરડાંને મારીને મગાવા લાગી, તે માણસો પણ તેની આજ્ઞા પ્રમાણે કરવા લાગ્યા. માંસ ખાવામાં લોભી થએલી, વિષયસુખ ભોગવવામાં આગ્રહવાળી બનેલી અને મદ્ય પીવામાં લંપટ એવી તે રેવતી નિરંતર ઔષધની સાથે માંસને પકાવીને ખાતી અને મદ્યપાન કરતી; ત્યાર પછી તે વિષયસુખ ભોગવતી. આ પ્રમાણે તેનો કાળ જતો હતો.

હવે મહાશતકને બાર વ્રત પાળતાં ચૌદ વર્ષ વીતી ગયાં, પંદરમા વર્ષને વિષે એક દિવસ રાત્રે ધર્મજાગરિકા કરતા એવા તેને વિચાર થયો કે, “મેં બહુ ક્રોડ ધન મેળવ્યું, સ્વજનોને સંતોષ પમાડ્યા, નિરંતર પાંચ વિષયસુખ ભોગવ્યાં, સુપાત્રે દાનો આપ્યાં, દીન અને, દુઃખી માણસોના ઉદ્ધાર કર્યા, અને મ્હારા પુત્રો પણ કુટુંબનો ભાર ઉપાડવા સમર્થ થયા છે તો હવે હુ




શ્રાવકની પડિમારૂપ તપ કરૂં" આવી રીતે વિચાર કરી તેણે પોતાના મ્હોટા પુત્રને કુટુંબનો ભાર સોંપ્યો પછી પોતે પૌષધશાળામાં જઈ, પૂંજી દર્ભનું આસન પાથર્યું, તેના ઉપર બેશી પડિમાતપ આરંભ્યું

હવે બહુ મદ્યપાન કરવાથી ઉન્મત્ત થએલી, ભમતી તેમજ વિખરાયેલા કેશવાળી રેવતી પૌષધશાળામાં આવી શૃંગારવાળા, કામને ઉદ્દીપન કરનાર અને મોહ ઉપજાવનારા વચનો મહાશતકને કહેવા લાગી -"હે નાથ! તમે ધર્મને વિષે અતિ ચતુર છો, તેમજ સ્વર્ગ અને મોક્ષના સુખની ઇચ્છા કરો છો, પરંતુ વિષયસુખથી બીજું મ્હોટું સુખ શું છે? આવું વિષયસુખ મળ્યું છે છતાં તમે નહિ મળેલા સુખની ઇચ્છા કરો છો, તેથી તમે મૂર્ખના સરખા દેખાઓ છો તમે આ કોના માટે ઘોર તપ કરો છો? તમને સર્વ સુખ મળ્યું છે, તો હવે તમે ફોગટ તપ કરો છો હે પ્રાણનાથ! જેમાં સૌભાગ્યને ધારણ કરનારી અને પુષ્ટ સ્તનવાળી સ્ત્રી નથી, જેમાં નાટક નથી, જેમાં ગીતગાન નથી, જેમાં કામભોગ નથી, જેમાં ખાવાની કે પીવાની વસ્તુ નથી, તે મોક્ષને વિષે શું સુખ છે તે મને કહો? જેને માટે તમે આટલું બધું કરો છો કહ્યું છે કે -

जइ नत्थि तत्थ सीमंतिणीओ पियगुवणाओ ॥
ताम्हि हुंति अरयण रज्जमुक्खो नत्तो सुक्खो ॥१॥

ભાવાર્થ —જો ત્યાં પ્રિયંગુના સરખા વર્ણવાળી સ્ત્રીઓ નથી અને તેમનું બંધન નથી, તો તે મોક્ષ નિશ્ચે તેવા સુખવાળો નથી વળી પણ કહ્યું છે કે —

षोडशवार्षिका योषित्, पंचविंशतिकः पुमान् ॥
अनयोरंतरां प्रीति स्वर्ग इत्यभिधीयते ॥ १ ॥

ભાવાર્થ —સોળ વર્ષની સ્ત્રી અને પચીસ વર્ષના પુરૂષની જે પરસ્પર ગાઢ પ્રીતિ તેજ સ્વર્ગ કહેવાય છે

માટે હે નાથ! આ વ્રત ત્યજી દઇ અહિં વિષયસુખ ભોગવો, કારણ વિષયસુખ સ્વર્ગમાં દુર્લભ છે"

આ પ્રમાણે કહેતી, હસતી, હાવભાવ અને શૃંગાર વિગેરેથી કટાક્ષોને ફેંકતી એવી તે રેવતી પતિની આગળ ઉભી રહી

સ્ત્રીનાં વચનો સાંભળ્યા છતાં પણ મહાશતક નિશ્ચલમનથી ધ્યાન કરતો હતો, તેથી રેવતી તેને બીજીવાર ત્રીજીવાર તેમજ તેમ કહેવા લાગી; પરંતુ તેથી મહાશતકનું મન જરા પણ વિકાર પામ્યું નહીં. કહ્યું છે કે:—

जिणवयणमुवगयाणं न हरइ हियय याई महलियाकाचि ॥
णिच्चंपि जासरूपा हविज्ज जहा जहन्नववलाया ॥ १ ॥

ભાવાર્થ:—જિનેશ્વરના વચનને પ્રાપ્ત થએલા પુરૂષના હૃદયને કોઈ ઉત્તમ રૂપવાળી સ્ત્રી પણ હરણ કરી શકતી નથી.

પછી પતિને દૃઢચિત્તવાળો જાણી રેવતી પોતાને ઘેર ગઇ. મહાશતક પણ પડિમા વહેતો છતો શરીરે ક્ષિણ થઇ ગયો તેથી તેણે સંલેખના કરી આર્ત રૌદ્રધ્યાન ત્યજી દઇ અનસન લીધું, અને શુભધ્યાન આરંભ્યું. પછી તેને આણંદશ્રાવકની પેઠે અવધિજ્ઞાન ઉત્પન્ન થયું તેથી તે મહાશતક ચારે દિશા તરફ એકહજાર યોજન ક્ષેત્ર જોવા લાગ્યો. પૂર્વ, દક્ષિણ અને પશ્ચિમ દિશા તરફ લવણસમુદ્રમાં એક હજાર યોજન ક્ષેત્ર, ઉત્તર દિશામાં ચુલ્લ હિમવંત પર્વત, પૃથ્વીમાં રત્નપ્રભા નામની પૃથ્વીમાં લોલુક નામનો નરકાવાસ જોવા લાગ્યો.

એક દિવસ મદ્યપાન કરી મદોન્મત્ત થએલી રેવતી મહાશતકની પાસે આવીને કામને ઉત્પન્ન કરે તેવાં વચનો કહેવા લાગી કે, "હે નાથ! અમારા સરખાના હૃદયમાં વજ્રના માર સરખું આ તમે આજે શું આરંભ્યું છે? હે પ્રાણનાથ! તમારા પુત્રો નાની ઉમરના તેમ વિનયવાળા છે; જુવાન અવસ્થાવાળી એવી મને કામ બહુ પીડા પમાડે છે; સ્ત્રીઓની પતિ વિના જરા પણ શોભા નથી; માટે હે નાથ! કૃપા કરી અનસન ત્યજી દ્યો અને મ્હારી સાથે વિષયસુખ ભોગવો. સ્વર્ગ અને મોક્ષનાં સુખો કોણે દીઠાં છે? હાથમાં આવેલા કામોને ત્યજી દ્યો છો તો હું જાણું છું કે તમે પોતેજ છેતરાયા છો." સ્ત્રીનાં આવાં વચન સાંભળતાં છતાં જાણે ન સાંભળતો હોય! અને ન જાણતો હોય! એમ મહાશતક ધર્મધ્યાનમાંજ રહ્યો. સ્ત્રીએ ફરી ફરી બે ત્રણવાર કહ્યું, એટલે ક્રોધ પામેલા મહાશતકે અવધિજ્ઞાનથી તેનું સ્વરૂપ જાણી કઠોર વચન

થી કહ્યુ કે-"અરે પાપિણી દુષ્ટા! તુ બહુ પાપકર્મ કરે છે, માટે તુ આજથી સાતમે દિવસે વિશુચિકા (ઝાડા) ના રોગથી મૃત્યુ પામી રત્નપ્રભા નામની પૃથ્વીમા લોલુક નામના નરકને વિષે ચોરાશી હજાર વર્ષ સુધી નારકી થઇશ." પતિના આવા વચન સાભળી ભયભિત થએલી રેવતી પોતાને ઘેર જઈ વિચાર કરવા લાગી કે, "હાય! હાય! મે મહાશતકને ધર્મધ્યાનથી ચળાવ્યો, તેથી તે મને કોઇ કુમરણથી મારી નાખશે" આવા ભયથી આર્તધ્યાનમા પડેલી તે રેવતી સાતમે દિવસે ઝાડાના રોગથી મૃત્યુ પામી પેહેલા નરકને વિષે ગઇ કહ્યુ છે કે —

निच्चंधयारतमसा ववगयगह चंदसूरनक्खत्ता ॥
नरया अणंतवियणा असुइ सहाइ विसयाय ॥ १ ॥

ભાવાર્થ —નિરતર ગાઢ અધકારને લીધે ગ્રહ, ચદ્ર, સૂર્ય અને નક્ષત્ર નપ્રકાશરહિત તેમજ અશિષ્ટ સરખા વિષયવાળા નારકી જીવો અનત વેદનાવાળા હોય છે

હવે શ્રી વર્દ્ધમાનસ્વામી પૃથ્વીઉપર વિહાર કરતા કરતા રાજગૃહનગરે સમવસર્યા તેવારે શ્રી શ્રેણિકરાજા વગેરે લોકો વદના કરવા આવ્યા તેઓ શ્રી જિનેશ્વરના મુખથી ધર્મઉપદેશ સાભળી પ્રભુને વદના કરી પોતપોતાને સ્થાનકે ગયા પછી શ્રી મહાવીર પ્રભુએ ગૌતમસ્વામીને આ પ્રમાણે કહ્યુ -"હે ગૌતમ! આ રાજગૃહનગરને વિષે મહાશતક નામનો શ્રાવક રહે છે, તેનુ ઉપાશક પડિમાનુ તપ કરતા દેહ ક્ષીણ થયો એટલે મ્હારૂ સ્મરણ કરતા છતા અનશનવ્રત લીધુ, ત્યાર પછી તેની સ્ત્રીએ કામ પ્રગટ થાય તેવા વચનોથી તેને બહુ બોલાવ્યો તોપણ તે ધ્યાનથી ચળ્યો નહીં, તેથી સ્ત્રીએ બે ત્રણવાર કહ્યુ, એટલે ક્રોધ પામેલા મહાશતકે કહ્યુ કે-"હે દુષ્ટા પાપિણી! આજથી સાતમે દિવસે તુ ઝાડાના રોગથી મૃત્યુ પામી રત્નપ્રભા પૃથ્વીને વિષે નારકી થઇશ." હે ગૌતમ! તેને આવુ વચન બોલવુ યોગ્ય નહોતુ, કેમકે તે મહાશતકે સર્વ જીવોને ખમાવીને અનશન લીધુ છે જે વચન લોકમા બીજાને પીડા કરનાર હોય તે સત્ય હોય તોપણ અસત્ય જાણવુ, અને જે સર્વને હિતકારી તથા અનુસરતુ હોય તે સ

ત્ય કહેવાય છે. કહ્યુ છે કે:—

प्रियं पथ्यं वचस्तथ्यं, सुनृतवचनमुच्यते ॥
तत्तथ्यमपि नो तथ्यमप्रियं चाहितं च यत् ॥ १ ॥

ભાવાર્થ:—જે પ્રિય, હિતકારી અને સત્ય હોય તેજ સત્ય વચન કહેવાય છે; પરંતુ જે અપ્રિય અને અહિતકારી સત્ય હોય તે સત્ય ન જાણવું. જે વચનથી બીજા જીવ સમૂહો દુઃખ પામે તેવું વચન ધર્માર્થીપુરૂષોએ ન બોલવું. કહ્યુ છે કે:—

जेण परो दुमिज्जइ पाणिवहो जेण ऋणिएण ॥
अप्पा पडइ किलेसे ते णहु जंपंति गीयत्था ॥ १ ॥

ભાવાર્થ:—જે વચનથી બીજાઓ દુઃખ પામે છે, જે વચનથી પ્રાણીવધ થાય છે, તેમજ આત્મા કલેશ પામે છે, તેવું વચન ગીતાર્થ પુરૂષો ક્યારે પણ બોલતા નથી. વળી દશવૈકાલિકમાં કહ્યું છે કે:—

मुहुत्तदुःखाउ हवंति कंटया, अाउमया तेउतउ सुउद्धरा ॥
वाया डरुत्ताणि डरुध्दराणि वेराणुबंधामि महाप्नयाणि ॥

ભાવાર્થ:—લોઢાના કાંટાઓ બે ઘડી દુઃખ કરનારા તેમજ તેઓ સુખે કાઢી શકાય તેવા હોય છે; પરંતુ વચનરૂપી કાંટા તો દુખે ઉદ્ધરી શકાય તેવા, વળી વેર બાંધનારા અને મહા ભયંકર હોય છે.

માટે હે ગૌતમ! તુ ત્યાં જઇ તે શ્રમણોપાશક એવા મહાશતકને કહે કે, "તું પાપની આલોચના કરી મિથ્યાદુષ્કૃત આપ." પછી શ્રી ગૌતમસ્વામી પ્રભુના વચનને અંગિકાર કરી રાજગૃહમાં પૌપધશાળાને વિષે આવ્યા. ગૌતમને આવ્યા જોઇ હર્ષિતમનવાળા મહાશતકે તેમને વંદના, નમસ્કાર, આસન આપવા વિગેરેથી ભક્તિ કરી. પછી ભગવાન્ ગૌતમે મહાશતકને કહ્યું:—" હે મહાશ્રાવક! શ્રી વીરજિનેશ્વર પોતે મ્હારા મુખથી તને કહે છે કે અનસનધારી પુરૂષો બીજાને પીડાકારી વચન બોલતા નથી, તેં પોતે રેવતીને સત્યવચન કહ્યું છે તોપણ તેની આલોચના લઇ મિથ્યાદુષ્કૃત આપ અને ગુરૂએ કહેલુ તપ કર. કારણ ઉપદેશમાળામાં કહ્યું છે કે:—

पःगमिअसव्वसल्लो, गुरुपयमूलंम्मि लहई साहुपयं ॥






आविसुद्धस्स न वड्ढई गुणसेढी तत्तियाठाइ ॥ १ ॥

ભાવાર્થ—ગુરુની પાસે સર્વ પાપની આલોચના લેનારો પુરુષ આઉપદ પામે છે, અને આલોચના નહિ લેનારા પુરુષની ગુણપંક્તિ વૃદ્ધિ પામતી નથી, પણ તેટલી રહે છે

શ્રી ગૌતમના વચન પ્રમાણ કરી મહાશતકે આલોચના લઈ, ખમાવી, કરેલા પાપની શુદ્ધિ કરી પછી ગૌતમસ્વામી પ્રભુ પાસે ગયા પ્રભુ પણ દેવતાથી પરવર્યા છતા બીજે સ્થાને વિહાર કરી ગયા મહાશતકશ્રાવક વીસ વર્ષ સુધી શ્રાવકધર્મ પાળી, એક માસનું અનશન લઈ શુભધ્યાનથી પંચપરમેષ્ઠીનું સ્મરણ કરતો છતો મૃત્યુ પામીને પહેલા દેવલોકને વિષે અરૂણાવતંસક વિમાનમા ચાર પલ્યોપમના આયુષ્યવાળો દેવતા થયો ત્યા તે દિવ્યનાટક જોતો, અપ્સરાઓની સાથે ક્રીડા કરતો અને ઈચ્છા પ્રમાણે વિહાર કરતો વિવિધ પ્રકારના સુખ ભોગવવા લાગ્યો કહ્યુ છે કે—

देवाणदेवलोए ज सुक्ख त नरो सुभणिओवि ॥

न भणइ वाससएणवि जस्सवि जीहासय हुज्जा ॥ १ ॥

ભાવાર્થ—દેવતાને દેવલોકમા જે સુખ હોય છે તે સુખને સો જીભવાળો મા ણસ સો વર્ષસુધી કહે તોપણ કહી શકે નહીં

શ્રી ગૌતમસ્વામીએ શ્રી વીરપ્રભુને પૂછ્યુ—"હે ભગવન્ ! તે મહાશતકશ્રાવક ત્યાથી ચવી કઇ ગતિ પામશે ?" તેવારે શ્રી મહાવીરપ્રભુએ કહ્યુ—"હે ગૌતમ ! મહાશતકશ્રાવક ત્યાથી ચવી મહાવિદેહક્ષેત્રમા મનુષ્યભવ પામી કેવળજ્ઞાન મેળવી મોક્ષ પામશે " શ્રી સુધર્માસ્વામીએ આ પ્રમાણે કહેલા મહાશતકશ્રાવકના ચરિત્રને સાભળી જબૂસ્વામી વૈરાગ્ય પામ્યા

---

ઇતિ શ્રી વાચકરત્ન લાભગણીના શિષ્ય રાજકીર્તિ
ગણીએ રચેલી ગદ્યબધ વર્દ્ધમાનદેશનામા
મહાશતકશ્રાવકને પ્રતિબોધ નામનો
આઠમો ઉલ્લાસ સપૂર્ણ થયો




# ઉલ્લાસ નવમો.

## નંદિનીપ્રિયશ્રાવકનું ચરિત્ર.

હવે સર્વ સિદ્ધાંતનો પાર પામેલા શ્રી સુધર્માસ્વામી જંબૂસ્વામીને નવમા નંદિનીપ્રિયશ્રાવકનું ચરિત્ર કહે છે.

આ ભરતક્ષેત્રમાં સાવત્થી નામની નગરી છે, ત્યાં જિતશત્રુ નામનો રાજા રાજ્ય કરતો હતો; તે નગરીની પાસે કોષ્ટક નામનું ચૈત્ય છે. સાવત્થીનગરીમાં મહા ધનવંત અને જગતમાં પ્રસિદ્ધ એવો નંદિનીપ્રિય નામનો શ્રાવક વસતો હતો, તેને ભૂમિમાં નિધાનરૂપે, વ્યાજે અને વેપારમાં ચાર ચાર ક્રોડ સોનામ્હોરો હતી; ચાર ગોકુળ હતાં; બીજી પણ બહુ સમૃદ્ધિ તેના ઘરને વિષે હતી. નંદિનીપ્રિયશ્રાવકને વિખ્યાત કીર્તિવાળી અશ્વિની નામની સ્ત્રી હતી, તે સ્ત્રીની સાથે કુટુંબમાં મુખ્ય એવો નંદિનીપ્રિયશ્રાવક મનુષ્ય સંબંધી સુખો ભોગવતો હતો.

એક દિવસ શ્રી વર્દ્ધમાનસ્વામી સાવત્થીનગરીને વિષે સમવસર્યા, તેવારે રાજા વિગેરે બહુ લોકો તેમને વંદના કરવા માટે જવા લાગ્યા. આ વખતે નંદિનીપ્રિયશ્રાવક પણ પ્રભુને સમવસરેલા સાંભળી બહુ હર્ષ પામી મ્હોટા આડંબરથી ત્યાં ગયો, અને વિધિ પ્રમાણે વંદના કરી ભાવથી ધર્મ સાંભળવા બેઠો. પછી પ્રભુએ ધર્મદેશના આપી કે:-" હે ભવ્યજનો ! દેવતાઓ નિરંતર વિષયમાં આશક્ત રહેલા છે, તિર્યંચો વિવેક વિનાના છે અને નારકીઓ નરકની વેદનાથી પીડા પામેલા છે; માટે તમે મનુષ્યભવ પામીને ધર્મ કરો. ધર્મથી મનોહર વિષયો પ્રાપ્ત થાય છે, દેવતાની સમૃદ્ધિ ધર્મથી મળે છે, જગતમાં કીર્તિ અને પોતાના દેહમાં શક્તિ તે પણ જિનેશ્વરની ભક્તિથી મળે છે, ધર્મનું રહસ્ય જિનેશ્વરોએ જીવદયા કહી છે, જીવદયા પાળનારા અનંત જીવો મુક્તિ પામ્યા છે, જીવદયા વિના જીવ સારાં સુખો પામતો નથી, જે પુરૂષ




પ્રાણી ઉપર દયા કરે છે તે ભીમકુમારની પેઠે દેવતાને બહુ માન આપવા યોગ્ય થાય છે" તેવારે શ્રી ગૌતમસ્વામીએ પૂછ્યું -'હે ભગવન્! તે ભીમકુમાર કોણ હતો? તેણે જીવદયા શીરીતે પાળી? અને તે દેવતાઓમા માન પામવાયોગ્ય શી રીતે થયો?" ત્યારે પ્રભુએ કહ્યું —

## જીવદયા પાળવા ઉપર
## ભીમકુમારની કથા.

આ ભરતક્ષેત્રમા કમલપુર નામે નગર છે, ત્યા નરવાહન નામનો રાજા રાજ્ય કરે છે, તેને માનતી નામની સ્ત્રી છે, તેઓને ભીમ નામનો કુમાર છે એક દિવસ વનમા ક્રીડા કરવા ગયેલા ભીમકુમારે એક ઝાડની નિચે બેઠેલા સાધુને દીઠા, ભીમકુમાર તેમને વન્દના કરી આગળ બેઠો. પછી સાધુએ ધર્મઉપદેશ આપ્યો એટલે તે સમકિતમૂલ શ્રાવકધર્મ અંગિકાર કરી પોતાને ઘેર આવ્યો અને મુનિરાજે કહેલી રીતે ધર્મને પાળવા લાગ્યો

એક દિવસ કોઇએક કાપાલિક હાથમા કુલ ફલ લઈ ભીમ કુમારની પાસે આવ્યો, અને તે વસ્તુના ભેટ મૂકી બોલ્યો કે, "હે કુમાર! સત્પુરૂષો કદાપિ પણ પ્રાર્થનાનો ભંગ કરતા નથી, તેથી હુ પણ તહારી પ્રાર્થના કરૂછુ કે, મે બાર વર્ષસુધી વિદ્યાદેવીની આરાધના કરી છે, માટે આ ચોદશને દિવસે વિદ્યાનો સાધના કરવાની ઇચ્છા રાખુછુ તુ સર્વ પ્રાણીઓ ઉપર ઉપકાર કરે છે, માટે મ્હારી વિદ્યાસાધનમા તુ ઉત્તરસાધક થા" પરોપકાર કરવામા પ્રીતિવાળા કુમારે તે કાપાલિકનું વચન કબૂલ કર્યું પછી ચોદસનો દિવસ આવ્યો એટલે તેના મિત્ર પ્રધાનપુત્રે ના કહ્યા છતા પણ ભીમકુમાર કાપાલિકની પાસે જવા માટે તૈયાર થયો અને પોતાની તરવાર હાથમા લઇ એકલો સ્મશાનમા ગયો યોગી પણ મંડળ આલેખી, દેવતાની પૂજા કરી કુમારની શિખા (માથાના વાળ) બાંધવા ઉભો થયો તેવારે કુમારે તેનો દુષ્ટ અભિપ્રાય જાણીને કહ્યું -"હે કાપાલિક! તુ મારી શિખા શું બાંધી






પોતાના ઇચ્છિતકાર્યની સિદ્ધિ કર. તું ચિંતા ન કરીશ. દુષ્ટ દેવ, દાનવ, વ્યંતર, યક્ષ મ્હારી આગળ સમર્થ નહીં થાય." કુમારનાં આવાં વચન સાંભળી કાપાલિક વિચાર કરવા લાગ્યો કે, "આ ભીમકુમાર બળવંત છે, તો હું તેનું માથું શીરીતે કાપી લઉં! વળી તે વિના કાર્યસિદ્ધિ થવાની નથી; માટે બળાત્કારથી તેનું માથુ કાપી લઉં." આવી રીતે વિચાર કરી તેણે વિકાળરૂપ કરી હાથમાં કાતર લઈ કુમારને કહ્યું:-"હે કુમાર! તારા ઈષ્ટદેવનું સ્મરણ કર, હું બળાત્કારથા ત્હારૂ માથુ કાપી વિદ્યાની સાધના કરૂં છું." તેવારે કુમારે કહ્યું:-"અરે મૂઢ કાપાલિક! તુ ખરેખરો નાર જેવો દેખાય છે છતાં મ્હારા જેવા સિંહનું માથું કાપવાની ઈચ્છા કરે છે." પછી બન્ને જણાનું યુદ્ધ ચાલ્યું, કુમાર કાપાલિકને મુઠીનો પ્રહાર કરી તેની છાતીઉપર ચડી બેઠો; પરંતુ તેણે દયાથી કાપાલિકનું માથું કાપ્યું નહીં. કુમારે મુઠી વિગેરેથી કાપાલિકને બહુ માર માર્યો તેથી પીડા પામેલા શરીરવાળા અને બહુ કોલાહલ કરતા એવા તેણે કુમારને પકડી દડાની પેઠે આકાશમાં ઉછાળી દીધો; પછી આકાશમાંથી પડતા એવા કુમારને જોઇ તેના રૂપથી મોહ પામેલી કોઇ દેવી તેને ઝીલી લઇ પોતાને ઘેર લઈ ગઈ અને કુમારને આ પ્રમાણે કહેવા લાગી:-"હે સત્પુરૂષ! આ વિંધ્યાચલ નામનો પર્વત છે, તેના ઉપર નાના પ્રકારના મણિથી સુશોભિત એવું આ મ્હારૂં ઘર છે, હું યક્ષની સ્ત્રી છુ, મ્હારૂં નામ કમળા છે, હુ ત્હારા રૂપથી મોહ પામી છું, માટે હે ભાગ્યશાળી! તું મ્હારા ઉપર કૃપા કરી મ્હારો પતિ થા." તે સ્ત્રીનાં આવાં વચન સાંભળી ભીમકુમાર વિચાર કરવા લાગ્યો કે, "આ દેવી મ્હારા ઉપર પ્રસન્ન થાય કે ક્રોધ પામે, પરંતુ હું પ્રાણાંતે પણ વ્રતનો ભંગ કરીશ નહીં. ચાલ એની આગળ પ્રગટ કહુ." એવો વિચાર કરી કુમારે કહ્યું:-"હે સ્ત્રી! વ્રતનો ભંગ કરવાથી મ્હારે સંસારમાં ભ્રમવું પડે, કામભોગો અનર્થની ખાણ છે અને મુક્તિસુખના શત્રુ છે. કહ્યું છે કે:—

नजातु कामः कामानामुपभोगेन शाम्यति ॥
हविषा कृष्णवर्त्मेव भूय एवा विवर्द्धते ॥ १ ॥

ભાવાર્થ —કામ ભોગવવાથી કયારે પણ ઇચ્છા પૂર્ણ થતી નથી, પરંતુ ઘી હોમવાથી અગ્નિની પેઠે બહુ વૃદ્ધિ પામે છે

सल्लं कामा विसं कामा, कामा आसीविसोपमा ॥
कामे पत्थेमाणा अकामा जंति दुग्गइं ॥ १ ॥

ભાવાર્થ —કામો શલ્યરૂપ છે, કામો વિષરૂપ છે અને કામો સર્પના જેવા છે વળી કામની પ્રાર્થના કરનારા બહુ કામ વાળા માણસો દુર્ગતિને પામે છે

ભીમકુમારના આવા વચન સાંભળીને હર્ષ પામેલી દેવીએ કહ્યુ —"હે કુમાર! તુ ધન્ય અને પુણ્યવંત છે, કારણ કે તે આવી યૌવનાવસ્થામા પોતાના આત્માને વશ કર્યો છે, તે મને યુક્તિથી પ્રતિબોધ પમાડી છે" પછી કુમારે કાઇથી સંભળાતા એવા મધુર અવાજને સાંભળી દેવીને પૂછ્યુ "આ શબ્દ કોનો સંભળાય છે?" ત્યારે દેવીએ કહ્યુ "આ પર્વત ઉપર ચાતુર્માસ રહેવા મુનિઓ સ્વાધ્યાય કરે છે, તેનો એ શબ્દ સંભળાય છે" દેવીના એવાં વચન સાંભળી કુમાર ત્યાં ગયો અને મુનિને વંદના કરી પૂછવા લાગ્યો "તમે આ ઘોર અરણ્યમા શામાટે રહ્યા છો?"

આવી રીતે કુમાર જેટલામા પૂછતો હતો તેટલામા એક ભુજા (હાથ) ત્યાં આવી કુમારની તરવાર લઇ આકાશમાર્ગે જવા લાગી, તેવારે કુમાર પણ ધૈર્ય ધરી તે ભુજા ઉપર ચડી ગયો પછી ભુજા કુમાર સહિત કાલિકાદેવીના મંદિરને વિષે આવી, એટલે કુમાર ભુજા ઉપરથી ઉતરી મંદિરમા ગયો, ત્યાં પેલો યોગી બેઠો હતો તેથી ભુજાએ યોગીના શરીરમા પ્રવેશ કર્યો, અને કુમાર પણ એકાંતમા સંતાઇ રહ્યો.

હવે કાપાલિકે પ્રથમથી કોઇ સારી આકૃતિવાળા માણસને પકડી રાખ્યો હતો, તેથી તેણે તે પુરૂષને કહ્યુ કે, "અરે! તુ ત્હારા ઇષ્ટદેવનુ સ્મરણ કર અને કોઇનુ શરણ લે કારણ હમણા તરવારવડે હુ ત્હારૂ માથુ કાપી નાખુ છુ" ત્યારે તે પુરૂષે કહ્યુ -"મ્હારે વિતરાગદેવનુ શરણ થાઓ અને ભીમકુમાર શરણ થાઓ, કે જે ત્હારા સરખાથી ગાંજ્યા જાય તેવા નથી" તેવારે યોગીએ કહ્યુ "અરે મુર્ખ! તેવા કુપુરૂષનુ શામાટે શરણ કરે છે,

ભીમકુમાર તો મેં મારવા માંડયો તેથી કયાંઇ નાશી ગયો છે, હમણાં ત્હારા માથાથી હું દેવીની પૂજા કરીશ" આવી રીતે યોગી કહેતો હતો એવામાં કુમારે પ્રગટ થઇને કહ્યું:-"અરે ચાંડાલ કાપાલિક! તું એને શામાટે મારે છે?" કુમારનાં આવાં વચન સાંભળી કાપાલિક તે પુરૂષને ત્યજી દઇ ભીમકુમારને મારવા માટે દોડયો, બન્ને જણાઓનું ઘોર યુદ્ધ થયું, છેવટ કુમારે કાપાલિકને પકડી પૃથ્વીઉપર પાડી દીધો અને તેની છાતીઉપર ચડીને કહ્યું:-"અરે ચાંડાલ! હમણાં તુંજ ત્હારા ઇષ્ટદેવનુ સ્મરણ કર." પછી કાલિકાદેવી કુમારના સત્વથી પ્રસન્ન થઇને કહેવા લાગી. "હે કુમાર! તુ મ્હારા ભક્ત એવા તે યોગીને ન માર અને મ્હારી પાસેથી વરદાન માગ." તેવારે ભીમકુમારે કહ્યું. "હે દેવી! જો તું મ્હારાઉપર પ્રસન્ન થઇ હોય તો જીવદયા પાળ; કારણ સર્વ પ્રાણીઓને પોતાનો જીવ વહાલો છે. કહ્યું છે કે:—

सुखार्थे दुःखसंतानं, मंगलार्थेऽप्यमंगलं ॥
जीवितार्थे ध्रुवंमृत्युं कृता हिंसा प्रयच्छति ॥ १ ॥

ભાવાર્થ—સુખને અર્થે કરેલી હિંસા દુઃખનો સમૂહ આપે છે; મંગળને અર્થે કરેલી હિંસા અમંગળ આપે છે; અને જીવિતને અર્થે કરેલી હિંસા નિશ્ચે મૃત્યુ આપે છે. વળી કહ્યું છે કે:-

म्रियस्वेत्युच्यमानोऽपि देही भवति दुःखितः ॥
मार्यमाणः प्रहरणै दारुणैः स कथं भवेत् ॥ १ ॥

ભાવાર્થ:—"તું મરી જા." એમ કહ્યાથી પણ પ્રાણી દુઃખી થાય છે, તો પછી દારૂણ પ્રહારવડે મારેલો તે પ્રાણી કેમ દુઃખી ન થાય?

કુમારનાં આવાં વચન સાંભળી કાળિકાએ કહ્યું.-"હે કુમાર! હું આજથી આરંભીને જીવવધ નહિ કરૂં." એમ કહી તે કાળિકાદેવી અદૃશ્ય થઇ ગયાં.

હવે કાપાલિક જે પુરૂષને ત્યાં મારી નાંખવા માટે લાવ્યો હતો, તે પ્રધાનપુત્ર હતો તેથી કુમાર તેને ઓળખીને ભેટી પડયો અને બોલ્યો કે:-"હે મંત્રી! તમે જાણતા છતા આ દુષ્ટને વશ શામાટે પડયા?" તેવારે મંત્રીપુત્રે કહ્યું:-"હે કુમાર! જયારે તમને

કોઇએ ઘરમા દીઠા નહી ત્યારે રાજા, રાણી અને બીજા નગરલોકો બહુ શોક કરવા લાગ્યા, પછી એક દિવસ કુળદેવીએ કહ્યુ "હે રાજન્! શોક ન કર, થોડા દિવસમા ત્હારો પુત્ર મ્હોટી સમૃદ્ધિ સહિત આવશે" પછી હુ તમારા સમાચાર જાણવા માટે ઘરની બ્હાર નિકળ્યો અને તે જાણી જેટલામા પાછો વળ્યો તેટલામા આ દુષ્ટ પુરૂષે મને પકડીને આ ઠેકાણે આણ્યો છે મંત્રીપુત્રે આવી રીતે પોતાની વાત કહી અને યોગીએ પણ જીવદયાધર્મ અંગિકાર કર્યો પછી તેઓ પરસ્પર વાતો કરતા હતા એવામા કોઈએક મ્હોટો હાથી ત્યા આવી ભીમકુમારને અને મંત્રીપુત્રને સુંઢવડે પકડી પોતાના પીઠઉપર બેસારી આકાશમાર્ગે ચાલ્યો, અને કોઈએક શૂન્યનગરના દરવાજા આગળ તે બન્ને જણાને મૂકી ક્યાંઇ ચાલ્યો ગયો

હવે ભીમકુમાર મંત્રીપુત્રને નગરની બ્હાર રાખી પોતે નગરમા ગયો, ત્યા તેણે નરસિંહરૂપવાળા કોઇએક સુંદર આકૃતિવાળા માણસને પકડેલો દીઠો, તે માણસ કરૂણસ્વરથી રોતો હતો, તે જોઇ ભીમકુમારને દયા ઉત્પન્ન થઇ તેથી તેણે કહ્યુ –"હે નરસિંહ! તુ એ દીન માણસને મૂકી દે" ત્યારે નરસિંહે કહ્યુ – "હે કુમાર! મને મ્હોટુ વખત થયા ખાવાનુ મળ્યુ નથી તેથી હુ ભુખ્યો છુ, તો કહે હુ તેને શી રીતે ત્યજી દઉ?" ત્યારે કુમારે કહ્યુ "ત્હારૂ શરીર તો દૈવીક દેખાય છે છતા તુ માણસને શીરીતે ભક્ષણ કરીશ?" નરસિંહે કહ્યુ 'હે કુમાર! ત્હારૂ કહેવુ સત્ય છે, પરંતુ મ્હારૂ વચન સાંભળ આ મ્હારા પૂર્વભવનો શત્રુ છે, માટે હુ તેને નિશ્ચે મારી નાખીશ જ્યારે હુ એ મ્હારા શત્રુને મારી નાખીશ, ત્યારે મ્હારો ક્રોધ શાંત પામશે" પછી ભીમકુમારે કહ્યુ "કોઈ કોઇનો વૈરી નથી, પરંતુ પોતપોતાના કર્મથીજ સુખ દુખ પ્રાપ્ત થાય છે, માટે તુ એ દીન માણસને ત્યજી દે" કુમારે આવી રીતે બહુ સમજાવ્યા, પરંતુ નરસિંહે જ્યારે તેને છોડી દીધો નહીં ત્યારે કુમારે નરસિંહના મુખથી તે પુરૂષને ઝાલ્યો, તેથી બન્ને જણાને પરસ્પર યુદ્ધ ચાલ્યુ, તેમા કુમારના પ્રહારથી દુખી થએલો નરસિંહ અદૃશ્ય થઇ ગયો પછી નિર્ભય એવો ભીમકુમાર

તે પુરૂષની સાથે રાજમંદિરે ગયો, ત્યાં રાજમંદિરમાં રહેલી પાંચ પુતળીઓ કુમારની સેવા કરવા લાગી. એક પાણીનો કળશ ભરી લાવી, બીજી તેના પગ ધોવા લાગી, એક સિંહાસન લઈ આવી, એકે આવીને તેના પગ ધોયા, અને એકે કહ્યું -“ હે કુમાર! વિધિથી ઝટ સ્નાન કરો.” બીજીએ કહ્યું. “ આ પુષ્પ લઈ જિનરાજની પૂજા કરો.” એકે કહ્યું. “ હે કુમાર! આ દિવ્યભોજન જમી લ્યો અને આ દિવ્યઘરેણાંવડે પોતાના શરીરને સુશોભિત કરો.” પછી કુમાર તે પ્રમાણે કરી મનમાં વિસ્મય પામનો છતો જેટલામાં ઉભો રહ્યો તેટલામાં તેણે પોતાની પાસે ઉભેલા એક દેવતાને દીઠો. તે દેવતાએ કહ્યું.-“ હે કુમાર! હુ ત્હારાઉપર પ્રસન્ન થયો છું માટે વરદાન માગ.” તેવારે ભીમકુમારે કહ્યું. “ હે દેવ! આ નગર શૂન્ય કેમ થયુ?” ત્યારે દેવતાએ કહ્યું. કુમાર! સાંભળ.-

આ કનકપુર નામનું નગર છે, તેમાં કનકરથરાજા રાજ્ય કરતો હતો, તે રાજાને સુદત્ત નામનો પુરોહિત હતો, તે સર્વ નગરવાસી લોકોને ઉદ્વેગ કરનારો થયો હતો. પછી કોઇએક પુરૂષે આવીને રાજાને વિનતી કરી કે, “હે રાજન્! તમારો પુરોહિત નિરંતર પરસ્ત્રીગમન કરે છે.” પછી ક્રોધ પામેલા રાજાએ પુરોહિતને વિટબના પમાડ્યો, તે પુરોહિત મૃત્યુ પામી હું રાક્ષસરૂપે ઉત્પન્ન થયો છું.” હે કુમાર! તે આ નગરનો રાજા છે કે જેને તેં મ્હારી પાસેથી છોડાવ્યો છે, તે વખતે હું બહુ વિસ્મય પામ્યો હતો, આ પુતળીઓ પાસે ત્હારી સેવા કરાવનાર પણ હું હતો, અદૃશ્યરૂપવાળા મેં આ નગરીના લોકને તુરત અદૃશ્ય કર્યા હતા.”

પછી તે નગરના વનને વિષે કેવળી સમવસર્યા એટલે ભીમકુમાર, મંત્રીપુત્ર અને રાક્ષસ એ ત્રણે જણા તેમને વંદના કરવા ગયા. ત્યાં ત્રણે જણાઓ કેવળીને પ્રદક્ષિણા દઈ વંદના કરી ધર્મ સાંભળવા બેઠા, તે વખતે કોઇ હાથી સુંઢને ઉછાળતો છતો ત્યાં આવ્યો, તે હાથીને જોઇ સર્વે માણસો વ્યાકુળ થયાં. હાથી ભીમકુમારને જોઇ પ્રસન્ન થયો. તેવારે મુનીશ્વરે કહ્યું.-“ હે જનો! આ ગજરાજ પોતે યક્ષ છે, તે ભીમકુમારને જાણી કાળિકાના મં

િરથી અહિ આવ્યો છે પોતાના †પૌત્રની રક્ષા કરવા માટે એ યક્ષે પ્રથમથી ભીમકુમારને અહિ આણ્યો છે અને પોતાના પૌત્રને રાક્ષસથી મૂકાવ્યો છે ” ગુરૂએ આ પ્રમાણે કહ્યુ એટલે યક્ષ હાથીનુ રૂપ ત્યજી દઈ કહેવા લાગ્યો –“ ગુરૂએ સત્ય કહ્યુ છે ” પછી કાળિકાદેવીએ કેવળી પાસે આવીને પ્રથમ ભીમકુમારને અને પછી કેવળીને વદના કરી તેવારે રાજાએ પૂછ્યુ ‘ હે ભગવન્’ દેવીએ પ્રથમ ભીમકુમારને અને પછી ત્રણુલોકને પૂજનાયોગ્ય એવા આપને કેમ વદના કરી ? ” તેવારે કેવળીએ કહ્યુ ‘ હે રાજન્’ એ ભીમકુમાર જિનધર્મના દાનથી કાળિકાદેવીનો ગુરૂ થએલો છે, તેથી દેવીએ તેને પહેલો નમસ્કાર કર્યો છે પછી યક્ષે કહ્યુ “ હે ભીમકુમાર ! ત્હારા માતાપિતા ત્હારા વિયોગથી બહુ દુખી થયા છે, માટે તુ ત્હારા નગરે જા ” એવુ કહી યક્ષ મુનિને નમસ્કાર કરી વિમાનમા બેશી ચાલ્યો ગયો ભીમકુમારે પણ દેવીએ કરેલા મહોત્સવસહિત પોતાના નગરમા આવી માતાપિતાના પગમા નમસ્કાર કર્યો, તેથી તેમને બહુ હર્ષ થયો

પછી ભીમકુમારને શુભમુહુર્તે રાજ્ય આપી હરિવાહનરાજાએ દિક્ષા લીધી તે રાજર્ષિ પૂર્વે કરેલા કર્મનો ક્ષય કરી મુક્તિ પામ્યા ભીમકુમાર પણ બહુ કાળસુધી રાજ્ય પાળી અને પછી પુત્રને રાજ્ય આપી પોતે દીક્ષા લઈ કર્મનો ક્ષય કરી મોક્ષ પામ્યો

## ઇતિ ભીમકુમારની કથા

ઈત્યાદિ જિનેશ્વરના મુખથી ધર્મદેશના સાભળી આણદ શ્રાવકની પેઠે નદિનીપ્રિયશ્રાવક પણ ગૃહસ્થધર્મ અગિકાર કરી, કેટલાક પ્રશ્નો પૂછી, જીવાજીવાદિ તત્ત્વોનો વિચાર જાણી પોતાના જીવિતને સફળ ગણતો છતો, વીરપ્રભુને વદના કરી પોતાના ઘેર આવ્યો જિનેશ્વરપ્રભુએ પણ બીજે વિહાર કર્યો પછી સ્રીસહિત નદિનીપ્રિયશ્રાવકને જિનેશ્વરધર્મનુ પાલન કરતા ચૌદ વર્ષ વીતી ગયા, એટલે પદરમા વર્ષને વિષે તેને વિચાર થયો કે, “ મ આ

† પૌત્ર–પુત્રનો પુત્ર

ટલા વર્ષસુધી ફક્ત કુટુંબની ચિંતા કરી છે, તો હવે હું શ્રાવકની પડિમા તપ કરૂં." આ પ્રમાણે વિચાર કરી તેણે બીજે દિવસે ભોજનાદિકથી કુટુંબને સંતોષ્ય પમાડી મ્હોટા પુત્રને ઘરનો ભાર સોંપી પૌષધશાળામાં પુંજવાપૂર્વક દર્ભનું આસન પાથરીને તેના ઉપર બેશી પડિમાતપ આરભ્યું. વિધિ પ્રમાણે તે તપ પૂર્ણ કર્યા પછી ઉપસર્ગરહિત એવો તે નંદિનીપ્રિયશ્રાવક અનશન લઈ વિષયકષાયને ત્યજી દઈ વીરપ્રભુનું સ્મરણ કરતો છતો મૃત્યુ પામીને સૌધર્મદેવલોકમાં અરૂણપ્રભવિમાનને વિષે ચાર પલ્યોપમ આયુષ્ય વાળો દેવતા થયો.

શ્રી ગૌતમસ્વામીએ પૂછ્યું:-" હે ભગવન્! તે નંદિનીપ્રિય શ્રાવક ત્યાંથી ચવી કઈ ગતિ પામશે?" તેવારે પ્રભુએ કહ્યું:— " તે મહાવિદેહક્ષેત્રમાં સિદ્ધિપદ પામશે."

શ્રી સુધર્માસ્વામી કહે છે કે:-" હે જંબૂ! શ્રી ભગવાન્ મહાવીરપ્રભુએ આ પ્રમાણે નંદિનીપ્રિયશ્રાવકનું ચરિત્ર કહ્યું છે.

---

ઇતિ શ્રી વાચકરત્ન લાભગણીના શિષ્ય રાજકીર્તિ
ગણીએ રચેલી ગદ્યબંધ વર્દ્ધમાનદેશનામાં
નંદિનીપ્રિયશ્રાવકને પ્રતિબોધ નામનો
નવમો ઉલ્લાસ સંપૂર્ણ થયો.





# ઉલ્લાસ દસમો.

## તેતલીપિતાશ્રાવકનું ચરિત્ર.

હવે શ્રી સુધર્માસ્વામી ભવ્યજનોને પ્રતિબોધ કરવા માટે શ્રી જબુસ્વામીની આગળ દસમા તેતલીપિતાશ્રાવકનુ ચરિત્ર કહે છે —

આ ભરતક્ષેત્રમા સાવત્થી નામની નગરી છે, તે નગરીની પાસે નાના પ્રકારના ઝાડોથી મનોહર એવુ કુષ્ટક નામનુ ચૈત્ય છે સાવત્થીનગરીમા જિતશત્રુ રાજા ન્યાયથી રાજ્ય કરતો હતો, તે નગરીમા તેતલીપિતા નામનો સમૃદ્ધ શ્રાવક રહેતો હતો, તેને ફલ્ગુની નામની સ્ત્રી હતી તેતલીપિતાશ્રાવકને વ્યાજમા, વેપારમા અને નિધાનરૂપે પૃથ્વીમા ચાર ચાર ક્રોડ સોના મ્હોરો હતી, તેને ચાર ગોકુળો હતા, તેમજ બીજી પણ બહુ સમૃદ્ધિ હતી વળી રાજાને માન્ય એવો તેતલીપિતાશ્રાવક મનુષ્યજાતિના ઉત્તમ ભોગો ભોગવતો હતો

એક દિવસ શ્રી વર્દ્ધમાનસ્વામી પૃથ્વીઉપર વિહાર કરતા કરતા તે નગરીને વિષે સમવસર્યા દેવતાઓએ સમવસરણ રચ્યુ ત્યારે જિતશત્રુરાજા વિગેરે નગરવાસી લોકો જિનેશ્વરને વદના કરવા માટે સમવસરણમા આવવા લાગ્યા તેતલીપિતા પણ પ્રભુને સમવસર્યા જાણી બહુ હર્ષ પામ્યો અને સમવસરણમા જઈ વદના કરી ધર્મદેશના સાભળવા બેઠો પછી શ્રી વર્દ્ધમાનસ્વામીએ દેવ, મનુષ્ય અને તિર્યચને સાધારણ એવી ધર્મદેશના આપી કે - હે ભવ્યજનો ! આ મનુષ્યજન્મ દુર્લભ જાણી તમે દુર્ગતિ આપનારી આળસ ન કરો આ લોકનુ સુખ સુલભ છે, સ્વર્ગનુ સુખ અને સપત્તિ પણ સુલભ છે પરતુ એકાત સુખ આપનારો જિનપ્રણિત ધર્મ દુર્લભ છે ધર્મથી ઉત્તમ કુળમા જન્મ, દિવ્ય રૂપ, સપત્તિ, કીર્તિ અને ઉત્તમસિદ્ધિ પ્રાપ્ત થાય છે, માટે હે ભવ્યજનો ! પ્રમાદ છોડી પ્રયત્નથી ધર્મ કરો વળી ધર્મનુ કારણ

જ્ઞાન જાણી તે જ્ઞાનને વિષે આદર કરો. જ્ઞાનથી પુણ્ય, પાપ, ખાવા યોગ્ય, નહિં ખાવા યોગ્ય, પીવા યોગ્ય, નહિં પીવા યોગ્ય, તેમજ આલોક અને પરલોક, સ્વર્ગ અને મોક્ષ જાણી શકાય છે; જ્ઞાનથી કુગતિનુ દુઃખ નાશ પામે છે; મોક્ષસુખ પ્રાપ્ત થાય છે; જ્ઞાન સર્વે ગુણોનું સ્થાન છે. જેમ સાગરચંદ્રને સર્વ આપત્તિ જ્ઞાનથી સંપત્તીરૂપ થઈ તેમ સર્વને થાય છે" તેવારે તેતલીપિતાએ કહ્યું:-'હે ભગવન્! સાગરચંદ્ર કોણ હતો? અને તેને આપત્તિ જ્ઞાનથી સંપત્તિરૂપ શી રીતે થઇ?" ત્યારે પ્રભુએ કહ્યું:-'હે તેતલીપિતા! તું સાવધાન મનથી તે સાગરચંદ્રનુ આશ્ચર્યકારી ચરિત્ર સાંભળ:-

## જ્ઞાન ઉપર
## સાગરચંદ્રની કથા.

આ ભરતક્ષેત્રને વિષે મલયપુર નગરમાં અમિતચંદ્ર નામનો રાજા રાજ્ય કરે છે, તેને ચંદ્રકળા નામની સ્ત્રી અને સાગરચંદ્ર નામનો પુત્ર છે. તે કુમારનું રૂપ, ગુણો, સૌભાગ્ય અને ભુજાબળ તે કુમારને વિષેજ હતુ, બીજા કોઈમાં દેખાતું નહોતું. કુમાર લીલામાત્રમાં મ્હોટા ગજરાજને વશ કરતો, બળવાન પુરૂષને આકાશમાં ઉછાળી નાખતો અને ભુત પિશાચને સહજમાં સ્વાધિન કરતો હતો. એક દિવસ નગરમાં ક્રિડા કરતા એવા તે કુમારે હાથમાં લેખ લઇને વાંસ ઉપર બેઠેલા એક પુરૂષને દીઠો, તેથી કુમારે તેની પાસે જઇને પૂછ્યું:-"હે ભલા માણસ! એ લેખમાં શું લખ્યુ છે?" ત્યારે તે પુરૂષે કહ્યું. "આ લેખમાં એક અપૂર્વ ગાથા લખી છે." તેવારે કુમારે કહ્યું. "તે ગાથા મને આપ." એટલે તે પુરૂષે કહ્યું. "આ ગાથાની પાંચસેં સોનામ્હોરો કીંમત થાય છે." પછી કુમારે પાંચસે સોનામ્હોરો આપી હર્ષથી ગાથા લીધી. તે ગાથા આ પ્રમાણે.-

अप्पत्थियं चिय न ही एइ, डुहं तह सुहंपि जीवाणं ॥
ता नु चियतु संमोहं, धम्मे चिय कुणहं पमिवन्नं ॥ १ ॥

ભાવાર્થ:-જીવોને નહિં ઇચ્છેલું દુઃખ અને સુખ શું નથી

આવી મળતુ ? માટે મોહનો ત્યાગ કરી ધર્મને વિષે પ્રતિબંધ કરો
પછી સાગરચંદ્રકુમાર તે ગાથા લઈ તેનો અર્થ મનમા વિ
ચારતો છતો ઉદ્યાનમા ગયો અને ત્યા વિવિધપ્રકારની ક્રિડાથી
જેટલામા રમવા લાગ્યો તેટલામા કોઈએ તુરત તેને પકડીને સમુ
દ્રમા ફેંકી દીધો, પણ સારા પુણ્યના યોગથી કુમારને હાથ પાટીયુ
આવ્યુ તેથી તે નવમે દિવસે અમરદ્વીપ દેશ ઉતર્યો પછી નાળી
યેરનુ પાણી શરીરે ચોપડી સારો થયો અને ગાથાનો અર્થ મન
મા સ્મરણ કરવાથી તેને ન જાણનો છતો ફરી ફુલ વિગેરે ખાઈ
ને પોતાની આજીવિકા કરવા લાગ્યો કહ્યુ છે કે, “સત્પુરૂષો અવ
સરને યોગ્ય એવુ કાર્ય કરે છે” તે દેશમા ફરતો એવો કુમાર કોઈએક
ઠેકાણે રોતી એવી સ્ત્રીનો શબ્દ સાભળી તેના તરફ ચાલ્યો આ
ગળ જતા તેણે એવો શબ્દ સાભળ્યો કે, “સાગરચંદ્રકુમાર આ
ભવને વિષે મ્હારો પતિ થાઓ, તેમજ પરભવને વિષે પણ તેજ
મ્હારો પતિ થાઓ” આ પ્રમાણે કહી તે કન્યા ગળામા ફાંસો ઘાલી
જેટલામા મરવા તૈયાર થઈ, તેટલામા કુમારે જઈ ત્યા આવી તેના
ગળાનો ફાસો કાપી નાખ્યો આ વખતે કોઈ વિદ્યાધર ત્યા આ
વ્યો, અને તે કન્યાની વાત કુમારને પૂછવા લાગ્યો સાગરચંદ્રકુ
મારે કન્યાની ગળે ફાસો નાખવા સબંધી સર્વ વાત કહી, એટલે
વિદ્યાધરે કહ્યુ હે સત્પુરૂષ ! તમે આ કન્યાને જીવાડી તેથી અમા
રો બહુ ઉપકાર કર્યો છે” પછી કુમારે પૂછ્યુ “હે વિદ્યાધર !
આ કોણ છે ?” તેવારે વિદ્યાધરે કહ્યુ—

હે કુમાર ! આ દ્વીપમા અમરપુર નામનુ નગર છે, તેમા
ભવનભાનુ નામનો રાજા રાજ્ય કરે છે, તેને ચંદ્રવદના નામની
સ્ત્રી છે, તેમને ચોસઠ કળામા કુશળ એવી કમળમાળા નામની
પુત્રી છે, એ પુત્રીએ સાગરચંદ્રકુમારના ગુણ સાભળીને એવી પ્ર
તિજ્ઞા કરી કે, “આ ભવમા મ્હારો પતિ સાગરચંદ્ર થાઓ, નહિ
તો મ્હારે અગ્નિજ શરણ છે” પછી ભવનભાનુરાજાએ પોતાની
પુત્રી કમળમાળાનો સબંધ સાગરચંદ્રકુમારની સાથે કર્યો, એટલામા
કમળમાળાના રૂપથી મોહ પામેલો સુરસેનવિદ્યાધર જેટલામા તે
કન્યાનુ હરણ કરી અહિં લાવ્યો, તેટલામા તે કન્યાનો મામો આ

મિતતેજવિદ્યાધર અહિં આવ્યો હતો તેણે પોતાની ભાણેજનો વિલાપ સાંભળી બહુ ક્રોધ પામી સુરસેનવિદ્યાધરની સાથે યુદ્ધ કર્યું અને તે વિદ્યાધરને નસાડી મૂક્યો. તેજ આ મ્હારી કમળમાળા નામની ભાણેજ, અને હું પોતેજ તેનો મામો અમિતતેજવિદ્યાધર છું." આ વખતે અમિતતેજની મા વિદ્યુલ્લતા પોતાના પુત્રનુ યુદ્ધ સાંભળી ત્યાં આવી, તેણે સાગરચંદ્રને ઓળખ્યો, તેથી તે બહુ હર્ષ પામીને બોલી કે—

कः कल्पपदपो रत्न निधिः को वा सुधारसः ॥
अनंतफलदो लब्धो, यागः सत्पुरुषैर्यदि ॥ १ ॥

ભાવાર્થઃ—જો સત્પુરૂષની સાથે અનંત ફળ આપનારો યોગ થયો તો પછી કલ્પવૃક્ષ, રત્નનિધિ અને અમૃતરસ તે શું? અર્થાત્ કાંઈ નહીં.

પછી વિદ્યુલ્લતાએ પોતાના પુત્રને કહ્યું કેઃ-"હે અમિતતેજ! આ અમિતચંદ્રરાજાનો પુત્ર સાગરચંદ્રકુમાર છે, મેં નદીશ્વરદ્વીપે જતાં એને જોયો હતો." વિદ્યુલ્લતાનાં આવાં વચન સાંભળી કમળમાળા બહુ હર્ષ પામી અને પોતાના મનમાં વિચાર કરવા લાગી કે, "અહો પુણ્યનું ફળ આશ્ચર્યકારી છે. ક્યાં એ કુમાર! ક્યાં હું અને ક્યાં અમારો મેળાપ!! અહા! દૈવ અનુકૂળ હોય ત્યારે શું શું નથી થતું?"

પછી અમિતતેજરાજાએ કુટુંબસહિત મ્હોટા ઉત્સવથી સાગરચંદ્રકુમારની સાથે પોતાની પુત્રીનું લગ્ન કર્યું, અને કુમારને પોતાના નગરે તેડી ગયો; ત્યાં તેણે મ્હોટા ઉત્સવથી જમાઇને નગરમાં પ્રવેશ કરાવ્યો. સાગરચંદ્રકુમાર પણ ત્યાં ઉત્તમ મહેલમાં નિવાસ કરી વિવિધપ્રકારનાં સુખો ભોગવવા લાગ્યો.

એક દિવસ સાગરચંદ્રકુમાર રાત્રીએ પોતાની સ્ત્રીસહિત શય્યામાં સૂતો હતો, તે જ્યારે સવારે જાગી ઉઠ્યો ત્યારે તેણે પોતાને એક મ્હોટા પર્વતના શિખરને વિષે શિલાઉપર જોયો; તેથી બહુ આશ્ચર્ય પામી વિચાર કરવા લાગ્યો કે, "તે ઘર ક્યાં? તે કમળમાળા પ્રિયા ક્યાં? અને તે શય્યા ક્યાં? તેમજ આ અરણ્ય

કયા ? અને આ શિના કયા ? આ પ્રમાણે થોડીવાર વિચાર કરી ગાથાનો અર્થ વિચારવા લાગ્યો, તેથી તેને ભુખ તરસ વિગેરેનુ કાઇ પણ દુખ લાગ્યુ નહી પછી ભયકર અરણ્યમા ફરતા એવા તે નિર્ભયકુમારે કોઇએક ઠેકાણે અશોકવૃક્ષની નિચે કાયોત્સર્ગ કરીને રહેલા એક મુનિને દીઠા, તેથી વિવેકવત કુમારે મુનિ પાસે જઇ વદના કરીને પૂછ્યુ કે -“ હે ભગવન્ ! જીવોને સુખ શાથી પ્રાપ્ત થાય ? ત્યારે મુનિએ તેને યોગ્યપુરૂષ જાણી ધર્મલાભ આપી તેના હિતને માટે કહ્યુ કે, ‘ સર્વ સુખની ઇચ્છા કરનારો જીવ જિનધર્મ કરે છે કારણ જિનધર્મ વિના ધર્મ, અર્થ અને કામ કયાથી મળે ? ધર્મરૂપ કલ્પવૃક્ષનુ ફળ સમકિત છે, લોકમા સમકિત વિના કરેલો ધર્મ નિષ્ફળ થાય છે, જે જીવ દેવ, ગરૂ અને ધર્મરૂપ ત્રણ તત્વને સદ્દહે છે, તેને જિનેશ્વરોએ સમકિત કહ્યુ છે રાગ દ્વેષને જિતનાર, અઢાર દોષરહિત, યથાર્થ સત્ય કહેનાર, અને ત્રણ લોકને પૂજ્ય એવા જે સર્વજ્ઞ તે દેવ કહેવાય છે સમતાને વિષે રહેલ, પરિગ્રહ રહિત, ધર્મના ઉપદેશ કરવામા તત્પર અને કષાય રહિતને ગુરૂઓ જાણવા દુર્ગતિમા પડતા જીવોનુ જે રક્ષણ કરે તે ધર્મ કહેવાય છે, તે ધર્મ સયમાદિ દસ ભેદે થાય છે, એમ જિનેશ્વરોએ કહ્યુ છે ” આ પ્રમાણે સમકિતને તત્વ જાણી કુમારે સમકિત અગિકાર કર્યું પછી કુમાર જેટલામા ફરીથી મુનિને કાઇ પૂછવા તૈયાર થયો તેટલામા તેણે મુનિને દીઠા નહીં ત્યારે મનમા વિચાર કરવા લાગ્યો “ભાગ્યહીન ધર્મગુરૂ કયા ગયા ?” પછી ગુરૂનો ઉપકાર મનમા સભારતો એવો તે કુમાર જેટલામા વનને વિષે ફરતો હતો તેટલામા ઓચિતી કાઈ સેનાએ આવી તેને ઘેરી લીધો, અને “હે સુભટો ! એ પાપી કુમારને મારી નાખો ” એમ ક્રોધ પામેલો સમરવિજયકુમાર કહેવા લાગ્યો સાગરચદ્રકુમાર આવી કઠોર વાણી સાભળતો છતો પણ ગાથાના અર્થને મનમા સ્મરણ કરવાથી ભયને નહિ ગણતો કોઇ સુભટના હાથમાથી શસ્ત્ર લઈ તે સેનાની સાથે યુદ્ધ કરવા લાગ્યો, તેમા તેણે કેટલાક સુભટોને મારી નાખ્યા અને કેટલાક તો તેને જેઇને નાશી ગયા કુમારે ક્ષણમાત્રમા સેનાને હતી નહોતી બનાવી દીધી વધારે શુ ! પણ

જેમ સૂર્યનો ઉદય થવાથી અંધકાર નાશી જાય તેમ નાશી ગઈ. પછી પોતાની સેનાને ભાગી જતી જોઇ સમરવિજયકુમાર યુદ્ધ કરવા તૈયાર થયો. બન્ને કુમારો મહોન્મત્ત હાથીની પેઠે પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા, તેથી વિજયલક્ષ્મીને પણ ક્ષણવાર વિચાર થઇ પડ્યો કે, "હું કોને વરૂં?" પછી સાગરચંદ્રકુમારે છળ કરી સમરવિજયકુમારને મૃગની પેઠે બાંધી લીધો, ત્યાં તે કુમારે સાગરચંદ્રના પગમાં પડી પોતાના અપરાધની માફી માગી. ત્યારે સાગરચંદ્રે સમરવિજયને છોડી દીધો. આ વખતે કોઈ સ્ત્રી ત્યાં આવી સાગરચંદ્રકુમારને કહેવા લાગી કે:—

હે કુમાર! કુશલવર્ધન નામના નગરમાં કમલચંદ્ર નામનો રાજા રહે છે, તેને અમરકંતા નામની સ્ત્રી અને જિનધર્મથી ભાવિત એવી ભુવનકાંતા નામની પુત્રી છે; તે ભુવનકાંતાએ કોઇના મુખથી ત્હારા ગુણો સાંભળી એવી પ્રતિજ્ઞા કરી કે, "આ ભવને વિષે મ્હારો પતિ સાગરચંદ્ર છે, તે વિના બીજા સર્વે પુરૂષો મ્હારા ભાઇ સમાન છે." આ પ્રમાણે પોતાની દૃઢ પ્રતિજ્ઞા પાળતી તે કન્યા રહેવા લાગી. હવે સેલપુરનગરમાં સુદર્શન નામનો રાજા રાજ્ય કરે છે, તેને સમરવિજય નામનો કુમાર છે, તે પોતે આ ત્હારો શત્રુ છે. એક દિવસ સુદર્શનરાજાએ પોતાના પુત્રને માટે આ કન્યાની યાચના કરી, પરંતુ કમળચંદ્રરાજાએ પોતાની પુત્રી સમરવિજયકુમારને આપી નહીં; તેથી એક દિવસ સમરવિજયકુમાર સેનાસહિત કુશલવર્દ્ધનનગરના ઉદ્યાનમાં આવીને છાની રીતે રહ્યો અને ભુવનકાંતારાજકુમારીને હરણ કરી ચાલ્યો ગયો. તે વખતે મોહથી કન્યાની પાછળ દોડતી એવી હુ જેટલામાં અહિં આવી તેટલામાં મેં તને જોઇને ઓળખ્યો છે; માટે હે રાજકુમાર! તું કૃપા કરી આ સમરવિજય પાસેથી મ્હારી પુત્રીને મંગાવી તું લગ્ન કર." પછી સમરવિજયકુમારે ભુવનકાંતાને લાવી પાછી સોંપી, એટલે સાગરચંદ્રકુમાર તેને પરણીને પોતાના સસરાને મળવા માટે કુશળવર્દ્ધનનગર તરફ ચાલ્યો. રસ્તામાં તેણે વીણાના શબ્દસહિત ગીતગાન સાંભળ્યું, તેથી તે મનમાં વિસ્મય પામી વિચાર કરવા લાગ્યો કે, "અહિં શું થાય છે, ચાલ જઇને જોઉં." આ-




વી રીતે વિચાર કરી તે સાગરચદ્રકુમાર રથસહિત કન્યાને ત્યા મૂકી હાથમા તરવાર લઈ બહુ દૂર ગયો, તો ત્યા તેણે એક મ્હોટા અરણ્યમા સાત ભૂમિકાથી સુશોભિત એવો એક મહેલ દીઠો કુમાર તેનાઉપર થતા ગીતગાનના શબ્દ સાભળી જેટલામા સાતમે માળ ગયો, તેટલામા તેણે ઉત્તમરૂપવાળી પાચ કન્યાઓ દીઠી તે ઉત્તમરૂપવાળી કન્યાઓને જોઇ બહુ વિસ્મય પામેલો કુમાર "આ પાચ કન્યાઓ અહિં કયાથી ?" એમ વિચાર કરતો હતો એટલામા સર્વે કન્યાઓએ "તમે ભલે આવ્યા" એમ કહી ઉભા થઈ આસન આપ્યુ. પછી કુમારે તે કન્યાઓને પૂછયુ "તમે કોણ છો ? અને અહિં એકલી શામાટે રહો છો ?" ત્યારે કન્યાઓએ કહ્યુ–"હે રાજકુમાર ! અમારી વાત સાભળો

વૈતાઢ્યપર્વતઉપર સર્વ વિદ્યાધરોની મધ્યે ચક્રવર્તી એવો સિહનાદ નામનો વિદ્યાધર રહે છે, તે રાજાની અમે પાચ પુત્રીઓ છીએ અમારા કમળા, શ્રી, રભા, વિમળા અને તારા એવા નામ છે એક દિવસ અમારા પિતાએ કોઇ નિમિત્તિયાને પૂછયુ કે, "આ પુત્રીઓનો વર કોણ થશે?" ત્યારે નિમિત્તિયાએ કહ્યુ "હે રાજન્! આ તમારી પાચે પુત્રીઓનો વર ભૂચર ( પૃથ્વીઉપર ચાલનાર ) એવા અમિતચદ્રરાજાનો પુત્ર સાગરચદ્ર થશે, અને તમારી પુત્રીઓને તેનો મેળાપ ઘોરઅંધાર વનમા થશે" પછી અમારા પિતાએ નિમિત્તિયાને સતોષ પમાડી રજા આપી અને અમારા માટે આ ઘોરઅધાર વનમા સાત માળનો મહેલ ચણાવી અહિં રાખી અમારા પુણ્યથી નિમિત્તિયાના કહેવા પ્રમાણે તમે અમને આવી મળ્યા છો, માટે હવે કૃપા કરી અમારી સાથે લગ્ન કરો" પછી કુમારે અતિ વિસ્મય પામી ગાથાનો અર્થ સ્મરણ કરતા તે કન્યાઓની સાથે લગ્ન કર્યું અને જેટલામા તે ત્યા નિશ્ચલ થઇને રહે છે તેટલામા તે સાત માળનો મહેલ અને કન્યાઓ અદ્દશ્ય થઇ ગઈ તેવારે કુમાર મનમા વિચાર કરવા લાગ્યો કે, "શુ મને કોઈ મોહ પ્રગટ થયો છે કે ચિત્તભ્રમ થયુ છે? અથવા તો આ કોઈ દેવનો પ્રભાવ છે?" ફરી ગાથાના અર્થનુ મનમા સ્મરણ કરતો એવો તે કુમાર જ્યા રથ અને ભુવનકાતાને મૂ




કયા હતા ત્યાં આવ્યો તો ત્યાં પણ ભુવનકાંતાને દીઠી નહીં; તેથી બહુ ખેદ પામેલો કુમાર ગાથાના અર્થનું સ્મરણ કરતો આગળ ચાલ્યો અને મ્હોટા અરણ્યમાં ફરતા એવા તેણે આગળ જતાં ઉંચાં તોરણોથી સુશોભિત એવું એક જિનમંદિર દીઠું. કુમાર તે જિનમંદિરની અંદર જઇ રત્નમય જિનપ્રતિમાની પૂજા કરી અને સ્તોત્ર પાઠથી સ્તુતિ કરી જેટલામાં ગાથાના અર્થનું મનમાં સ્મરણ કરતો છતો બેઠો, તેટલામાં તેના પિતાનો મિત્ર સુધર્મરાજા ત્યાં આવ્યો. તેણે જિનરાજની પૂજા કરી બહાર આવી સાગરચંદ્રને ઓળખ્યો, તેથી તે બહુ હર્ષ પામ્યો. સુધર્મરાજાની સાથે તેની સુંદરી નામની પુત્રી જિનેશ્વરને વંદના કરવા આવી હતી, તે પણ સાગરચંદ્રને જોઇ બહુ હર્ષ પામી; કારણ તેને કોઇ નિમિતિયાએ કહ્યું હતુ કે, "ત્હારો પતિ સાગરચંદ્રકુમાર થશે." આ વખતે સિંહનાદચક્રવર્તી પણ પુત્રીઓસહિત ત્યાં આવ્યો અને જિનપ્રતિમાને વંદના કરી સ્નેહથી સાગરચંદ્રકુમારને બોલાવવા લાગ્યો કે:-"હે પુત્ર! તુ મ્હારા પુણ્યથી અહિ ક્ષેમકુશળ આવ્યો છે." ત્યારે કુમારે કહ્યું:-"હે સ્વામિન્! તે પરણેલી કન્યાઓ કયાં ગઇ? અને તે મહેલ કયાં ગયો?" તેવારે સિંહનાદચક્રવર્તીએ કહ્યું:-"હે પુત્ર! સાંભળ.—

સમુદ્રને કાંઠે અમિતતેજ નામનો રાજા રાજ્ય કરે છે, તેને કનકમાલા નામની સ્ત્રી છે, તેમને કમળ અને ઉત્પલાક્ષ નામના બે પુત્રો છે. કમલ ત્હારી સ્ત્રી ભુવનકાંતાને રથમાંથી હરીને ઝટ વૈતાઢ્યપર્વતઉપર લઇ ગયો છે, ત્યાં તે સ્ત્રી શીળ પાળતી છતી રહી છે, અને ઉત્પલાક્ષે પણ ત્હારી પાંચ કન્યાઓનું હરણ કર્યું, મહેલને અદશ્ય બનાવી દીધો, અને તને પૃથ્વીઉપર મૂકયો. આ સર્વ મેં વિદ્યાના બળથી જાણી તે દુષ્ટ ઉત્પલાક્ષને મારી હું આ પાંચ કન્યાઓને અહિં લાવ્યો છુ." સિંહનાદચક્રવર્તીનાં આવાં વચન સાંભળી ક્રોધ પામેલા સાગરચંદ્રકુમારે તે પોતાના સસરાને કહ્યું:-"હે તાત! મને ઝટ વૈતાઢ્યપર્વતઉપર લઇ જાઓ કે જેથી હું તે દુષ્ટને મારી નાંખું." પછી સુધર્મરાજાએ પોતાની પુત્રી સુંદરી સાગરચંદ્રકુમારને ત્યાંજ પરણાવી. પછી સિંહનાદચ-

કનકે સાગરચંદ્રકુમારને વૈતાઢ્યપર્વતઉપર વિમલપુરનગરમા લઈ
ગયો, ત્યા તેણે પાંચે પુત્રીઓ તેને પરણાવી અને બહુ રૂપ કરવા
વિગેરેની વિદ્યા પણ શિખવાડી પછી ભુજબળ અને વિદ્યાબળથી
યુક્ત એવા તેઓ ભુવનકાંતાને લેવા માટે જતા હતા, એવામા
અમિતતેજવિદ્યાધરે ત્યા આવી સાગરચંદ્રકુમારને ભુવનકાંતા પા-
છી આપી અને પોતાના પુત્રના અપરાધની માફી માગી વળી
તે વિદ્યાધરે સાગરચંદ્રકુમારની પ્રથમની સ્ત્રી કમળમાળા પણ ત્યા
લાવી આપી એ રીતે કુમારને ત્યા આઠ સ્ત્રીઓ આવી મળી
પછી વિદ્યાધરના મહારાજા સિંહનાદની રજા લઈ સાગરચંદ્રકુમાર
પોતાની આઠ સ્ત્રીઓસહિત અનેક વિદ્યાધરોથી પરવર્યો છતો દિ
વ્યવિમાનમા બેસી અનેક વાજીંત્રોના શબ્દસહિત આકાશમાર્ગે
થઈને પોતાના મલયપુરનગરે આવ્યો તેવારે પુત્રની મ્હોટી સમૃ
દ્ધિ જોઈ બહુ હર્ષ પામેલા અમિતચંદ્રરાજાએ મહોત્સવથી પુત્રને
નગરમા પ્રવેશ કરાવ્યો કુમાર પણ માતાપિતાના પગમા નમીને
પોતાના મહેલમા ગયો, ત્યા તે પોતાની આઠ સ્ત્રીઓની સાથે
વિવિધ પ્રકારના સુખો ભોગવવા લાગ્યો.

એક દિવસ તે નગરના ઉદ્યાનને વિષે ભુવનાનંદ નામના
કેવળી સમવસર્યા, તે વખતે રાજા અમિતચંદ્ર પુત્રસહિત તેમને
વંદના કરવા માટે ગયો, ત્યા તેણે ત્રણ પ્રદક્ષિણાસહિત વંદના ક
રી ધર્મદેશના સાંભળી દેશનાને અંતે રાજાએ પૂછ્યુ -"હે ભ
ગવન્! સાગરચંદ્રકુમારનુ કોણે હરણ કર્યું હતુ ?" ત્યારે કેવળી-
એ કહ્યુ -"હે રાજન્! ત્હારા પુત્રનુ ચરિત્ર સાંભળ
મહાવિદેહક્ષેત્રને વિષે ધનવંત, ગુણવંત, વિવેકવંત અને વિ
નયમા પ્રીતિવંત એવા બે ભાઈઓ રહેતા હતા, તેઓ જાતે વા
ણિયાના પુત્ર હતા મ્હોટા ભાઈની વહુ પોતાના પતિઉપર બહુ
સ્નેહવાળી હતી, તેમજ તે ધન, ધર્મ, કર્મ વિગેરે કરતી હતી કોઈ
એક દિવસ મ્હોટો ભાઈ પરદેશ ગયો એટલે ન્હાનો ભાઈ મ્હોટા
ભાઈની સ્ત્રીની સાથે મશ્કરીથી વાતો કરતો કરતો બોલ્યો કે, "મ્હા
રા ભાઈને માર્ગે જતા દુષ્ટ ચોરોએ મારી નાખ્યો હાય! હાય! એ
શુ થયુ ?" દીયરના આવા વચન સાંભળી મ્હોટા ભાઈની વ

હુ સ્નેહને લીધે તુરત મૃત્યુ પામી, તેથી ન્હાનો ભાઇ પસ્તાવો કરતો છતો બહુ દુઃખી થયો.

કેટલેક દિવસે મ્હોટો ભાઇ ઘરે આવ્યો અને ન્હાના ભાઇએ કરેલી મશ્કરીથી પોતાની સ્ત્રીની મૃત્યુખબર સાંભળી બહુ દુઃખી થયો. ન્હાના ભાઇએ મ્હોટા ભાઇના ક્ષમા માગી, પરંતુ મ્હોટો ભાઇ ક્રોધ નહિ છોડતાં તાપસ થયો અને અજ્ઞાનતપ કરી ક્રોધસહિત મૃત્યુ પામી અસુરકુમાર દેવ થયો. ન્હાના ભાઇએ પણ જિનેશ્વરપ્રણિત ધર્મ સાંભળી વૈરાગ્યવંત થઇ દીક્ષા લીધી અને શુદ્ધ ભાવથી ચારિત્રને પાળવાનો આરંભ કર્યો. મ્હોટો ભાઇ જે અસુરકુમાર દેવતા થયો હતો તેણે આ ન્હાના ભાઇરૂપ મુનિને ક્રોધથી પકડી શીલાઉપર પછાડીને મારી નાંખ્યો. મુનિ શુભધ્યાનથી મૃત્યુ પામી પ્રાણતદેવલોકમાં દેવતા થયા. તાપસરૂપ મ્હોટો ભાઇ અસુરકુમાર ત્યાંથી ચવી સંસારમાં ભમીને ફરીથી પણ અસુરકુમાર દેવતા થયો અને મુનિરૂપ ન્હાનો ભાઇ પ્રાણતદેવલોકથી ચવીને હે રાજન્! આ ત્હારો પુત્ર સાગરચંદ્ર થયો છે. પૂર્વભવના વૈરથી સાગરચંદ્રકુમારને તે અસુરકુમાર દેવતાએ સમુદ્રમાં ફેંકી દીધો હતો; પરંતુ પૂર્વના પુણ્યને લીધે તેના હાથમાં પાટીયું આવ્યાથી તે બહાર નિકળ્યો અને આવી સમૃદ્ધિસહિત ઘેર આવ્યો છે. ફરી પણ તે અસુરકુમાર તેને ઉપસર્ગ કરશે, પણ તે આ કુમારથી પ્રતિબોધ પામશે.”

આ પ્રમાણે પોતાનો પૂર્વભવ સાંભળી સાગરચંદ્રકુમારને જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થયું, તેથી તે વૈરાગ્યવંત થયો. પછી તેણે પોતાના પુત્રને રાજ્ય સોંપી પોતે માતાપિતાસહિત તેજ કેવળી પાસે દીક્ષા લઇ વિચાર કરવા લાગ્યો કે, “એક ગાથા ભણવાથી મને આટલું બધું સુખ થયું છે, તો હવે હું સર્વ શ્રુતને ભણવાનો અભ્યાસ કરૂં.” આવી રીતે વિચાર કરી તે સાગરચંદ્ર મુનિએ આદરથી અભ્યાસ કરવા માંડ્યો અને અનુક્રમે તે ચૌદ પૂર્વ ભણ્યા. પછી ગુરૂએ તેમને આચાર્યપદે સ્થાપ્યા. અનુક્રમે ભવ્યજીવોને પ્રતિબોધ કરતા એવા તે સાગરચંદ્રમુનિએ છેવટ અનશન લીધું. આ વખતે પૂર્વના વૈરી અસુરકુમારે પક્ષીનું રૂપ કરી

તે મુનિનુ શરીર તોડવા માડ્યુ, પછી સિંહ અને હાથીના રૂપ કરી મુનિને બહુ પીડા ઉપજાવી, પરતુ તે મહાત્મા જરાપણ ક્ષોભ પામ્યા નહી પછી મુનિનો વેર જોઇને ક્રોધ એવા પણ તે દેવતાએ પ્રતિબોધ પામી તેના મ્હોટો ઉત્સવ કર્યો સાગરચદ્રમુનિ કર્મનો ક્ષય કરી કેવળજ્ઞાન પામી મુક્તિપદ પામ્યા અમિતચદ્રમુનિ વિગેરે કેટલાક સાધુ સાધ્વીઓ સ્વર્ગમા ગયા અને કેટલાક મુક્તિ પામ્યા

શ્રી મહાવીરપ્રભુ તેતલીપિતા વિગેરે ભવ્યજીવોને કહે છે કે-"હે ભવ્યજનો ! જેવી રીતે સાગરચદ્રકુમારે જ્ઞાનથી દુખરૂપ સમુદ્રનો પાર પામી સમૃદ્ધિ મેળવી તેમ તમે પણ સર્વ સપત્તિનુ કારણ જ્ઞાન જાણી તે જ્ઞાનને વિષે આદર કરો કે જેથી તમે પણ સર્વ સપત્તિનુ પાત્ર થાઓ

## ઇતિ સાગરચદ્રની કથા

આ પ્રમાણે ધર્મદેશના સાભળી તેતલીપિતાશ્રાવકે આણદ શ્રાવકની પેઠે બાર પ્રકારનો શ્રાવકધર્મ આદર્યો, અને પ્રભુને કેટલાક પ્રશ્નો પૂછી, નવતત્ત્વોને જાણી, પ્રભુને નમસ્કાર કરી હર્ષથી પોતાને ઘેર ગયો પછી તે કુટુબસહિત શુદ્ધદર્શનથી જિનધર્મ પાળવા લાગ્યો ચઉદમે વર્ષે તેને વિચાર થયો કે, "મે ધનથી હીન અને દુખી માણસોનો ઉદ્ધાર કર્યો છે, હવે શ્રાવકની પડિમાતપ કરૂ." આવી રીતે વિચાર કરી પૌષધશાળાને પૂજી, દર્ભનુ આસન નાખી, તે ઉપર બેશી આણદશ્રાવકની પેઠે અગિયાર પડિમા તપ કરવા લાગ્યો બહુ ઉગ્ર પડિમાતપ કરવાથી તે તેતલીપિતા ક્ષીણ થયો પછી સલેખના કરી, અનશન લઈ ભાવના ભાવતા સર્વ જીવોને ખમાવી, વીસ વર્ષસુધી શ્રાવકધર્મ પાળીને શુભ ધ્યાન થી પચપરમેષ્ઠીનુ સ્મરણ કરતા મૃત્યુ પામી સૌધર્મદેવલોકને વિષે અરૂણપ્રભવિમાનમા ચારપલ્યોપમના આયુષ્યવાળો દેવતા થયો

શ્રી ગૌતમસ્વામીએ શ્રી વર્દ્ધમાનસ્વામીને પૂછ્યુ -"હે ભગવન્ ! તે તેતલીપિતાશ્રાવક ત્યાથી ચવી ક્યા જશે ?" તેવારે

શ્રી વીરપ્રભુએ કહ્યું:-" હે ગૌતમ ! તેતલીપિતા દેવભવથી ચવી મહાવિદેહક્ષેત્રમાં મનુષ્યભવ પામીને ત્યાંજ કર્મરૂપ ગાંઠને તોડી નાંખી મુક્તિ પામશે."

ઇતિ શ્રી વાચકરત્ન લાભગણીના શિષ્ય રાજકીર્તિ ગણીએ રચેલી ગદ્યબંધ વર્દ્ધમાનદેશનામાં તેતલીપિતાશ્રાવકને પ્રતિબોધ નામનો દસમો ઉલ્લાસ સંપૂર્ણ થયો.

આ આણંદાદિ દસે શ્રાવકો શ્રી વીરજિનેશ્વરના શાસનને વિષે કહેલા છે; તેઓ સર્વે દેવ, દાનવ અને તિર્યંચોના ઉપસર્ગથી પણ ક્ષોભ પામ્યા નથી; તેમજ સમકિતને વિષે દૃઢ રહેલા છે. સર્વે વીસ વર્ષસુધી જિનધર્મ પાળી સૌધર્મદેવલોકને વિષે દેવતા થયા છે, ત્યાંથી ચવી મનુષ્યભવ પામી કર્મનાં બંધનો નાશ કરી મોક્ષપદ પામશે.

શ્રી સુધર્માસ્વામીના મુખથી આ દસે શ્રાવકોનું ચરિત્ર સાંભળી સમભાવથી ભાવિત આત્માવાળા શ્રી જંબૂસ્વામી ધર્મમાં પ્રીતિવંત થયા.

ઇતિ શ્રી મ્હોટા ખરતરગચ્છમાં શ્રીજિનભદ્રસૂરિના અંતેવાસી વાચનાચાર્ય શ્રી પદ્મમેરૂગણી, તેમના શિષ્ય મેરૂતિલકગણી, તેમના શિષ્ય દયાકળશગણી, તેમના શિષ્ય અમરમાણિક્યગણી, તેમના શિષ્ય ક્ષમારંગગણી, તેમના શિષ્ય શ્રી વાચનાચાર્ય શ્રી રત્નલાભગણીના શિષ્ય શ્રી રાજકીર્તિગણીએ રચેલી ગદ્યબંધ વર્દ્ધમાનદેશના ભાષાંતર સમાપ્ત.

# જૈનધર્મનાં પુસ્તકો.

## भरतेश्वर बाहुबलिवृत्ति भाषांतर
(આવૃત્તિ બીજી)

કિંમત રૂ ૨—૮—૦ ટપાલખર્ચ રૂ ૦।⌐

આ પુસ્તકમા ૬૭ મહાપુરૂષોની તથા ૫૩ મહાસતીઓની મળી કુલ ૧૨૦ કથાઓ નિચે મુજબ આવેલી છે

મહાપુરૂષો ભરત, બાહુબળિ, અભયકુમાર, ઢંઢણકુમાર, શ્રીયક, અનિકાપુત્ર, તથા ઉદાયરાજા, અતિમુક્તમુનિ, નાગદત્તની બે, મેતાર્યમુનિ, સ્થુલીભદ્ર, વજ્રસ્વામી, નંદિષેણમુનિની બે, સિંહગિરિ, કૃતપુણ્યકુમાર, સુકોશળમુનિ, પુંડરીક, કુંડરીક, કેશીગણધર, કરકંડુ, હલ્લકુમાર, વિહલ્લકુમાર, સુદર્શનશેઠ, શાલમુનિ, મહાશાલમુનિ, શાલિભદ્ર, ભદ્રબાહુસ્વામી, દશાર્ણભદ્રરાજા, પ્રસન્નચંદ્ર રાજર્ષિ, યશોભદ્રસૂરિ, જંબૂસ્વામી, વંકચુલકુમાર, ગજસુકુમાર, અવંતિસુકુમાર, વંકકુમાર, ઈલાચીપુત્ર, ચિલાતીપુત્ર, યુગબાહુ મુનિ, આર્યમહાગિરિ, આર્યસુહસ્તિસૂરિ, આર્યરક્ષિતસૂરી, ઉદાયન રાજર્ષિ, મનકપુત્ર, કાલિકાચાર્યની ત્રણ, શાબકુમાર, પ્રદ્યુમ્નકુમાર, મૂળદેવરાજા, પ્રભવસ્વામી, વિષ્ણુકુમાર, આર્દ્રકુમાર, દૃઢપ્રહારી, શ્રેયાંસકુમાર, કુરગડુમુનિ, શય્યંભવસૂરિ, મેઘકુમાર, સ્કંદકકુમાર સ્કંદકાચાર્ય, હરિકેશીબળમુનિ, ધનદેવ અને ધનમિત્ર, ઉત્તમચરિત્રકુમાર, ક્ષેમંકરમુનિ, ક્ષુલ્લકમુનિ, કૃપણ, આષાઢભુતિ વિગેરે સડસઠ મહાપુરૂષોના તથા સુલસા, ચંદનબાળા, મનોરમા, મદનરેખા, દમયંતી, નર્મદા, સુંદરી, સીતા, નંદા, ભદ્રા, સુભદ્રા, રાજિમતી, ઋષિદત્તા, પદ્માવતી, અંજના, સુંદરી, શ્રીદેવી, જ્યેષ્ટા, સુજ્યેષ્ટા, મૃગાવતી, પ્રભાવતી, ચિલ્લણા, બ્રાહ્મી, સુંદરી, રૂક્મિણીની બે, રેવતી, કુંતી, શિવાસતી, જયંતી, દેવકી, દ્રૌપદી, ધારિણીની બે, કળાવતી, પુષ્પચૂલા, પદ્માવતી, ગૌરી, ગાન્ધારી, લક્ષ્મણા, સુશીમા, જંબુવતી, સત્યભામા, યક્ષા, યક્ષદિન્ના, ભુતા, ભુતદિન્ના, સેણા, વેણા, રેણા, શીલવતી, નંદયંતી, રોહિણી, રતિસુંદરી, શ્રીમતી ઈત્યાદિક ૫૩ મહાસતીઓના અદ્‌ભુત ચરિત્રો આવેલા છે. આવા ચરિત્રો વાચવાથી અનહદ આનંદ સાથે બોધ મળે છે.

ત્રીજા ખંડમાં શ્રી તપાગચ્છની ગુરૂઆવળી તેમાં પ્રકરણ પેહેલામાં શ્રી મહાવીરપ્રભુની ગાદી (પાટ) ઉપર શ્રી સુધર્માસ્વામિ બેઠા ત્યાંથી લેઇને વીસમા શ્રી માનતુંગસૂરિ સુધીનું વૃત્તાંત.

પ્રકરણ બીજામાં શ્રી માનતુંગસૂરિની પાટ ઉપર શ્રી વીરસૂરિ બેઠા ત્યાંથી લેઇને પચાસમા શ્રી સોમસુંદરસૂરિ સુધીનું વૃત્તાંત.

પ્રકરણ ત્રીજામાં શ્રી સોમસૂરિની પાટઉપર શ્રી મુનિસુંદરસૂરિ થયા, ત્યાંથી લેઈને સીતેરમા રાજેંદ્રસૂરિ સુધીનું વૃત્તાંત.

પ્રકરણ ચોથામાં શ્રી મહાવીરસ્વામિનાં સ્તવનો, આરતિઓ અને મંગળદીવો વિગેરે બાબતો દાખલ કરવામાં આવી છે.

## पंचप्रतिक्रमणसूत्र अर्थसहित.

કીંમત રૂ ૦-૧૨-૦ ટપાલખર્ચ રૂ ૦-૩-૦

આ પુસ્તકમાં પંચ પ્રતિક્રમણસૂત્ર અર્થસહિત તથા વિધિઓ અને પચ્ચખાણો, તથા નવ સ્મરણ અર્થસહિત, જીવવિચાર અર્થસહિત, નવતત્વ અર્થસહિત, વિગેરે દાખલ કરવામાં આવ્યાં છે. તે શિવાય પુન્યપ્રકાશનું સ્તવન, મહાવીરસ્વામિના પંચકલ્યાણકનું દશ ઢાળોનું મોટું સ્તવન, મહાવીરસ્વામિના સત્તાવીશ ભવનું સ્તવન, તિર્થંકરનાં સ્તવનો અને ચૈત્યવંદનો, થોયો, સઝાયો, ગુંહુળીઓ, તથા લાવણીઓ, હોરીઓ, આરતિ અને મંગળદીવો વિગેરે ઘણો ભાગ સમાવવામાં આવ્યો છે.

## पंचप्रतिक्रमण सूत्र.

કીંમત રૂ ૦--૬--૦ ટપાલખર્ચ એક આનો.

આ પુસ્તકના ત્રણ ભાગ કરવામાં આવ્યા છે. પ્રથમ ભાગમાં પંચપ્રતિક્રમણસૂત્ર તથા બાર પચ્ચખાણ તથા દશ જાતની વિધિ અને નવ સ્મરણ. બીજા ભાગમાં નવતત્વ, ચોવીસ દંડક અને આઠ કર્મની એકસો અઠ્ઠાવન પ્રકૃતિઓ અને ત્રીજા ભાગમાં પુન્યપ્રકાશનું સ્તવન, ચૈત્યવંદનો, સ્તવનો, થોયો, સજઝાયો અને ગહુંલીઓ વિગેરે દાખલ કરેલું છે. પાકા પુંઠાથી બંધાએલ છે.

## रसिक स्तवनावळी. भाग १—२—३

(સુંદર ચાર છબીઓ સાથે.)

કિંમત ૦—૪—૦ ટપાલખર્ચ ૦—૧—૦

## દેવસિરાઇ પ્રતિક્રમણાદિ સૂત્ર

( આવૃત્તિ છઠ્ઠી )

કિંમત રૂ ૦—૨—૦ ટપાલખર્ચ ૦—૦—૬

આ ચોપડી જૈનના બાળકોને ભણવામા બહુજ સુગમ પડે તેવી છે, કારણ કે દરેક પદેપદ જુદુ પાડી ગુજરાતી મોટા અક્ષરથી છાપવામા આવી છે આ બુકને મોહનલાલજી મહારાજે તપાસીને શાળાઓમા ચલાવવાની સૂચના આપેલી છે.

## મુનીપતિ ચરિત્ર ભાષાંતર

કીંમત રૂ ૦—૪—૦ ટપાલખર્ચ એક આનો.

આ પુસ્તકમા અનેક બોધમય ને વૈરાગ્ય તેમજ સસારને અસાર તા જણાવનારી ઉપદેશક કથાઓ ભાષાતર કરાવી છપાવેલ છે.

## ચદરાજાનો રાસ.

કીંમત રૂ ૧—૦—૦ ટપાલખર્ચ બે આના

આ ગ્રંથ પંડિત શ્રી મોહનવિજયજી મહારાજનો રચેલો ચાર ઉલ્લાસની અંદર સાત ઢાળ સહિત ભરપૂર બોધયુક્ત છે.

બાળબ્રહ્મચારી

## શ્રી નેમનાથસ્વામિનુ ચરિત્ર.

(નવ ભવના વર્ણન સાથે )

તથા

## રાજેમતિના નવ ભવનો સબધ

કીંમત રૂ ૦—૪—૦ ટપાલખર્ચ એક આનો.

સર્વે જાત્રાળુઓને અતિ ઉપયોગી

## સિદ્ધાચળના સ્તવનો.

કિંમત રૂ ૦—૩—૦ ટપાલખર્ચ એક આનો.

## રસિક સ્તવનાવળી

ભાગ ૧—લો

કિંમત ૦—૩—૦ ટપાલખર્ચ એક આનો